“ આનન્દજીક પુસ્તકમાળાનું ” પુસ્તક ૧૯ મું.

# ગુલામી વહેપાર

## ( ભાગ ૨ જો. )



ડાહ્યાભાઈ હિંમતલાલ રાવત.

મૂલ્ય ૩ રૂા.

" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા; " પુસ્તક ૧૯ મું.

# ગુલામી વહેપાર

અથવા

## દાસત્વપ્રથા દુ:ખદર્શન.

[ દ્વિતીય ભાગ ]

મિસીસ હૅરિઍટ બીચર સ્ટૉ કૃત
" અંકલ ટૉમ્સ કેબીન " ઉપરથી થયેલા બંગાળીનું ભાષાન્તર

કર્તા
છાથાભાઈ હિંમતલાલ રાવત: વડોદરા.

પ્રકાશક
જીવનલાલ અમરશી મહેતા
મેનેજર-" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા " : અમદાવાદ.

કિંમત રૂપીઆ દોઢ.

સંવત ૧૯૭૫.] પ્રથમાવૃત્તિ [સને ૧૯૧૯.

પ્રત ૧૧૦૦





છાપનાર:-

શરૂઆતનાં પૃષ્ઠ ૧ થી ૯૬ સુધી "શ્રી અંબીકા વિજય" પ્રેસના મેનેજર લખમીચંદ હીરાચંદ પટેલ. ઠે. શાહપુર; વનમાળી વાંકાની પોળ.

અને

બાકીનો ભાગ "નટવર" પ્રિન્ટિંગ પ્રેસના મેનેજર ભોગીલાલ નારણદાસ ખોટીવાળા ઠે. જમાલપુર રોડ; અમદાવાદ.

# પ્રકાશકના બે બોલ.

આ પુસ્તકની પ્રસ્તાવના લેખકે પહેલા ભાગમાં લખી છે તે ઉપરાંત વિશેષ કાંઈ કહેવા જેવું નથી. ઉછરતા અનુવાદક રા. ડાહ્યાભાઈએ આ આખું પુસ્તક કશા પણ બદલાની આકાંક્ષા વિના લખી આપીને આ માળા ઉપર આભાર કર્યો છે.

મોંઘવારીની અસર પુસ્તકપ્રકાશનના કાર્યમાં કેટલા પ્રમાણમાં વધી પડી છે તે વિશે "પૈસાદાર કેમ થવાય?" એ પુસ્તકમાં અમે ખર્ચની લાગતના આંકડા સાથે નિવેદન કર્યું છે, તે વાંચવાથી ખરો ખ્યાલ બંધાશે.

આ પુસ્તક "માળા" ના ગ્રાહકોને પડતર કિંમતે જ અપાય છે.

આ આકર્ષક નવલકથાનો બીજો ભાગ બહાર પાડવામાં વિશેષ વિલંબ થવાથી ઘણા વાંચકો તરફથી અમને ઠપકો મળ્યો છે, અને તે ઉપરાંત પુસ્તકના વેચાણમાં પણ ઘણું નુકસાન સહેવું પડયું છે. તે માટે "અંબિકા વિજય" પ્રેસના મેનેજરની બેદરકારી જ કારણભુત છે. છેવટે તેમના વાયદાથી કંટાળીને અધૂરેથી બીજા પ્રેસનો આશ્રય લીધો ત્યારે જ આ ભાગ આજે બહાર પડી શકયો છે. નહીં તો હજી કેટલા એ મહીના રાહ જોવી પડત.

"જ્ઞાનવર્દ્ધક પુસ્તકમાળા" ના કાયમી ગ્રાહકોને ચાલુ સાલમાં નીચેનાં પાંચ પુસ્તકો અર્ધી કિંમતે અપાયાં છેઃ—

૧-૮-૦ **સુખશાન્તિ-વિચારણા.**
૧-૮-૦ **ગુલામી વહેપાર** ( દ્વિતીય ભાગ )
૧-૦-૦ **પૈસાદાર કેમ થવાય?** ( ગૃહપ્રબંધશાસ્ત્ર )
૨-૪-૦ **ધર્મપાળ અને દેવી કલ્યાણીનો આત્મોત્સર્ગ.**
૦-૮-૦ **બાળગીતા** ( પૂર્વાર્ધ. ગીતાના નવ અધ્યાય. બાળસહિત્ય )

---

**સને ૧૯૨૦ ની સાલમાં** નીચેનાં પુસ્તકોમાંથી જે તૈયાર થઈ શકશે તે "માળા" ના ગ્રાહકોને આપવા ધારીએ છીએઃ—

૧ **મેવાડ પતન** ( દ્વિજેન્દ્રલાલ રાયકૃત નાટક )
૨ **બાળગીતા** ( ઉત્તરાર્ધ. ૧૦ થી ૧૮ અધ્યાય )
૩ **હાસ્યમંદિર**, ભાગ બીજો.
૪ **વીણા-વિહારી** ( નવલકથા )
૫ **સંસારકથા મંજરી**; ખંડ ૧ લો ( સામાજીક ઉત્તમ વાતો )
૬ **હિન્દુધર્મશિક્ષા.**

વિ. પી. નું ખર્ચ ગ્રાહકોને વિશેષ ન પડે માટે અમે પુસ્તકો વરસમાં બે હપતે મોકલવાનું રાખ્યું છે. તે પ્રમાણે ૧૯૨૦ નાં પુસ્તકોમાંથી એ ત્રણ પુસ્તકો ફેબ્રુઆરી—માર્ચમાં વિ. પી. થી મોકલાશે.

મેનેજર—"જ્ઞાનવર્દ્ધક પુસ્તકમાળા."

# દ્વિતીય ભાગની અનુક્રમણિકા.

# ગુલામી વ્હેપાર

## ભાગ બીજો.

### પ્રકરણ ૨૭ મું.

#### મૃત્યુ પહેલાનાં લક્ષણ.




ગસ્ટિન્ સેંટક્લેરનો જ્યેષ્ઠ બંધુ આલફ્રેડ પોતાના પુત્રને લઇને પોતાને ઘેર ચાલ્યો ગયો. તે રહ્યો એટલો વખત સેંટક્લેરના ઘરનાં સઘળાં માણસો મોજમઝાહમાં મશગુલ થઈ ગયાં હતાં. તેથી ઈવાન્જેલિનના સ્વાસ્થ્ય સંબંધી કોઇએ કંઇ ધ્યાન આપ્યું નહિ. ઈવાન્જેલિનનું શરીર હવે તો એટલું બધું દુર્બળ થઇ ગયું કે, તેનામાં પથારીમાંથી ઉઠવાની પણ શક્તિ ન રહી. આટલા દિવસ સેંટક્લેર મિસ ઑફેલિયાની વાતને હસી કહાડતો હતો, પણ હવે તેણે તરત જ ડૉકટરને બોલાવી ઈવાને દેખાડી. તેના હૃદયમાં પણ અનેક આ-શંકાઓ ઉત્પન્ન થવા લાગી.

સેંટક્લેરની સ્ત્રી મેરી ભૂલેચૂકે પણ પોતાની કન્યાના સ્વાસ્થ્ય સંબંધી કંઈ પૂછતી નહિ. હમણાં થોડા વખતથી તેણે પાડોશની સ્ત્રીઓના મ્હોડેથી એ ચાર નવા રોગોની વાત સાંભળી હતી. તેથી એ સઘળાં રોગોનાં લક્ષણ તે પોતાના શરીરમાં જોતી હતી. તેને હમ્મેશાં એ જ ચિન્તા થયા કરતી હતી કે, હું કયારે આ મંદવાડમાંથી સારી થઇશ. કન્યાની સંભાળ લેવાને તેને બિલકુલ વખત જ મળતો નહોતો. વળી તેનામાં બીજો પણ એક વિશેષ ગુણ હતો. તેની માન્યતા એવી હતી કે આ સંસારમાં ફક્ત તેના સિવાય બીજા કોઇને પણ કદી રોગ થઈ શકતો નથી. એથી તે બીજાંની માંદગીને હસી કહાડતી હતી. બીજાં લોકો પોતાને કામ કરવું પડે તે માટે જ માંદા થવાનો ઢોંગ કરે છે એમ તે માનતી. ફક્ત પોતાને જ ખરો મંદવાડ આવે છે એવો ભ્રમ તેના મનમાં પેસી ગયો હતો.

મિસ ઑફેલિયા ઈવાને પ્રાણ કરતાં પણ વિશેષ ચાહતી હતી. સેંટ-ક્લેર તેની વાતને હસી કહાડતો હતો તેથી તેણે ઈવાના રોગ વિષે મેરીની આગળ બેત્રણ વાર વાત કહાડી હતી. તેણે ધાર્યું હતું કે મેરી પોતાની પુત્રીને માટે અવશ્ય ઔષધનો બંદોબસ્ત કરશે. પરંતુ તેની એ માન્યતા ખોટી પડી. જ્યારે તે મેરીને ઈવાના સંબંધમાં કહેતી ત્યારે મેરી બોલી ઉઠતી: "ઈવાને શું થયું છે? તે ખાય છે, પીયે છે અને આનંદથી રમ્યા કરે છે. જો શરીર સારૂં ન હોય તો એ પ્રમાણે તે રમે પણ ખરી કે?" ઑફેલિયા કહેતી: "તમે તેની ઉધરસ જોતાં નથી?" તેના ઉત્તરમાં મેરી બોલતી: "મને પણ ન્હાનપણમાં એવી ઉધરસ થઈ હતી." ઑફેલિયા કહેતી: "પણ ઈવા કેટલી બધી દુર્બળ થઇ ગઇ છે?" મેરી ઉત્તર આપતી: "હું લગભગ પાંચ છ વર્ષ સુધી એવી દુર્બળ રહી હતી." ઑફેલિયા પુનઃ કહેતી: "ઇવાને નિત્ય રાત્રે સખ્ત તાવ આવે છે." મેરી ઉત્તર આપતી: "ઈવાને શું તાવ આવે છે; મને તો એથી પણ સખ્ત તાવ લગભગ દશ વર્ષ સુધી લાગલાગટ આવતો હતો."

મિસ ઑફેલિયાએ જોયું કે મેરી પણ ઈવાને માટે કંઇ કરતી નથી; તેથી તેને નિરૂપાયે ચૂપ રહેવું પડ્યું. પરંતુ હવે તો ઇવા પથારીમાંથી પણ ઊઠી શકતી નહિ. સેંટક્લેરે તેને માટે ડૉક્ટરને બોલાવ્યો એટલે મેરીના હૃદયમાં પુત્રીને માટે એકદમ પ્રેમ ઉત્પન્ન થયો.

મેરી હવે કહેવા લાગી: "હું પ્રથમથી જ જાણતી હતી કે, સેંટ-ક્લેરની બેદરકારીનું ફળ મારે ભોગવવું પડશે. મારે સંતાનશોક સહન કરવો પડશે. હું આટલું તો દુઃખ ભોગવું છું, તેમાં વળી આ સંતાનશોક! એ કરતાં મનુષ્યનું વધારે શું દુર્ભાગ્ય હોઈ શકે! મારે કંઇ પાંચ સાત બાળકો નથી. જે ગણું તેમાં આ એક પુત્રી છે. તેની પણ આ સ્થિતિ થઇ!" એવી રીતે કહીને તે પોતાની દાઝ બિચારા ગુલામો ઉપર કાઢવા લાગી. મમ્મીએ ઈવાની સંભાળ રાખવામાં ઘણી જ બેદરકારી કરી છે એમ કહી તે તેને ધમકાવવા લાગી. પછી અભિમાનથી મ્હોં ફુલાવીને સેંટક્લેરની આગળ રોવા લાગી.

સેંટક્લેર તેને આશ્વાસન આપવા માટે બોલ્યો: "મેરી! આવા નિરુત્સાહ ભરેલાં વાક્યો મ્હોમાંથી ન કહાડ. ઇવાને અવશ્ય સારૂં થઇ જશે."

મેરી: "સેંટક્લેર! તમને માતૃસ્નેહની ક્યાંથી ખબર હોય? માતાના અંતઃકરણમાં સંતાનને માટે કેટલો બધો સ્નેહ હોય છે તેની તમને ખબર પડી ન શકે."

સેંટક્લેર : " પણ તું આવી રીતે ન બોલ. આમાં કંઇ ગભરાવાની જરૂર નથી. "

મેરી : " આવી સ્થિતિ જોઇને શું તમારી પેઠે મારૂં મન સ્થિર રહી શકે ખરૂં કે ? તમારી માફક કંઈ મારૂં હૃદય પત્થરનું નથી ! પુત્ર કહો કે પુત્રી કહો, જે કહો તે મારે તો એ જ છે. તેને માંદી પડેલી જોઇને હું કેવી રીતે શાંત રહી શકું ? "

સેંટક્લેર : " તું ગભરાઇશ નહિ. સખ્ત ઉકળાટને લીધે તેનું શરીર બગડયું છે. એમાં બ્હીવા જેવું કંઈ જ નથી. "

મેરી : " પણ મારૂં મૂર્ખ હૃદય એ જાણવા છતાં પણ માનતું નથી. હું પણ ઇચ્છું છું કે, તમારી માફક ગભરાયા વિના શાંત રહી શકું તો ઘણું સારૂં. પણ શું કરૂં, મારૂં મન માનતું જ નથી. "

બે ત્રણ અઠવાડિયામાં ઇવાને થોડો ઘણો આરામ થઇ ગયો. તે પુનઃ હરવા ફરવા લાગી. કોઇ કોઈવાર પ્રથમની માફક ટૉમની સાથે બગિચામાં જઇને બેસતી. એ જોઈ સેંટક્લેરના આનંદનો પાર ન રહ્યો. પરંતુ મિસ ઑફેલિયા તથા ડૉકટરની નજરે ઈવાની માંદગી બિલકુલ ઓછી જણાઈ નહિ. ઇવા પોતે પણ મનમાં સમજવા લાગી કે, મારે હવે આ પાપથી ભરપૂર સંસારનો ત્યાગ કરીને પરલોકમાં જતા રહેવું પડશે.

પાઠક ! કહેશો કે મનુષ્યના હૃદયમાં મૃત્યુના સમાચાર કોણ કહી જાય છે ? મરણાસન્ન વ્યક્તિના કાનમાં કોણ કહી જાય છે કે, હવે આ સંસારમાં તારા દિવસો પૂરા થઇ ગયા છે ? ઈવાને કોણે કહ્યું કે, તારે હવે આ સંસારનો ત્યાગ કરવો પડશે ? જો તમે એમ કહેતા હો કે મનુષ્યના હૃદયમાં રહેલો અનન્ત સુખનો અભિલાષી, ઇશ્વરની પાસે જવાને પ્રયાસી, અમૃતનો અધિકારી, અવિનાશી આત્મા પ્રથમથી જ મૃત્યુના આવવાના સમાચાર જાણી જાય છે. તો પછી સંસારનાં સઘળાં લોકો કેમ જાણી શકતા નથી વારૂ ? એના ઉત્તરમાં એટલું જ કહી શકાય કે, વિષયમાં લુબ્ધ બનેલાં સાંસારિક જીવોના કાન વિષય—કોલાહલથી બ્હેરા થઈ ગયા હોય છે. તેમનાં ચક્ષુ મોહાન્ધકારથી મિંચાઇ ગયાં હોય છે; આ પાપથી ભરપૂર સંસારમાં રહેવાની પ્રબળ ઇચ્છા મૃત્યુની ચિન્તાને તેમના હૃદયમાં પ્રવેશ કરવા દેતી નથી; તેથી વિષયાસક્ત જીવો મૃત્યુનું આગમન પ્રથમથી જાણી શકતા નથી; મૃત્યુના આગમનનો અવાજ તેમને કદી પણ સંભળાતો નથી. પરંતુ પારકાના દુઃખે દુઃખી થતી પવિત્ર હૃદયની ઈવાન્જેલિન બાલિકા હોવા છતાં પણ સાંસારિક કોલાહલથી

તેના કાન બ્હેરા થઇ ગયા નહોતા. પોતાના સુખની ઇચ્છા કદી પણ તેના હૃદયમાં ઉત્પન્ન થતી નહિ. આ સંસાર તેને દુઃખમય લાગતો હતો, તેથી તેને પરમ પિતા પરમેશ્વરનો તેના દુઃખનું નિવારણ કરવા માટે પોતાના અમૃત-ધામમાં બોલાવવાનો સંદેશો સ્પષ્ટપણે સંભળાયો. આ સંસારનો ત્યાગ કરવો પડશે એમ જાણીને તેને જરા પણ દુઃખ થયું નહિ. કેવળ સ્નેહમય પિતાને ત્યજીને ચાલ્યા જવું પડશે અને પોતાના મરણથી પિતા શોકથી ગાંડા બની જશે એજ વિચારથી તેને દુઃખ થતું.

એક દિવસ ટૉમની આગળ બાઇબલ વાંચતાં વાંચતાં ઈવા અચાનક બોલી ઉઠી: " ટૉમકાકા ! ઇસુખ્રિસ્તે લોકોના કલ્યાણ અર્થે પોતાનો પ્રાણ શામાટે આપ્યો હતો તે હવે હું સ્હમજી શકી. "

ટૉમ: " કેવી રીતે વારૂ ? "

ઈવા: " જેવા તેમના વિચારો હતા, તેવા જ વિચારો મારા મનમાં પણ ઉત્પન્ન થાય છે. "

ટૉમ: " કયા વિચારો મિસ ઈવા ! હું તમારા કહેવાનો ભાવાર્થ સ્હમજી શકતો નથી. "

ઇવા: " ટૉમકાકા ! હું તમને સ્હમજાવી શકતી નથી. પરંતુ જ્યારે મેં તમને તથા બીજા ગુલામોને સ્ટીમરના ગોડાઉનમાં જોયા હતા, ત્યારે મને ઘણું જ દુઃખ થયું હતું. તમારામાંથી કોઇ પોતાનાં બાળકોને માટે, કોઇ પોતાની સ્ત્રીને માટે, કોઇ પોતાના સ્વામીને માટે રોતાં હતાં; એક બાળક તો મા મા કહીને ખૂબ જ રોતો હતો. એ પછી તે દિવસે તમારે મ્હોડેથી પ્રુની વાત સાંભળી મને ઘણું જ દુઃખ થયું હતું. ટૉમકાકા ! તમારા લોકોની દુર્દશા જોઇ મને ઘણું દુઃખ થાય છે. એટલા માટે જ મને એમ વિચાર આવે છે કે જો મારા મૃત્યુથી દુષ્ટ દાસત્વપ્રથાના દુઃખથી રિબાતા ગુલામોનો ઉદ્ધાર થાય, તેઓ સુખી થાય, તો હું શાંતિથી મરી જાઉં. ઇસુખ્રિસ્ત ઘણા દયાળુ હતા; તેથી તેમણે લોકોનું દુઃખ દૂર કરવા માટે પોતાનો પ્રાણ આપ્યો હતો. જો મારા મરણથી દુઃખી ગુલામોનું દુઃખ દૂર થાય તો હું આનંદથી તેઓને માટે મરી જાઉં."

ટૉમ આશ્ચર્યચકિત થઇને બાલિકાના મુખ તરફ જોઇ રહ્યો. પરંતુ પિતાના પગનો અવાજ સાંભળી ઇવા વરંડામાં જતી રહી. ટૉમની બન્ને આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડયો. તે આંખો લુછતાં લુછતાં મમ્મી પાસે જઇને બોલ્યો: " મમ્મી ! મિસ ઇવાને હવે આ સંસારમાં રાખવાની આશા રાખીશ નહિ. તેના લલાટમાં ઇશ્વરનાં અક્ષર છે."

મમ્મી: " હું તો પ્રથમથી જ એ કહેતી આવી છું. આવી દયાળુ હૃદયની પવિત્ર બાલિકા કદી પણ બચે નહિ ! તે આપણને અનાથ કરીને જતી રહેશે. "

ઇવા પોતાના પિતાની પાસે આવી. સેંટક્લેરે તેને પ્રેમપૂર્વક હૃદય સરસી ચાંપી કહ્યું: " ઈવા, હમણાં તો તારૂં શરીર સારૂં છે ને ? "

ઈવા બોલી: " પિતાજી ! મારા મનમાં એક વાત ઘણા દિવસથી રમી રહી છે. હું ઘણી અશક્ત થઈ જાઉં તે પહેલાં જ એ વાત તમને કહી દેવાનું મને ઠીક લાગે છે."

એ સાંભળી સેંટક્લેરનું હૃદય ધ્રુજી ઉઠ્યું. ઈવાએ પિતાના ખોળામાં બેસીને કહ્યું: " પિતાજી ! થોડા વખતમાં મારે તમને ત્યજીને જતા રહેવું પડશે. હું હવે જે સ્થળે જવાની છું ત્યાંથી કદી પણ પાછી ફરીશ નહિ ! પિતાજી ! હવે મને સદાને માટે રજા આપો. " એમ કહીને ઇવાએ એક લાંબો નિશ્વાસ નાંખ્યો.

સેંટક્લેરના હૃદયમાં જાણે ભાલો પેસી ગયો હોય એમ થયું. પરંતુ તેણે પોતાનો મનોભાવ ન જણાવતાં પ્રસન્નતાથી કહ્યું: "બેટી ! તને ખોટો સંદેહ ઉપજ્યો છે, એવી નકામી ચિન્તાઓ છોડી દે. આ જો, તારે માટે હું કેવી સુંદર છબી લાવ્યો છું ! "

ઇવાએ છબી હાથમાં લઇ તરત જ પાસે મૂકી દીધી અને દુઃખી સ્વરે કહ્યું: " પિતાજી ! તમે શામાટે એવી વૃથા આશાઓને તમારા હૃદયમાં સ્થાન આપો છો ? હું ખાત્રીપૂર્વક કહું છું કે મારૂં શરીર સારૂં થશે નહિ. થોડા વખતમાં મારે આ સંસારનો ત્યાગ કરી પરમેશ્વરને ત્યાં જવું પડશે. પિતાજી, મને આ સંસારમાંથી જતાં જરા પણ દુઃખ થતું નથી. કેવળ તમારે માટે તથા સગાં સંબંધીઓને માટે મનમાં ઘણું દુઃખ થાય છે. હું ઘણા દિવસથી આ લોકનો ત્યાગ કરવાની ઇચ્છા કરૂં છું. "

સેંટક્લેર ઇવાને સ્નેહથી દબાવી રાખી બોલ્યો: " બેટી ! તને શાથી આટલું બધું દુઃખ થાય છે ? સુખ શાંતિને માટે જેની જરૂર છે તે સઘળું આપણા ઘરમાં છે. જ્યારે અને જે વસ્તુની તું ઇચ્છા કરે છે, તે હું તરત જ તને લાવી આપું છુ. "

ઇવા: " પિતાજી ! પણ એ સઘળા સુખનો ત્યાગ કરીને સ્વર્ગમાં જવાની મને ઘણી ઇચ્છા થાય છે. કેવળ તમારે માટે જ મને ઘણું લાગી આવે છે. તમને કેવી રીતે ત્યજીને જવું તેની મને સમજણ પડતી નથી. તમારાથી જુદા પડતાં મને ઘણું જ દુઃખ થાય છે ! "

સેંટક્લેર: " ઇવા ! સંસાર શું અત્યાચારથી ભરપૂર છે? એવી કઇ વાત છે કે જેથી તારા મનમાં આટલું બધું દુઃખ થાય છે ? "

ઇવા: " પિતાજી! આ સંસારમાં દરરોજ કેટલા અત્યાચારો થાય છે તે શું જોતા નથી? આપણાં દાસ-દાસીઓને માટે મને ઘણી જ દયા આવે છે. તેઓ મને ઘણી જ ચાહે છે. તેઓને સ્વતંત્ર કરો એવી મારી ઇચ્છા છે. એ લોકોને ગુલામગીરીમાંથી મુકત કરી નાખો તો ઘણું સારૂં."

સેંટક્લેર: " ઇવા, આપણાં દાસ-દાસીઓને શું દુઃખ છે ?"

ઇવા: " પિતાજી ! હમણાં તેમને કંઇ દુઃખ નથી; પરંતુ વિચાર કરો કે, કદાચ તમારૂં મૃત્યુ થાય તો તેમની શી દશા થાય વારૂ ? કંઇ સઘળા લોકો તમારા જેવા દયાળુ હોતા નથી. આલફ્રેડ કાકા તથા મારી માનો સ્વભાવ તમારા જેવો નથી. વળી પ્રુનો શેઠ કેટલો જુલમી હતો ? ઘણાં ગુલામોના શેઠ જુલમગાર હોય છે અને પોતાના ગુલામોને હમ્મેશાં ઘણું દુઃખ આપે છે. " એમ કહીને ઇવા રોઇ પડી.

સેંટક્લેર: " બેટી, પારકાનું દુઃખ જોઇ તારૂં હૃદય ભેદાઇ જાય છે. ખરેખર તું ઘણી જ કોમળ દીલની છે. મેં તને એવી વાતો સાંભળવા દીધી એ જ મ્હોટી મૂર્ખાઇ કરી છે. "

ઇવા: " પિતાજી ! તમારા મ્હોંમાંથી આવી વાતો સાંભળીને મને વિશેષ દુઃખ થાય છે. સંસારમાં કેટલા બધા લોકો દુઃખ ભોગવે છે, તેમને માટે તમને કંઇ લાગતું નથી; પરંતુ તેમના દુઃખની વાતો સાંભળીને મને થોડું દુઃખ થાય છે, તેથી તમને આટલું બધું દુઃખ થયું ! તમે ફક્ત તમારા દુઃખમાં જ દુઃખી થાઓ છો, પરંતુ પારકાના દુઃખમાં જરા પણ ભાગ લેતા નથી. પિતાજી ! એવી સ્વાર્થબુદ્ધિ ન રાખવી જોઇએ. હું શામાટે એ અભાગી મનુષ્યોનાં દુઃખની વાતો સાંભળું નહિ ? તેમનાં દુઃખની વાતો સાંભળીને તેઓનું દુઃખ દૂર કરવું એ આપણું કર્ત્તવ્ય છે. એ લોકોના દુઃખની વાતો સાંભળીને મારૂં હૃદય ચીરાઇ જાય છે. પિતાજી ! ગુલામગીરીને સમૂળગી ઉખેડી નાંખી ગુલામોનો ઉદ્ધાર કરવાનો કંઇ ઉપાય નથી ? "

સેંટક્લેર: " બેટી ! એ ઘણું જ કઠિન કાર્ય છે. ગુલામગીરી ધિક્કારવા યોગ્ય છે એમાં કંઇ જ સંદેહ નથી. ઘણા લોકો એમ માને છે અને હું પોતે પણ આપણા દેશમાં ચાલતી દુષ્ટ દાસત્વ-પ્રથાને અંતઃકરણપૂર્વક ધિક્કારૂં છું. પરંતુ આ પ્રથા કહાડી નાંખવાનો કંઇ ઉપાય નથી. "

ઇવા: " પિતાજી ! તમે ઘણા દયાળુ છો. સઘળા લોકો તમારા ઉપર ઘણો પ્રેમ રાખે છે. તમે લોકોને ઘેરે ઘેર જઇ ગુલામગીરી કહાડી નાંખવા

માટે શામાટે કહેતા નથી ? મારા મરણ પછી તમે નિશ્ચય મારા શોકથી દુઃખી બની, આ ગુલામગીરી કહાડી નાંખવા માટે દરેક જણને કહેશો એવી મને આશા છે. "

ઇવાની વાત સાંભળી સેંટક્લેરનું હૃદય ભરાઇ આવ્યું. તેણે ગદ્દગદ્દ કંઠે કહ્યું : " ઇવા ! તું શું બોલે છે ? શું તું મરી જઇશ ? તારા સિવાય આ સંસારમાં મારૂં કોણ છે ? હું કોને માટે આ પાપમય જીવન ગાળું છું ? તારાવિના હું એક પળ પણ જીવી શકીશ નહિ. બેટી હવેથી આવું બોલીશ નહિ."

ઇવા : " પિતાજી ! પેલી અભાગિણી પ્રુને તેના એક પુત્ર વિના આ સંસારમાં બીજું કોણ હતું ? એ તેના પુત્ર શોકથી પાગલ બની ગઇ હતી. પુત્રના મરણ પછી પણ તે તેના રોવાનો અવાજ સાંભળતી હતી. પિતાજી ! તમે મને જેવી રીતે ચાહો છો તેવી જ રીતે પ્રુ પણ પોતાના પુત્રને ચાહતી હતી."

એટલું કહેતામાં ઇવાનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તેનો કંઠ રૂંધાઇ ગયો. તે રોતાં રોતાં પુનઃ કહેવા લાગી : " પિતાજી ! તેઓનો ઉદ્ધાર કરવા માટે પ્રયત્ન કરો. આપણી મમ્મી પોતાના પુત્રોને ન જોવાથી હમ્મેશાં રોયા કરે છે. ટૉમ પોતાના કુટુમ્બને માટે સર્વદા નિશ્વાસ નાંખ્યા કરે છે;—પિતાજી ! એ બધું મારાથી સહન થઇ શકતું નથી. "

ઇવાને એ પ્રમાણે રોતી જોઇ સેંટક્લેર અતિ દુઃખિત સ્વરે કહેવા લાગ્યો : " બેટી, તું રોઈ રોઇને તારૂં શરીર બગાડ નહિ; આ પ્રમાણે મૃત્યુ માટે ઇચ્છા ન કર. હું દૃઢતાથી કહું છું કે તારી ઇચ્છા પ્રમાણે કરવાને હું યથાશક્તિ પ્રયત્ન કરીશ. "

એ સાંભળી ઇવા તરત જ બોલી : " પિતાજી ! તમે પ્રતિજ્ઞા લ્યો કે હું ટૉમને ગુલામગીરીમાંથી મુક્ત કરીશ. જે ક્ષણે મારૂં—" થોડીવાર રહીને પુનઃ બોલી : " જે ક્ષણે મારૂં મૃત્યુ થાય, તે જ ક્ષણે તેને મુક્ત કરીશ એમ પ્રતિજ્ઞાપૂર્વક કહો. "

સેંટક્લેર : " બેટી ! તું શાંત થા. તારી ઇચ્છા પ્રમાણે હું સઘળું કરીશ."

ઈવાએ પિતાનું ગળું પકડી રાખીને કહ્યું : " પિતાજી! આપણે બન્ને સાથે જ જઇએ તો ઘણું સારૂં થાય. મને ઘણી ઇચ્છા થાય છે કે આપણે સાથે જ જઇએ. "

સેંટક્લેર : " બેટી ! ક્યાં જઈશું ? "

ઈવા : " તે અમૃતધામમાં, તે સ્વર્ગરાજ્યમાં, કે જ્યાં રોગ, શોક અને દુઃખનું નામ નિશાન નથી; કોઇ કોઇના ઉપર અત્યાચાર કરતું નથી. સઘળાં એક બીજાં પ્રત્યે પ્રેમભાવ રાખે છે. "

ઇવાએ એ સ્વર્ગરાજ્યની વાત એવા સરલ વિશ્વાસથી કહી કે જાણે તે ત્યાં ઘણીવાર જઈ આવી જ કેમ ન હોય ! તે પુનઃ બોલી : " પિતાજી ! તમે ત્યાં નહિં આવો ? "

સેંટકલેરે ઈવાને જોરથી હૃદય સરસી દબાવી રાખી. તેણે ઉત્તર ન આપ્યો.

ઈવાએ પુનઃ ઘણી દૃઢતા અને શાંતિથી કહ્યું : " પિતાજી ! તમે અવશ્ય મારી પાસે આવશો. "

સેંટકલેર : " તારા ગયા પછી હું અવશ્ય આવીશ. તારા વિના હું કદી પણ અહિં રહી શકીશ નહિ. હું તને કદી ભૂલવાનો નથી. "

એ પ્રમાણે વાતચિત થઇ રહ્યા પછી સેંટકલેર ઇવાને હૃદય સરસી દબાવી રાખી ચુપ બેસી રહ્યો. જોત જોતામાં સ્હાંજ પડી. ધીમે ધીમે ચારે તરફ અંધારૂં થવા લાગ્યું. ઇવાની પ્રશાન્ત મૂર્તિ અને વિશાળ નેત્રો ઉપર પણ અંધકારે પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું. તેથી સેંટકલેરને ઇવાનું મ્હોં બરાબર દેખાતું નહોતું. પરંતુ તેનો મધુર સ્વર દેવવાણીની પેઠે તેના કાનોમાં પ્રવેશ કરવા લાગ્યો. તેને પોતાના બાલ્યકાળનું તથા સ્નેહમયી માતાનું સ્મરણ થઇ આવ્યું. પોતાના બાલ્યજીવનની આશાઓ અને લોકોનું કલ્યાણ કરવાની અભિલાષા સંસારમાં પ્રવેશ કર્યા પછી કેવી રીતે નાશ પામી, અને નાસ્તિકતા હૃદયમાં કેવી રીતે ધીમે ધીમે પ્રવેશ કરતી ગઇ, એ બધું એક પછી એક તેને યાદ આવવા લાગ્યું. તેણે એવી સ્થિતિમાં બેઠાં બેઠાં ઘણા વિચારો કર્યાં, પણ તે મ્હોડેથી કંઇ બોલ્યો નહિ.

અંતે જ્યારે ઘણું જ અંધારૂં થઈ ગયું ત્યારે ઈવાને તેડીને તે પોતાના શયનગૃહમાં લઇ ગયો અને દાસ–દાસીઓને વિદાય કરી દઇ પોતાની સાથે જ ઇવાને તેણે સુવડાવી અને તે ઉંઘી ગઈ ત્યાં સુધી ગાયન ગાયા કર્યાં.



# પ્રકરણ ૨૮ મું.

## પ્રેમાગ્નિના સ્પર્શથી પાષાણુ પણ પિગળી જાય છે.

રવિવાર હતો. બપોર થઇ ગયા હતા. સેંટક્લેર પોતાના ઘરના વરંડામાં બેસીને ચીરૂટ પીતો હતો. વરંડાની સ્હામેના ઓરડામાં તેની સ્ત્રી મેરી એક કોચ ઉપર બેઠી હતી. મેરીના હાથમાં ઘણી જ સુંદર બાંધણીનું બાઇબલ હતું, આજે રવિવાર હતો, તેથી ધર્મપુસ્તક હાથમાં હોવું જ જોઇએ એવી મેરીની માન્યતા હતી. મેરી વખતો વખત પુસ્તકમાં નજર કરતી હતી. મિસ ઑફેલિયા ઇવાને લઇને કોઈ મેથોડિસ્ટના દેવળમાં ગઈ હતી. તેથી ઘરમાં ઑાગસ્ટિન અને તેની પત્ની સિવાય બીજું કોઈ નહોતું. થોડી વારે મેરીએ કહ્યું;—

“ ઑાગસ્ટિન ! મને લાગે છે કે મને છાતીનું દરદ થયું છે. તેથી આપણા પેલા જુના ડૉક્ટર મિ. પૉસીને બોલાવવા પડશે. ”

સેંટક્લેર : “ મિ. પૉસીને બોલાવવાની હું કંઇ જરૂર જોતો નથી. જે ડૉક્ટર ઈવાની દવા કરે છે, તે પણ ઘણો હુશિયાર જણાય છે. ”

મેરી : “ મને એવા નવા ડૉક્ટરો ઉપર જરા પણ વિશ્વાસ આવતો નથી. મને લાગે છે કે હમણાં મારૂં એ દરદ ઘણું વધી ગયું છે. શરીરમાં હમેશાં ઘણી વેદના થયા કરે છે, અને કંઈ ગમતું જ નથી. ”

સેંટક્લેર : “ તને એ ખોટો ભ્રમ પેસી ગયો છે. તને છાતીનું દરદ થયું હોય એવું મને તો લાગતું નથી. ”

• મેરી : “ એ તો હું પ્રથમથી જ જાણુતી હતી કે તમને મારા કહેવા ઉપર વિશ્વાસ આવવાનો નથી. ઇવાને સ્હેજ માથું દુઃખવા આવે છે કે તમે એકદમ ગભરાઇ જાઓ છો; પરંતુ તમે મારી તો જરા પણ પર્વા કરતા નથી. ”

સેંટક્લેર : “ તું તારી મેળે છાતીનું દરદ થાય એવું માગી લેતી હોય તો એમાં મને કંઇ વાંધો નથી. તારી દૃષ્ટિમાં જો એ રોગ ઘણી આદરણીય વસ્તુ હોય તો ભલે એમાં મને શું નુકસાન છે ? ”

મેરી : “ તમે માનો અથવા ન માનો, પણ હું ખાત્રી પૂર્વક કહું છું

કે, કેટલાક દિવસ સુધી ઈવાની માંદગીની ખટપટમાં પડવાથી મારો આ રોગ ઘણો વધી ગયો છે."

સેંટક્લેર પ્રકટપણે કંઈ ન બોલ્યો. તે મ્હોં ફેરવીને ચીરૂટ પીવા લાગ્યો. તે મનમાં કહેવા લાગ્યો,—"હા, ઈવાની માંદગી વખતે તેં ઘણી મહેનત કરી હતી,—એકવાર પણ તેં ઈવાની ખબર તો પૂછી નહોતી!"

થોડીવાર પછી મિસ ઑફેલિયા ઇવાને લઇને પાછી ફરી. મિસ ઑફેલિયા ગાડીમાંથી ઉતરીને પોતાના ઓરડામાં જતી રહી. ઈવા પિતાની પાસે જઈ તેના ખોળામાં બેસીને દેળમાં જે વિષય ઉપર આજે ભાષણ થયું હતું, તે કહેવા લાગી. એટલામાં મિસ ઑફેલિયાના ઓરડામાંથી ધાંટા પાડવાનો અવાજ આવ્યો.

સેંટક્લેર બોલ્યો: "કોણ જાણે ટૉપ્સીએ આજે વળી શું નવું તોફાન કર્યું છે. બ્હેન ઘણી ગુસ્સે થઇ હોય એમ લાગે છે." તે પૂરૂં બોલી ન રહ્યો એટલામાં ઑફેલિયા ટૉપ્સીને તેનું કાંડુ પકડીને સેંટક્લેરની પાસે ઘસડી લાવી.

સેંટક્લેરે પૂછયું: "કેમ આજે વળી શું ઝઘડો થયો છે?"

ઑફેલિયા બોલી: "હવે હું આ પીડા વધારે વખત સહન કરવા ઇચ્છતી નથી. મારી ધીરજનો અંત આવી ગયો છે. આ રક્ત માંસનું બનેલું શરીર કેટલું સહન કરે? મેં તેના હાથમાં એક સંગીતનું પુસ્તક આપીને તે વાંચવાનું કહ્યું હતું. મારા ગયા પછીથી પુસ્તક ફેંકી દઇને રમવા ન જતી રહે એટલા માટે જતી વખતે હું બ્હારથી તાળું વાસીને ગઈ હતી. પરંતુ આ છોકરી કેટલી તોફાની છે! મારા ગયા પછી મારી પેટી ઉઘાડીને તેમાંથી મારા રેશમી લુગડાં કહાડી ફાડી નાંખીને તેણે પોતાની ઢીંગલીઓનાં લુગડાં સીવ્યાં. મેં આવી ખરાબ છોકરી મારા જન્મમાં પણ ક્યાંય જોઇ નથી."

તેની વાત સાંભળી મેરી બોલી ઉઠી: "બ્હેન! હું તો પહેલાંથીજ કહું છું કે, સખ્ત સજા કર્યા સિવાય એ લોકો સુધરી શકવાનાં નથી." એમ કહી તેણે સેંટક્લેર તરફ તિરસ્કાર દર્શાવી કટાક્ષ કરતાં કહ્યું: "જો મારૂં ચાલતું હોત તો તેને હમણાંજ દંડગૃહમાં મોકલાવી દેત. ચાબુકના ફટકાના મારથી જ્યાં સુધી તે અધમુઇ થઇ ન જાત ત્યાં સુધી તેને માર ખવડાવત."

સેંટક્લેર: "તારૂં ચાલતું હોત તો તું તે પ્રમાણે કરત એમાં લેશ માત્ર સંદેહ નથી. સ્ત્રીઓનું શાસન ઘણું જ કોમળ અને ઘણું જ મધુર હોય

છે ! હું મારા દેશમાં એવી દશ સ્ત્રીઓને પણ જોતો નથી કે તેમને વશ પડેલા એક ઘોડાને અથવા એક ગુલામને અધમુવો કર્યા વિના તેઓ રહેતી હોય. તો પછી પુરૂષોની તો વાત જ શી કરવી ?"

મેરી: "સેંટક્લેર ! તમારી કઢંગી રીત પ્રમાણે ગુલામોને સજા કરવાથી કંઇ લાભ થાય નહિ. ઑફેલિયા બ્હેનમાં વિલક્ષણ બુદ્ધિ છે. તે હવે સ્હમજે છે કે મેં જે કહ્યું તે સઘળું ખરૂં છે કે નહિ."

બીજી ગૃહિણીઓની પેઠે મિસ ઑફેલિયાને પણ કોઇ કોઇ વખતે ક્રોધ ચઢતો. વિશેષતઃ ટૉપ્સી તેને ઘણી હેરાન કરતી હતી તેથી તેને ગુસ્સો આવે એ સ્વાભાવિક જ હતું. પરંતુ મેરીએ તેની બુદ્ધિનાં વખાણ કર્યાં ત્યારે તેને શરમ આવી અને તેનો ક્રોધ સમાઇ ગયો. તે બોલી,—

"ના ! તેને દંડગૃહમાં મોકલવાની મારી જરા પણ મરજી નથી. પરંતુ ઑગસ્ટિન ! મારે આ છોકરીનું શું કરવું તેની મને કંઈ સ્હમજણ પડતી નથી. મેં તેને કેટલી બધી શિખામણ આપી, કેટલાં ઉપદેશ આપ્યાં, છતાં પણ તે હજી સુધરતી નથી. હું તેને દરેક પ્રકારની સજા પણ કરી ચૂકી; પરંતુ જેવી ને તેવીજ તે રહી છે."

સેંટક્લેરે બાલિકાને પાસે બોલાવતાં કહ્યું: "કેમરે ટૉપ્સી વાંદરી ! અહિં આવ."

ટૉપ્સી પાસે આવી કાળી કાળી આંખો મટમટાવીને તેના તરફ જોવા લાગી. તેની આંખોમાં ભય તથા ધૂર્તતા જણાતી હતી.

સેંટક્લેરે તેને પૂછ્યું: "ટૉપ્સી ! તું તોફાન કેમ કરે છે ?"

ટૉપ્સી: "મને લાગે છે કે હું ઘણી જ ખરાબ છું, મિસ ફીલી પણ એમજ કહે છે."

સેંટક્લેર: "તું જોતી નથી કે મિસ ઑફેલિયા તારે માટે કેટલી બધી મહેનત કરે છે? તે કહે છે કે તને સુધારવા માટે તેણે યથાશક્તિ સઘળું કરી જોયું છે."

ટૉપ્સી: "જી હા, તે ખરૂં છે! મારી પહેલી શેઠાણી પણ એમજ કહેતી હતી. તે મને અહિંયાંના કરતાં ઘણો સખ્ત માર મારતી, મારા માથાના વાળ ખેંચતી, બારણાંની સાથે મારૂં માથું પછાડતી; પણ હું કોઈ પણ પ્રકારે સુધરી ન શકી. જો મારા માથાના બધા વાળ ઉખેડી નાંખો તો પણ હું સુધરવાની નથી. હું ઘણી જ ખરાબ છું. હું એક હબસીની છોકરી સિવાય કંઇ જ નથી."

ઑફેલિયાઃ "મેં હવે તેને સુધારવાની આશા છોડી દીધી છે. જેટલું સહન કર્યું એટલું જ બસ છે."

સેંટક્લેરઃ "વારૂ, હું તને એક વાત પૂછવા માગું છું."

ઑફેલિયાઃ "શું?"

સેંટક્લેરઃ "એજ કે, જ્યારે તમારૂં ધર્મશાસ્ત્ર એક અજ્ઞાનાન્ધ બાલિકાનો ઉદ્ધાર કરવાને શક્તિમાન્ નથી, ત્યારે એવા હજારો અજ્ઞાનાન્ધોનો ઉદ્ધાર કરવા માટે બિચારા એક બે પાદરીઓને મોકલવાથી શું ફાયદો થાય છે? હું ધારૂં છું કે તમારા એ હજારો અજ્ઞાનીઓમાંથી આ છોકરી એક ખાસ નમુના રૂપ છે."

મિસ ઑફેલિયાએ તત્કાળ તો કંઇ ઉત્તર ન આપ્યો. ઈવા અત્યાર સુધી શાંતપણે ઉભી રહીને બન્ને જણની વાતો સાંભળતી હતી. તેણે હાથના ઇશારાથી ટૉપ્સીને પોતાની પાછળ આવવા કહ્યું. બન્ને જણ એક ઓરડામાં ગયા.

ઈવા અને ટૉપ્સીના ગયા પછીથી સેંટક્લેર બોલ્યોઃ "ઈવા શું કરે છે એ આપણે જોવું જોઇએ." એમ કહી તે ધીમે પગલે બારણાં આગળ ગયો અને કાચ ઉપર નાંખેલો પડદો ખસેડી નાંખીને મિસ ઑફેલિયાને સંકેત કરી ત્યાં આગળ બોલાવી. મિસ ઑફેલિયા તથા સેંટક્લેર છાનામાના અંદર જોવા લાગ્યાં. ઇવાએ ટૉપ્સીને પોતાની સ્હામે બેસાડી હતી. ટૉપ્સીના મુખ ઉપર તેની સ્વાભાવિક બેપરવાઇ દેખાતી હતી, પરંતુ ઈવાનું મુખ સ્નેહ તથા તેજથી ચળકી રહ્યું હતું. તેનાં વિશાળ નેત્રો અશ્રુથી છલાછલ ભરાઇ ગયાં હતાં.

ઈવા બોલતી હતીઃ "ટૉપ્સી! તારો સ્વભાવ શાથી આટલો બધો ખરાબ થઈ ગયો છે? તું સારી થવા માટે કેમ પ્રયત્ન કરતી નથી? ટૉપ્સી! શું તું કોઇને ચાહતી નથી!"

ટૉપ્સીઃ "હું ફક્ત ખાંડને ઘણી ચાહું છું; અને બીજી મીઠી મીઠી સુખી વસ્તુઓ મને ઘણી ગમે છે!"

ઈવાઃ "તું તારા માબાપને ચાહે છે?"

ટૉપ્સીઃ "તમને તો ખબર છે કે મારે કોઇ માબાપ નથી. મેં પહેલાં પણ તમને એક વખત કહ્યું હતું."

ઇવાઃ "હા, ખરી વાત. તેં એક દિવસ મને એ વિષે કહ્યું હતું ખરૂં. શું તારૂં કોઈ સગું નથી, ભાઇ, બ્હેન, કાકા, કાકી અથવા—"

ટૉપ્સી : " ના, ના, કોઈ જ નથી. મારે કોઈ સગું હતું જ નહિ."

ઇવા : " પણ ટૉપ્સી, તું સારી છોકરી થવા માટે પ્રયત્ન કરે તો સુધરી શકે ખરી."

ટૉપ્સી : " કોઈ પણ પ્રકારે એક હબશીની છોકરી સિવાય હું કંઇ જ થઇ શકું નહિ. હા, જો કદાચ મારી કાળી ચામડી મટી જઈને ધોળી થઇ જાય તો હું સુધરવાને પ્રયત્ન કરૂં ખરી !"

ઇવા : " ટૉપ્સી, તું કાળી છે તેથી શું થઇ ગયું ? લોકો તને ચાહી શકે. જો તું સુધરી જાય તો મિસ ઑફેલિયા તને ઘણી ચાહશે."

મિસ ઑફેલિયા પોતાને ચાહશે એ સાંભળી ટૉપ્સી હસી પડી. તેના હસવાનો અર્થ એ હતો કે, " તમારા કહેવા ઉપર મને બિલકુલ વિશ્વાસ આવતો નથી."

ઇવા : " ટૉપ્સી ! તું કેમ હસે છે ? શું તું એમ માને છે કે તું સુધરી જાય તોપણ મિસ ઑફેલિયા તારી ઉપર પ્રેમ રાખશે નહિ ?"

ટૉપ્સી : " ના, મને જોતાં જ તેમને તિરસ્કાર ઉપજે છે; કેમકે હું એક હબશી બાલિકા છું. જાણે તેમના ઉપર દેડકું પડયું ન હોય, તેવી રીતે મને અડકતાં જ તે ચમકી ઉઠે છે ! નિગ્રો લોકોને કોઇ પણ ચાહી ન શકે અને નિગ્રો લોકો સુધરી પણ ન શકે. એ માટે મને કંઇ દુઃખ થતું નથી." એમ કહીને તે સિસોટી વગાડવા લાગી.

ઇવાનું હૃદય ભરાઈ આવ્યું. તેણે પોતાનો કોમળ શુભ્ર હસ્ત ટૉપ્સીના ખભા ઉપર મૂકી કહ્યું : " ટૉપ્સી, દુઃખિની ટૉપ્સી ! હું તને ચાહું છું. હું તને એટલા માટે ચાહુંછું કે, તું અનાથ છે. તારે કોઈ સગાંવ્હાલાં નથી; હું તને એટલા માટે ચાહું છું કે તું ઘણું દુઃખ ભોગવે છે ! હું તને ચાહું છું અને તારૂં ભલું થાય એમ ઇચ્છું છું. તું જુએ છે કે મારૂં શરીર લથડી ગયું છે. ટૉપ્સી, હું હવે વધારે વખત જીવીશ નહિ. તારો તોફાની સ્વભાવ જોઈ મને ઘણું જ દુઃખ થાય છે. કેવળ મારા આગ્રહથી તું સુધરવાનો પ્રયત્ન કર. હું હવે ઘણા થોડા દિવસ તારી સાથે રહીશ."

કાળી બાલિકાની આંખો અશ્રુથી છલાછલ ભરાઇ ગઇ અને ઇવાના કોમળ શુભ્ર હસ્ત ઉપર ટપ ટપ કરીને બાષ્પ અશ્રુબિન્દુઓ પડવા લાગ્યાં. એ જ ક્ષણે સત્ય વિશ્વાસનું એક કિરણ, સ્વર્ગીય પ્રેમનું એક કિરણ, એ અજ્ઞાનાન્ધ અવિશ્વાસપૂર્ણ બાલિકાના આત્મામાં પ્રવેશ થયું. ટૉપ્સી બન્ને ઢીંચણ વચ્ચે માથું દબાવી ઢળી રોવા લાગી અને તે લાવણ્યમયી બાલિકા જરા નીચી નમી સ્નેહપૂર્ણ નેત્રોથી તેની તરફ જોઇ રહી. જાણે કોઇ

જ્યોતિર્મય દેવદૂત વાંકો વળીને કોઇ પાપાત્માને પાપપંકમાંથી ઉદ્ધાર કરી રહ્યો ન હોય, એવું તાદૃશ્ય ચિત્ર જણાવા લાગ્યું.

ઇવા કહેવા લાગી : “ દુઃખિની ટૉપ્સી, શું તને ખબર નથી કે, ઇશ્વિર દરેક જણને ચાહે છે ? મારી પેઠે તે પણ તને ચાહે છે. મારા કરતાં પણ તને ઘણી ચાહે છે. કારણ, મારા કરતાં તે ઘણો દયાળુ છે. તું સુધરીશ તો તે તને મદદ કરશે, ત્યાર પછી તું સ્વર્ગમાં જઇ શકીશ અને ત્યાં સદાને માટે ઇશ્વિરના દૂતરૂપે રહીશ. તું શરીરે કાળી છે તેથી ત્યાં તને કંઇ પણ અડચણ આવશે નહિ; એને માટે તું નિશ્ચિંત રહેજે. ટોપ્સી, આ વાતો ધ્યાનમાં રાખ. ટૉમકાકા જે જ્યોતિર્મય સ્વર્ગીય આત્માઓનું ભજન ગાય છે, તેમના જેવી તું પણ થઇ શકીશ.”

ટૉપ્સી : “ ઇવા, મિસ ઈવા ! હું પ્રયત્ન કરીશ. હું સુધરવાને પ્રયત્ન કરીશ. મને પહેલાં આવી બાબતો ઉપર બિલકુલ ધ્યાન નહોતું.” એમ કહી ટૉપ્સી રોવા લાગી.

એ વખતે સેંટક્લેરે કાચનાં બારણાં ઉપર પડદો નાંખી દઇને કહ્યું : “ આ દેખાવ જોઇને મારી સ્નેહમયી માતાનું મને સ્મરણ થાય છે. મારી મા જે કહેતી હતી તે સઘળું સત્ય છે. જો આપણે આંધળાઓને દેખતાં કરવા હોય તો ઈસુનું અનુકરણ કરવું જોઇએ,—આંધળાઓને પાસે બોલાવીને તેમનાં શરીર ઉપર આપણા હાથ મૂકવા જોઇએ.”

મિસ ઑફેલિયા બોલી : “ નિગ્રો—હબશીઓ ઉપર મને એક પ્રકારનો તિરસ્કાર આવે છે. હું સત્ય કહું છું કે, એ બાલિકાને હું મારા શરીરને સ્પર્શ કરવા દઈ શકું નહિ; પરંતુ તે મારા મનનો ભાવ જાણે છે, તેની મને સ્વપ્ને પણ ખબર નહોતી.”

સેંટક્લેર : “ બાળકોની બુદ્ધિ ઘણી વિલક્ષણ હોય છે. તેઓ સ્હામાના મનની વાત એકદમ જાણી લે છે. હું ખાત્રીપૂર્વક કહું છું કે, જો તું કદાચ કોઇ બાળકને મનમાં ધિક્કારતી હોય અને ઉપરથી ચાહવાનો ડોળ કરી તેનું ભલું કરવા માટે ગમે એટલી મહેનત કરે, તેના ઉપર ઘણા ઉપકાર કરે, પણ જ્યાં સુધી તારા મનમાં તેને માટે ખરો સ્નેહ ન ઉપજે ત્યાંસુધી તેના હૃદયમાં તારે માટે લેશ માત્ર પણ કૃતજ્ઞતા ઉત્પન્ન થશે નહિ. જો કે એ ઘણી જ આશ્ચર્યકારક વાત છે, પરંતુ તે સત્ય છે એમાં કાંઈ પણ સંદેહ નથી.”

ઑફેલિયા : “ હું મારા મનમાંથી એ ભાવ કેવી રીતે કાઢી નાંખું તેની મને કંઇ સ્હમજણ પડતી નથી. નિગ્રો—હબશીઓ મને જરા પણ ગમતાં

નથી. તેમાં એ બાલિકા ઉપર તો મને ઘણો જ ધિક્કાર આવે છે. એ ભાવ હું કેવી રીતે દૂર કરૂં ?"

સેંટક્લેર: "ઈવાએ એ ભાવ જેવી રીતે દૂર કર્યો છે તેવી રીતે તું પણ કર."

ઑફેલિયા: "હા, ખરેખર એ દેવબાળા છે! ઇવાએ ક્રાઇસ્ટનું અનુકરણ કર્યું છે. હું પણ ઈવાની પેઠે થઇ શકું તો કેવું સારૂં થાય ! ઈવાની પાસેથી મારે ઘણું શિખવાનું છે."

સેંટક્લેર: "હા, માણુસ મ્હોટો થઈ જવાથી જ કંઇ સઘળી વાતોમાં પંડિત થઇ જતો નથી. ન્હાનાં બાળકો પાસેથી પણ તેને ઘણી વાતો શિખવાની રહી જાય છે."

---

## પ્રકરણ ૨૯ મું.

### મૃત્યુ.

"Weep not for those whom the veil of the tomb,
In life's early morning, hath hid from our eyes."

---



આ સંસારમાં ખરો વીર કોણ છે ? જેણે પોતાના બાહુબળથી અનેક રાજાઓને પરાજિત કર્યા છે, અસંખ્ય નર-નારીઓ ઉપર સત્તા સ્થાપી છે, તે જ શું ખરો વીર છે ? જેના ભયથી નિર્બળ મનુષ્યો સર્વદા ભયભિત રહ્યા કરે છે, જેની નિર્દયતાનું સ્મરણ થતાં હૃદય થર થર ધ્રુજી ઉઠે છે, તે જ શું ખરો વીર છે ? ના, કદાપિ નહિ. જેને મૃત્યુની જરા પણ બીક લાગતી નથી, જે સર્વદા સહાસ્ય મુખે મૃત્યુને ભેટવા માટે તૈયાર રહે છે; જગતના હિતને માટે, જનસમાજના કલ્યાણને માટે, જે પોતાનો પ્રાણ આપતાં પણ પાછી પાની કરતો નથી, જે જગતમાં પ્રેમનો પ્રચાર કરી મનુષ્યોનાં અદમ્ય હૃદયોને વશીભૂત કરી શકે છે, તે જ ફક્ત વીર કહેવડાવવાને યોગ્ય છે. તેને જ ખરો વીર કહી શકાય.

આ ન્હાની બાલિકા રોગશય્યામાં પડી છે. પોતાના દુઃખમાં પણ પારકાનું દુઃખ જોઇ તેનાં નેત્રોમાંથી અશ્રુ પાડે છે. પારકાનું દુઃખ જોઇને પોતાનું દુઃખ ભૂલી ગઇ છે. શું એના જીવનમાં ખરી વીરતાનાં લક્ષણ જણાતાં નથી ?

પાઠક ! આવો, આપણે ઇવાના શયનગૃહમાં પ્રવેશ કરીએ. ઇવાન્જેલિન શું કરે છે, તે જુઓ. ખરૂં વીરત્વ કોને કહેવાય તેનો અનુભવ તમને અહિંથી થશે.

ત્રીજા પહોરનો સમય હતો. ઇવાન્જેલિન પથારીમાં સુઇ રહી હતી. તેની પાસે તેનું ન્હાનું બાઇબલ પડ્યું હતું. તે ઘડીકમાં બાઇબલ ઉઘાડીને વાંચતી અને ઘડીકમાં બંધ કરી દેતી. એટલામાં અચાનક તેણે પોતાની માતાને બોલતી સાંભળી.

" કેમરે ! અહિં તું શું તોફાન કરે છે? બોલ, આ ફૂલ તું કયાંથી લઇ આવી ? " એ પછી એક જોરથી તમાચાનો અવાજ સંભળાયો.

કોઇએ ઉત્તર આપ્યો. બોલનાર ટૉપ્સી છે એમ ઈવા તેના સ્વર ઉપરથી જાણી ગઈ. ટૉપ્સી બોલી : " જી, હું આ ફૂલ મિસ ઈવાને માટે—"

" વાહ ! ઈવાને માટે તું ફૂલ લાવી છે ? તારો વાંક સંતાડવાને સારૂ તને ઇવાનું નામ દેતાં ઘણું સરસ આવડે છે. તું એમ ધારે છે કે ઈવા તારા ફૂલ માટે બેસી રહી છે? જા, નિકળ. કાળી હબશણ ! "

શરીરમાં શક્તિ નહોતી છતાં પણ ઈવા પથારીમાંથી ઉઠીને વરંડામાં આવી. તેણે સજળ નયને માતાની સન્મુખ આવી કહ્યું : " મા ! તેને ધમકાવ નહિ. મારે એ ફૂલ જોઇએ છે, મને આપ. "

મેરી બોલી : " કેમ ઈવા, તારો આખો ઓરડો તો ફૂલોના ઢગલાથી ભરાઈ ગયો છે. "

ઇવા : " મારે વધારે જોઇએ છે. ટૉપ્સી, એ ફૂલ અહિં લાવ. "

ટૉપ્સી અત્યાર સુધી અભિમાનથી દૂર ઉભી રહી હતી. તે ઈવાની વાત સાંભળી ધીમે ધીમે પાસે આવી અને શરમાતાં શરમાતાં ઈવાના હાથમાં તેણે ફૂલની કલગી મૂકી. ટૉપ્સીના મુખ ઉપર હવે પહેલાંની માફક બેપરવાઇ તથા લુચ્ચાઈ જણાતી નહોતી.

ઈવા હાથમાં કલગી લઈને બોલી : " વાહ ! કેવી સુંદર કલગી ગુંથી છે ! "

ખરેખર ટૉપ્સીએ જૂદા જૂદા ફૂલોની ઘણા જ યત્નથી એક સુંદર કલગી બનાવી હતી. ઈવાની વાત સાંભળીને તેનું મુખ પ્રફુલ્લિત થઈ ગયું.

ઈવા બોલી : " ટૉપ્સી ! તને ઘણીજ સુંદર કલગી બનાવતાં આવડે છે. મારી પાસે એક ફૂલદાની છે. તેમાં કોઇ ફૂલ મૂકતું નથી. તું એ ફૂલદાનીમાં રોજ ફૂલો ગોઠવજે. "

મેરી બોલી : " વાહ ! ઘણું જ આશ્ચર્યકારક છે ! એને ફૂલ ગોઠવતાં શું આવડશે ? "

ઈવા બોલી : " મા ! ટૉપ્સી ફૂલ ગોઠવશે એમાં તને શું નુકસાન છે વારૂ ? તેની ઇચ્છા પ્રમાણે એ ગોઠવશે. તેને રોકીશ નહિ. "

મેરીએ કહ્યું : " વારૂ, તારી ઇચ્છા પ્રમાણે કર. " પછી ટૉપ્સીને સંબોધી બોલી : " ટૉપ્સી, ઈવા જે કહે તે પ્રમાણે કરજે. "

ટૉપ્સીએ માથું નમાવી આજ્ઞા ગ્રહણ કરી. જ્યારે તે જવા લાગી ત્યારે ઈવાએ જોયું કે તેની આંખોમાંથી અશ્રુબિન્દુઓ ટપકતાં હતાં.

ઈવાએ કહ્યું : " મા ! હું જાણું છું કે, ટૉપ્સી મારે માટે કંઇ કરવા ઇચ્છે છે. "

મેરી : " ખોટી વાત. એને ફક્ત તોફાન કરવું ગમે છે. તે જાણે છે કે ફૂલ તોડવાની મનાઇ છે તેથી તેણે જાણી જોઇને ફૂલ તોડયાં. પરંતુ એ ફૂલ તોડે એવી તારી ઇચ્છા હોય, તો એમાં મને કાંઇ વાંધો નથી. "

ઈવા : " મા ! હું ધારૂં છું કે હવે ટૉપ્સી પહેલાં કરતાં ઘણીજ સુધરી ગઈ છે. તે સુધરવા માટે ઘણો યત્ન કરે છે. "

મેરી હસતાં હસતાં બોલી : " હજી ટૉપ્સીને સુધરવાની ઘણી વાર છે. જો યત્ન કરવાથી જ સુધરી શકાતું હોય તો હજી પણ તેને ઘણા સમય સુધી યત્ન કરવો પડશે. "

ઇવા : " પણ મા ! તું તો જાણે છે કે, સુધરવા માટે તેની સ્થિતિ ક્યાં અનુકૂળ હતી ? "

મેરી : " અહિં આવ્યા પછી તેને માટે સઘળું અનુકૂળ છે. અહિંયાં કેટલા સદુપદેશ મળ્યા છે, કેટલું ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત થયું છે. મનુષ્યથી જેટલું બની શકે તેટલું સઘળું તેને સુધારવા માટે કરવામાં આવ્યું છે; તો પણ તે પહેલાંની માફક દુષ્ટ સ્વભાવની જ રહી છે. તે હમ્મેશાં એવી જ રહેશે. તું કદી પણ એને સુધારી શકીશ નહિ. "

ઈવા : " મા ! આપણે ઘણા સ્નેહ તથા યત્નથી ઉછરીએ છીએ; આપણાં માતાપિતા અને સગાંવહાલાં આપણા ઉપર અતિશય પ્રેમ રાખે છે. તેથી આપણને સુધરવાનો સુયોગ મળે છે. પરંતુ બાલ્યકાળથી જ ટૉપ્સીને કોઈ ચાહનાર અથવા તેની સંભાળ લેનાર નહોતું, એટલે એવી અવસ્થામાં તે કેવી રીતે સુધરી શકે વારૂ ? "

મેરીએ કર્કશ સ્વરે કહ્યું : " વારૂ ! આવી વાતોનું અત્યારે કાંઈ પ્રયોજન નથી. આજે ઘણો જ ઉકળાટ થાય છે. "

ઇવા : " મા ! ટૉપ્સી સુધરી જઇને સ્વર્ગીય પ્રકૃતિ પ્રાપ્ત કરી શકશે એ શું તું માનતી નથી ?"

મેરી હાઃ હાઃ હાઃ કરીને હસી પડી. તે બોલી : " ટૉપ્સી સ્વર્ગીય પ્રકૃતિ પ્રાપ્ત કરશે ! કેવી આશ્ચર્યકારક વાત તારા મ્હોંમાંથી સાંભળી ? ટૉપ્સી સુધરશે એ તારા સિવાય બીજું કોઇ પણ કદી માની ન શકે."

ઇવા : " મા ! શું પરમેશ્વરે ટૉપ્સીને ઉત્પન્ન કરી નથી ? આપણે જેવાં ઇશ્વરનાં બાળક છીએ, તેવી જ ટૉપ્સી પણ શું ઇશ્વરની પુત્રી નથી ?"

મેરી : " હા, ટૉપ્સી પણ ઈશ્વરનું જ બાળક છે એ હું માનું છું. પણ હવે એની નિરર્થક વાતો જવા દે. મારી નાસદાની કયાં છે ? મારૂં માથું દુઃખવા આવ્યું છે. "

માતાના મુખમાંથી એવાં વચનો સાંભળી પરદુઃખભંજન કોમળ હૃદયની ઈવાન્જેલિન ધીમા સ્વરે બોલી : " હા પરમેશ્વર ! કેટલા દુઃખની વાત છે ! "

મેરીએ કહ્યું : " દુઃખની વાત શું છે, ઇવા ? "

ઇવા : " મા ! જો આ હબશી દાસ–દાસીઓને સારૂં શિક્ષણ આપવામાં આવે તો બીજા લોકોની માફક તેઓ પણ સ્વર્ગીય પ્રકૃતિ પ્રાપ્ત કરી શકે. પરંતુ દિવસે દિવસે તેઓ કુટુમ્બ કલત્ર સહિત નરક તરફ જાય છે, તેમનું અધઃપતન થતું જાય છે. આ દેશમાં તેઓને મદદ કરનાર એક પણ મનુષ્ય નથી."

મેરી : " તેઓ નરકમાં જશે એમાં આપણે શું કરીશું ? આવી નિરર્થક ચિન્તા કરીને દુઃખી થવાની બિલકુલ જરૂર નથી. આપણે પોતે સુખમાં છીએ તે માટે પરમેશ્વરનો આપણે પાડ માનવો જોઇએ. આપણે પોતે સુખી છીએ એમ માનીને સંતુષ્ટ રહેવું જોઇએ. "

ઇવા : " હું પોતે સુખી છું એમ માની મારાથી કદી પણ સંતુષ્ટ રહી ન શકાય. આ સકળ દીન દુઃખી દાસ–દાસીઓનું દુઃખ જોઈ મને ઘણું જ કષ્ટ થાય છે. "

મેરી : " મને તારી વાતોથી આશ્ચર્ય થાય છે. આપણા ખ્રિસ્તી ધર્મના મત પ્રમાણે પોતાના સુખ, સંપત્તિ માટે ઈશ્વરનો આભાર માની સંતુષ્ટ ચિત્તે જીવન વ્યતીત કરવું જોઇએ. "

પાઠક ! મેરીએ એંગ્લો ઇન્ડિયન સંહિતામાંથી ખ્રિસ્તિ ધર્મનું શિક્ષણ મેળવ્યું હોવું જોઇએ; નહિં તો તે બાઇબલની દશ આજ્ઞાને ( Ten commandments ) એકદમ ભૂલી ન જાત.

ઈવા માતાના મુખ તરફ જોઈ રહીને કંઈ વિચાર કરવા લાગી. થોડી-વાર પછી તે બોલી: "મા! મારે મારા માથાના થોડા વાળ કપાવવા છે."

મેરી બોલી: "વાળ કપાવીને શું કરીશ?"

ઈવાએ ઉત્તર આપ્યો: "હુ મારા હાથે આપણાં દાસ-દાસીઓને મારા વાળ આપવા માગું છું. તું ફોઇને બોલાવી મારા વાળ કપાવી નાંખ."

મેરીએ મિસ ઑફેલિયાને બોલાવી. મિસ ઑફેલિયા આવી એટલે ઈવાએ પોતાના સુંદર વાળને હાથમાં લઇ કહ્યું: "ફોઇ, આ ઘેટાનું ઉન ઉતારી લ્યો!"

એટલામાં અચાનક સેંટક્લેર ઈવાને માટે થોડા ફળ લઇને ત્યાં આવી પહોંચ્યો. તે બોલ્યો: "આ શું થાય છે?"

ઈવાએ કહ્યું: "પિતાજી! મારા વાળ ઘણા વધી ગયા છે, તેથી માથે ગરમી ઘણી ચઢી જાય છે. તે સિવાય બીજું પણ એક કારણ છે. હું મારા થોડા વાળ આપણાં માણસોને વહેંચતી જવા ઇચ્છું છું, એટલા માટે ફોઇને મારા થોડા વાળ કાપી નાંખવાને કહું છું."

મિસ ઑફેલિયા કાતરથી વાળ કાપવા લાગી એટલે સેંટક્લેર બોલી ઉઠયો: "બ્હેન, જરા સંભાળ રાખીને વાળ કાપજે. ઈવાના વાળની શોભા બગાડી નાંખતી નહિ. નીચેના જે વાળ દેખાતા નથી તે કાપી નાંખજે. ઇવાના ગુચ્છાદાર વાળને માટે મને ઘણું અભિમાન છે."

ઈવાએ દુઃખિત સ્વરે કહ્યું: "એટલે શું પિતાજી?"

સેંટક્લેર: "ઇવા, તુ સ્હમજી ન શકી? હું જયારે તને લઇને તારા કાકાને ત્યાં હેનરિકને જોવા જાઉં ત્યારે તારા વાળ સુંદર દેખાવા જોઇએ."

ઈવા: "મારાથી ત્યાં આવી શકાશે નહિ. હું એ કરતાં પણ સુંદર પ્રદેશમાં જવાની છું. પિતાજી, તમે મારી વાત ઉપર વિશ્વાસ રાખો. હું દિવસે દિવસે દુર્બળ થતી જાઉં છું, એ તમે જોતા નથી?"

સેંટક્લેર: "બ્હેન! આવી ભયંકર વાત ઉપર મને વિશ્વાસ રાખવાનું શામાટે આગ્રહ કરીને કહે છે?"

ઈવા: "પિતાજી! હું જે કહું છું તે સઘળું સત્ય છે. જો તમે આ વાત ઉપર હમણાંથી જ વિશ્વાસ રાખશો, તો કદાચ તમે તેના સંબંધમાં મારી માફક અનુભવી શકશો."

સેંટક્લેર ચુપ થઈ જઈ દુઃખિત હૃદયે કાપેલા વાળ તરફ જોઇ રહ્યો. ઈવા વાળનો એક એક ગુચ્છો લઈ તેના તરફ ઉત્સુક નેત્રે નિહાળવા લાગી

અને પોતાની આંગળીઓની આસપાસ વિંટાળવા લાગી. તે વારંવાર પોતાના પિતાના મુખ તરફ શંકાશીલ નજરે જોવા લાગી.

મેરી બોલી ઉઠી: " મેં જે અનુમાન કર્યું હતું, તે જ આખરે ખરૂં પડયું. જે ચિન્તાથી દિવસે દિવસે મારૂં શરીર દુર્બળ થતું જાય છે, તે જ આખરે આગળ આવતી જાય છે. મારા દુઃખમાં ભાગ લેનાર કોઇ જ નથી. સેંટક્લેર ! હવે થોડા જ વખતમાં તમે મારૂં અનુમાન ખરૂં પડેલું જોશો. "

સેંટક્લેરે ઘણા તીખા સ્વરે ઉત્તર આપ્યો: " તારૂં અનુમાન ખરૂં પડશે ત્યારે જ તારા મનમાં શાંતિ થશે એ હું જાણું છું !"

મેરી, સેંટક્લેરનાં માર્મિક વાકયો સાંભળી મ્હોં ઉપર રૂમાલ ઢાંકીને સુઇ ગઈ. ઇવાના નીલ નેત્રો ઘડીકમાં માતા તરફ તો ઘડીકમાં પિતાના તરફ ફરવા લાગ્યાં. એ દૃષ્ટિ શાંત દૃષ્ટિ છે, જીવન્મુક્ત આત્માની ગૂઢ ભાવદર્શક દૃષ્ટિ છે. આજે તેને પોતાના માતપિતાની પ્રકૃતિનો પૂરેપૂરો પરિચય થયો.

તેણે થોડીવારે હાથના ઇશારાથી તેના પિતાને પોતાની પાસે બોલાવ્યો. સેંટક્લેર તેની પાસે આવીને બેઠો.

ઇવા બોલી: " પિતાજી, દિવસે દિવસે મારા શરીરની શક્તિ ક્ષીણ થતી જાય છે અને હું જાણું છું કે, હવે મારૂં જીવન સમાપ્ત થવા આવ્યું છે. હું અલ્પ સમયમાં આ અસાર સંસારનો ત્યાગ કરીને તે અમૃતમય ધામમાં ચાલી જઇશ. પરંતુ તે પહેલાં મારે તમને કંઇ કહેવું છે અને બીજું પણ મારે થોડું કામ કરવાનું છે. પણ તમે મને મારા મૃત્યુ વિષે કંઇ પણ કહેવા દેતા નથી. પિતાજી, પણ મારાથી બોલ્યા વિના રહી શકાય તેમ નથી. મારે કૃપા કરીને મને બોલવાની રજા આપો. "

સેંટક્લેર એક હાથમાં ઇવાનો હાથ ઝાલી રાખીને બીજા હાથથી આંસુ લુછતાં લુછતાં બોલ્યો: " કહે, બેટી, તારે જે કાંઇ કહેવું હોય તે સુખેથી કહે. હું તને રોકીશ નહિ. "

ઇવા બોલી: " પિતાજી, ત્યારે આપણાં સઘળાં ગુલામોને અહીં એકત્ર કરો. હું તેમને જોવા ઇચ્છું છું. મારે એ લોકોને કંઇ કહેવું છે. "

મિસ ઑફેલિયાએ સઘળાં દાસ-દાસીઓને બોલાવી મંગાવ્યાં. થોડીવારમાં આખો ઓરડો ગુલામોથી ભરાઈ ગયો.

ઇવાનું જીર્ણ શરીર શય્યામાં પડયું છે. કેશની લટીઓ તેના મુખ ઉપર ચોતરફ વિખરાઇ ગઈ છે. નેત્રો સ્હેજ ફીક્કાં જણાતાં હોવાથી જીર્ણ શરીરનો શુભ્ર રંગ અધિક શુભ્ર જણાય છે, જાણે નેત્રોમાંથી આત્માની

ઉજ્જવલ જ્યોતિઃ પ્રકાશી રહી છે. બાલિકા એકાગ્રતાથી પ્રત્યેક દાસ–દાસીના મ્હોં તરફ જોઇ રહી છે.

દાસ–દાસીઓના જીવ અચાનક ઉંચા થઇ ગયા. એ આધ્યાત્મિક કાંતિમય મુખ, પાસે પડેલા કાતરેલા કેશના ગુચ્છા, સેંટક્લેરનું શોકાતુર મુખ અને મેરીનું રૂદન જોઈ તેમના કોમળ હૃદયમાં સજ્જડ અસર થઈ અને સઘળાં લાંબા નિશ્વાસ મૂકવા લાગ્યા. થોડીવાર સુધી ઓરડામાં ગંભીર શાંતિ પ્રસરી ગઇ.

ઇવા ધીમે ધીમે પથારીમાં માથું ઉંચું કરી સઘળાંના મુખ તરફ આતુરતાથી જોવા લાગી. સઘળાંના મ્હોં ઉપર વિષાદ અને ભયનાં ચિહ્ન જણાતાં હતાં. દાસીઓ વસ્ત્રમાં મુખ ઢાંકી દઇ રોતી હતી. એ જોઈ ઇવા કહેવા લાગી : " મારા પ્રિય ભાઇ બ્હેનો! હું તમને ઘણું ચાહું છું, તેથી મેં તમને અહિં બોલાવ્યાં છે. મારે તમને કંઇ કહેવું છે. હું જે કંઇ કહું તે ઉપર વિશેષ લક્ષ્ય આપશો એવી મારી અરજ છે. હું તમને ત્યજીને જાઉં છું. હવે થોડા વખત પછીથી તમે મને જોઇ શકશો નહિ.—"

એટલું બોલતામાં દાસ–દાસીઓના રૂદનથી એટલો બધો શોરબકોર થઇ ગયો કે, એમાં બાલિકાનો ક્ષીણ સ્વર સંભળાવાનો સંભવ રહ્યો નહિ તેથી તેને થોડો વખત ચુપ રહેવાની ફરજ પડી. કેટલીકવાર પછી સઘળાં શાંત થઈ ગયાં. તે પુનઃ બોલી;—

" જો તમે મારા ઉપર પ્રેમભાવ રાખતા હો તો તમારે મારા બોલવામાં વચ્ચે વિઘ્ન નાખવું ન જોઇએ. મારી વાત ધ્યાન દઇને સાંભળો. તમારામાંથી ઘણાં જણ બેદરકારીપણે જીવન ગાળે છે. તમે ફક્ત આ જગતની બાબતોનો જ વિચાર કર્યા કરો છો. હું ઇચ્છું છું કે, તમે પરલોકની બાબતનો પણ વિચાર કરતાં શિખો. આ જગત્ કરતાં પણ એક બીજું ઘણું જ સુંદર જગત્ છે, જ્યાં સાધુપુરૂષો રહે છે. હું એ સુંદર જગતમાં જાઉં છું. એ સ્થળે તમને પણ આવવાનો અધિકાર છે. પરંતુ ત્યાં આવવા માટે પ્રથમ સાધુસ્વભાવ ધારણ કરવો જોઇએ, અંતઃકરણને સ્વચ્છ તથા પવિત્ર બનાવવું જોઇએ. હમણાં તમે જેવું ચિંતાહીન અને બેદરકારપણે જીવન ગાળો છો, તે કંઇ ચાલે નહિ. જો તમે યત્ન કરો તો તમારૂં જીવન સુધારી શકો. તમને ઈશ્વર સતકાર્યમાં અવશ્ય સહાયતા કરશે. તમે સર્વદા પ્રાર્થના કરજો અને ધર્મગ્રંથ વાંચજો—"

એટલું બોલીને બાલિકા અટકી ગઇ. થોડીવાર તેઓના તરફ કરૂણ દૃષ્ટિથી જોઇને દુઃખિત સ્વરે પુનઃ બોલવા લાગી:—

"હાય ! તમને વાંચતા આવડતું નથી, એ કેટલા દુઃખની વાત છે!" એમ કહી ચાદરમાં મ્હોં ઢાંકી દઇને તે રોવા લાગી. જેઓને ઉદ્દેશી ઈવાએ આ સઘળું કહ્યું હતું, તેઓ પણ રોઈ પડયા. તેઓનું રૂદન સાંભળી ઈવા આત્મસંયમ કરી અશ્રુમય મુખ ઉંચું કરી મૃદુ હાસ્ય કરીને બોલી : "કંઇ ચિન્તા નહિ. મેં સર્વદા તમારે માટે ઈશ્વરની આગળ પ્રાર્થના કરી છે અને હું જાણું છું કે તમે અભણ છો તોપણ ઈશ્વર તમને સુધરવામાં સહાયતા કરશે. તમે તમારી ઉન્નતિ કરવા માટે યથાશક્તિ યત્ન કરજો. દરરોજ પ્રાર્થના કરતી વખતે સહાયતા માટે ઈશ્વરની આગળ માગણી કરજો. જ્યારે સુયોગ મળે ત્યારે ધર્મગ્રંથ વંચાવીને સાંભળજો. મને આશા છે કે, હું તમને સઘળાંને સ્વર્ગમાં જોઈ શકીશ."

ઈવા બોલી રહી એટલે ટૉમ, મમ્મી અને બીજાં બે ચાર જુના નોકરો ધીમે ધીમે બોલ્યા : "પિતાની ઇચ્છા પૂર્ણ થાઓ." તેઓમાં જે ઘણા જ ન્હાના અને ચિન્તાહીન હતા, તેમનાં હૃદય પણ એ વખતે દુઃખથી ભરાઇ ગયા અને તેઓ ઘુંટણો વચ્ચે માથું મૂકીને ડુસકાં ભરવા લાગ્યાં.

ઇવા પુનઃ બોલીઃ "હું જાણું છું કે તમે મને ઘણી ચાહો છો—"

એટલામાં ચારે તરફ઼ ઘોંઘાટ થઇ રહ્યો કે, "અમે બધા અંતઃકરણથી તમને ચાહીએ છીએ. ઈશ્વર તમારૂં કલ્યાણ કરો."

બાલિકા બોલી : "હા, હું જાણું છું કે તમે મને ચાહો છો. તમારામાંથી કોઇએ કદી પણ મારૂં મન દુભાવ્યું નથી. હું સ્મરણચિહ્નનકે તરિ તમને મારા વાળની લટો આપતી જાઉં છું. જ્યારે જ્યારે તમે મારા વાળની આ લટો જુઓ, ત્યારે ત્યારે યાદ કરજો કે હું સ્વર્ગમાં રહું છું અને તમને ત્યાં જોવા માટે ઘણી આતુર છું."

જે વખતે વિલાપ કરતા દાસ–દાસીઓ ન્હાની બાલિકાની આસપાસ ઊભા રહ્યા હતા અને વારાફરતી સ્મરણ ચિહ્ન તરિકે તેના વાળની લટીઓ લેતા હતા, એ વખતનું વર્ણન કરવાનું આ ક્ષુદ્ર લેખિનીમાં સામર્થ્ય નથી. કોઈ અશ્રુપૂર્ણ નયને જમીન ઉપર બેઠું હતું; કોઈ રૂંધાયેલા સ્વરથી ઈશ્વરની આગળ બાલિકાના કલ્યાણને માટે પ્રાર્થના કરતું હતું; કોઇ તેનાં વસ્ત્રને ચુમ્બન કરતું હતું; જેના મનમાં જેવું આવતું હતું, તે પ્રમાણે કરી બાલિકાને માટે પોતાનો શોક અને પ્રેમ પ્રદર્શિત કરતાં હતાં.

સઘળાંને સ્મરણ ચિહ્નરૂપ વાળની લટો મળી ગઈ, એટલે રોગી બાલિકાની પથારી પાસે ઘણી ભીડ થાય એ ઠીક નહિ એમ ધારી મિસ ઑફ઼િલિયાએ સઘળાંને સ્હમજાવી બ્હાર કાઢ્યાં. ફ઼કત ટૉમ અને મમ્મી

ત્યાં રહ્યાં. ઇવા ટૉમને વાળનું એક ગુંચળું આપતાં બોલી: " ટૉમકાકા! હું તમને સ્વર્ગમાં જોઈ શકીશ એ વિચારથી મને ઘણો જ આનંદ થાય છે. આપણે અવશ્ય સ્વર્ગમાં મળીશું." પછી સ્નેહપૂર્વક વૃદ્ધ આયા મમ્મીને ગળે બાઝી પડી તે બોલી: મમ્મી ! તું ઘણી ભલી છે. હું તને ઘણી ચાહું છું. મમ્મી, હું જાણું છું કે તું પણ સ્વર્ગમાં આવીશ."

મમ્મી મ્હોટેથી રોતાં રોતાં બોલી: " બેટી ! તારા વિના હું કેવી રીતે જીવી શકીશ ? તને છાતી સરસી ચાંપીને હું મારાં સંતાનોનું દુઃખ ભૂલી ગઇ હતી."

મમ્મી એ પ્રમાણે રોવા લાગી, તેથી મિસ ઑફેલિયા તેને તથા ટૉમને ઓરડામાંથી બ્હાર કાઢી આવી. તેણે ધાર્યું કે બધા જતા રહ્યા, પણ પાછળ ફરીને જોતાં ટૉપ્સીને ઊભી રહેલી જોઇ. મિસ ઑફેલિયાએ કહ્યું: " તું ક્યાંથી આવી ?" ટૉપ્સી આંખોમાંથી આંસુ લુછતાં લુછતાં બોલી: " હું અહિંયા જ હતી–મેં હમ્મેશાં ઘણું તોફાન કર્યું છે, પણ શું મિસ ઇવા મને વાળનું એક ગુંચળું નહિ આપે ?"

ઈવા બોલી: " શા માટે નહિ આપું ? ટૉપ્સી ! લે. જ્યારે તું આ જુએ, ત્યારે યાદ કરજે કે હું તને ચાહતી હતી અને તું સુધરે એ જ મારા અંતરની ઇચ્છા હતી."

ટૉપ્સી નિષ્કપટ મને દુઃખી સ્વરે બોલી: " મિસ ઈવા, હું સુધરવા માટે ઘણો યત્ન કરૂં છું, પણ એ કાર્ય ઘણું જ કઠણ છે. મને લાગે છે કે ભલી થવાનો મને અભ્યાસ જ નથી !"

ઇવા બોલી: " ઈશ્વરને તારી સ્થિતિની સંપૂર્ણ ખબર છે. તે તને ચાહે છે અને સુધરવામાં અવશ્ય સહાયતા કરશે."

ટૉપ્સી રોતી રોતી ધીમે ધીમે ઓરડામાંથી બ્હાર જતી રહી. તેણે જતી વખતે વાળનું ગુંચળું ઘણી જ સંભાળથી પોતાની છાતી આગળ સંતાડી દીધું.

સઘળાંના ગયા પછી મિસ ઑફેલિયાએ બારણાં બંધ કરી દીધાં. ઇવાની વાતોથી તેની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં હતાં, પરંતુ એ બુદ્ધિમતી રમણી પોતાના શોકને ન દર્શાવતાં ફક્ત રોગીને કેવી રીતે સારૂં થઈ જાય તેનો જ વિચાર કરતી હતી. ચારે તરફ ગરબડ થવાથી રોગીનો રોગ વધી જાય એ ભયને લીધે તે પોતે ચુપ બેસી રહી હતી.

સેંટક્લેર પણ એક હાથ વતી આંખો ઢાંકી દઈ ચુપ થઇને પુત્રીની પાસે બેસી રહ્યો હતો. સઘળાં ચાલ્યા ગયા તોપણ તે એવી જ અવસ્થામાં

બેસી રહ્યો. કેટલીકવાર પછી ઇવા પિતાના હાથ ઉપર પોતાનો હાથ મૂકી ધીરે ધીરે બોલી: " પિતાજી ! "

સેંટક્લેર અચાનક ચમકી ઉઠ્યો. તેનું સર્વ શરીર કંપી ઉઠ્યું. પરંતુ તે કંઇ બોલ્યો નહિ.

ઈવા પુનઃ બોલી : " પિતાજી!—ઓ પિતાજી ! "

સેંટક્લેર અસહ્ય વેદના થતી હોય એવી રીતે બોલ્યો : " હવે મારાથી સહન થઈ શકતું નથી. વિધાતા મારા ઉપર નિષ્ઠુર થઇ છે!"

ઑફેલિયા બોલી : " ઑગસ્ટિન ! ઇશ્વરની જે ઇચ્છા હશે તે બનશે. તેની પોતાની વસ્તુ ઉપર શું તેનો અધિકાર નથી વારૂ ? "

" કદાચ એમ પણ હોય—પણ એથી કરીને કંઈ કષ્ટ સહન કરવું એ સહેલું નથી. " ઘણા જ શુષ્ક અને કરુણ સ્વરે અશ્રુપૂર્ણ નેત્રો સહિત સેંટક્લેરે એટલા શબ્દો બોલી મ્હોં ફેરવી લીધું.

ઇવા ઉઠીને પિતાના ખોળામાં બેઠી અને રોતાં રોતાં કહેવા લાગી : " પિતાજી ! તમારા શબ્દો સાંભળીને મારૂં હૃદય ચીરાઇ જાય છે. તમે આવા વિચારોને કદી પણ મનમાં લાવતા નહિ. "

ઈવાને રોતી જોઇ બધાને ઘણી બ્હિક લાગી. તેના પિતાની ચિન્તા-ધારા બીજી તરફ વહેવા લાગી.

સેંટક્લેરે કહ્યું : " મારી વ્હાલી ઈવા ! શાંત થા. મને ભ્રાન્તી થઇ હતી. મેં અન્યાય કર્યો છે. જે તું કહીશ તે સઘળું હું કરીશ. તું મારે માટે દુઃખી થતી નહિ. તું રો નહિ. હું ઇશ્વરને આત્મસમર્પણ કરીશ. ઇશ્વરને દોષ દઇને મેં ઘણો જ અન્યાય કર્યો છે. હવેથી એવી વાત કદી પણ મ્હોંમાંથી બ્હાર કાઢીશ નહિ. "

ઇવા થાકી જવાથી પિતાના ખોળામાં સુઇ રહી. સેંટક્લેર સ્નેહપૂર્વક તેને આશ્વાસન આપવા લાગ્યો. મેરી ત્યાંથી ઉઠીને પોતાના શયનગૃહમાં જતી રહી. ત્યાં જઇને તેને વારંવાર મૂર્છા આવવા લાગી.

થોડીવાર પછી સેંટક્લેરે વિષાદમય હાસ્ય કરીને કહ્યું : " ઇવા ! તેં મને તો તારા વાળનું ગુંચળું આપ્યું નહિ ? "

ઇવા મૃદુ હસીને બોલી : " પિતાજી, આ માથાના બધા વાળ તમારા અને મારી માના છે. કોઈ જેટલાં ગુંચળાં માગે, એટલાં એમને તમે આપજો. મેં ફક્ત આપણાં દાસ-દાસીઓને મારા હાથે આપ્યાં છે, કેમકે મારા મરી ગયા પછી તેઓને કોઈ આપત નહિ. અને મને આશા છે કે મેં આપેલા વાળ જોઈને તેઓ મને યાદ કરશે. પિતાજી, શું તમે ખ્રિસ્તી નથી ? "

સેંટક્લેર: " બ્હેન, એમ શા માટે પૂછ્યું વારુ ?"

ઇવા: " મને ખબર નથી. તમે આવા સારા માણસ હોવા છતાં ખ્રિસ્તી હો, એ વાત ઉપર મને વિશ્વાસ આવતો નથી."

સેંટક્લેર: " ખ્રિસ્તી કોને કહેવાય, ઈવા ?"

ઈવા: " જે સૌ કરતાં ઈશ્વરને વધારે ચાહતો હોય તેને."

સેંટક્લેર: " શું તું સૌ કરતાં ઇશ્વરને વધારે ચાહે છે ?"

ઈવા: " હા, એમાં શું સંદેહ છે ?"

સેંટક્લેર: " પણ તેં તો એને કદી પણ નજરે દીઠો નથી."

ઈવા: " નજરે નથી જોયો તેથી શું થઇ ગયું ? હું તેના ઉપર વિશ્વાસ રાખું છું. થોડા જ વખતમાં હું તેને જોઇ શકીશ એવી મને સંપૂર્ણ આસ્થા છે."

એટલું બોલતામાં ઈવાનું મુખ આનંદને લીધે ઉજ્જવળ બની ગયું. સેંટક્લેરે ઉત્તર ન આપ્યો. આ પહેલાં તેણે પોતાની માતામાં આવો ભાવ જોયો હતો, પણ તેના પોતાના હૃદયમાં એવો કોઇ ભાવ નહોતો.

એ પછી ઇવાનો રોગ દિવસે દિવસે વધતો જ ગયો. તેના જીવનની કશી આશા રહી નહિ. મિસ ઑફેલિયા રાત્રિ દિવસ તેની પથારી પાસે રહીને તેની સુશ્રુષા કરવા લાગી. એની વિપદ્‌ની વખતે તેનું અસાધારણ ધૈર્ય, સુશ્રુષા કરવામાં તત્પરતા, અને હોંશિયારી જોઇ કોઇ પણ તેને મનમાં ને મનમાં ધન્યવાદ આપ્યા વિના રહી શકયું નહિ. વખતસર દવા પાવામાં તથા રોગીના ઓરડામાં સ્વચ્છતા રાખવામાં તે ઘણીજ હોંશિયાર હતી. ધન્ય છે એવી શિક્ષિતા ઇંગ્રેજ રમણીને ! રોગીનું ગમે એવું કાર્ય કરવામાં તે સંકોચાતી નહિ. જે લોકો પહેલાં મનમાં ને મનમાં મિસ ઑફેલિયા ઉપર ચિડાતા હતા તેઓ પણ હવે કહેવા લાગ્યા કે, જો મિસ ઑફેલિયા ન હોત તો ઈવાની સેવા સુશ્રુષા એક દિવસ પણ બરાબર કરી શકાત નહિ. ટૉમ ઘણું-ખરૂં ઇવાના ઓરડામાંજ રહેતો. કોઇ કોઇ વખતે ઈવાને કેડમાં લઇ વરંડા-માં ફેરવતો. કોઇ વખત સુશીતળ પ્રભાત સમીરણનું સેવન કરાવવા માટે બગિચામાં લઈ જતો. કોઇ વખત ઝાડ નીચે મૂકેલી બેન્ચ ઉપર બેસીને ઈવાને ગાયન સંભળાવતો. સેંટક્લેર પણ ઈવાને લઇને ફેરવતો હતો; પણ તેનું શરીર ઘણું મજબુત નહોતું. પિતાને થાકી ગયેલો જોતાં જ ઇવા કહેતી : " પિતાજી, મને ટૉમની પાસે જવા દો. ટૉમ મને તેડીને ફરવામાં ઘણો આનંદ માને છે. તે મારે માટે કંઇક કરવા ઇચ્છે છે. પિતાજી, તમે તો મારે માટે બધું કરો છો. હું તો તમારી જ છું. તમે આખો દિવસ મારી સાથે જ રહો છો અને રાત્રે પણ મારી પથારી પાસે બેસી રહો છો. પરંતુ

બિચારો ટૉમ ફક્ત મને તેડીને અને ગાયન ગાઇને જ સંતોષ માને છે. વળી પિતાજી, મને તેડીને ફરવાથી ટૉમને કષ્ટ થતું નથી, પરંતુ તમને ઘણું કષ્ટ પડે છે.—"

ઈવાની સુશ્રુષા કરવા માટે કેવળ ટૉમ એકલો જ આતુર નહોતો; પરંતુ ઘરનાં સઘળાં દાસ-દાસીઓ ઈવાની સેવા કરવાનો સુયોગ પ્રાપ્ત થતાં ઘણાં ખુશી થતાં હતાં. મમ્મીએ ઇવાને ઉછેરીને મ્હોટી કરી હતી તેથી તેને ઈવાને માટે વિશેષ લાગી આવતું હતું. પરંતુ ચોવીશ કલાકમાંથી એક મિનિટ પણ તેને ઈવાની પથારી પાસે બેસવાનો અવકાશ મળતો નહિ. મેરી રાત્રિ દિવસ તેને પોતાની પથારી પાસે જ રાખતી હતી. મેરી કહેતી કે, કન્યાની માંદગીથી મારૂં મન ઘણું જ અસ્થિર બની ગયું છે. તે કોઇને પણ જંપીને બેસવા દેતી નહિ. રાત્રે લગભગ વીસ વખત તે મમ્મીને ઉંઘમાંથી ઉઠાડી પોતાના પગ દબાવવાનું કહેતી; ઘડીકમાં માથે પાણી નાંખવાનું કહેતી અથવા રૂમાલ શોધી લાવવાની આજ્ઞા કરતી. ઘડીકમાં ઈવાના ઓરડામાં શાથી ગરબડ થાય છે તે જોવા માટે મોકલતી. ઘડીકમાં કહેતી કે અજવાળું આવે છે, માટે પડદો નાંખી દે અને ઘડીકમાં કહેતી કે અંધારૂં લાગે છે માટે પડદો ઉપાડી લે. દિવસે પણ મમ્મીને ઈવાના ઓરડા સિવાય આખા ઘરમાં આવજાવ કરવી પડતી હતી, તેથી તે છાનીમાની ક્ષણવારને માટે ઇવાને જોઇ આવતી.

એક દિવસ મેરીએ કહ્યું : " આવી વખતે મારા શરીરની બાબતમાં મારે ઘણી જ સંભાળ રાખવી જોઇએ એ હું મારૂં કર્ત્તવ્ય માનું છું. એક તો મારૂં શરીર દુર્બળ થઈ ગયું છે, તેમાં વળી ઈવાની સેવા સુશ્રુષા કરવાનો સઘળો ભાર મારે માથે આવી પડયો છે!"

સેંટક્લેર બોલ્યો : " હેં ! શું એ ખરૂં છે ? હું એમ જાણતો હતો કે, ઑફેલિયાબ્હેને તને એ ખટપટમાંથી મુક્ત કરી દીધી છે. "

મેરી : " સેંટક્લેર ! તમે પુરૂષ છો—પુરૂષની માફક વાત કરો છો. બાળકને માટે માતાના મનમાં કેટલું દુઃખ થાય છે, તેની તમને કયાંથી ખબર હોય ? શું આવી સ્થિતિમાં માતાનું મન ચિન્તા વિનાનું રહી શકે ખરૂં કે? હાય ! મારા મનની સ્થિતિ કોઇ પણ સ્હમજી શકતું નથી. સેંટક્લેર ! હું તમારી માફક પત્થરનું હૃદય કરીને શાંત રહી શકતી નથી. "

સેંટક્લેર મેરીની વાત સાંભળીને હસી પડયો. એવી અવસ્થામાં સેંટ-ક્લેરને હસવું આવ્યું તેથી તેને કદાપિ કોઇ નિર્દય મનનો કહી શકે. પરંતુ સેંટક્લેર હસ્યો તેનું એક કારણ હતું. એવી ઉજ્જવળ શાંતિની લહેરોમાં ઇવાના આત્મા-ની પરલોક યાત્રા શરૂ થઈ હતી, એવા શીતળ મધુર પવનના સપાટાથી તેના

જીવનની ક્ષુદ્ર નૌકા સ્વર્ગ પ્રતિ પ્રયાણ કરી રહી હતી, કે એ સઘળી તેના મ્હોત-ની તૈયારીઓ છે તે વિષે ખ્યાલ સુદ્ધાં આવતો નહિ. બાલિકાને કોઇ પણ પ્રકારની વિશેષ શારીરિક વેદના થતી નહોતી; પરંતુ ગુપ્ત રીતે ધીમે ધીમે દિવસે દિવસે તેની અશક્તિ વધતી જતી હતી. શાંતિ તથા પવિત્રતાની એક મધુર છોળ બાલિકાની આસપાસ ઉછળી રહી હતી. તેના મુખની એ સાત્વિક જ્યોતિ, હૃદયની એ ગંભીર સ્નેહરાશિ, આત્માનો એ જીવંત વિશ્વાસ, પ્રાણની એ સ્થિર પ્રફુલ્લતા જોઇ કોઇના પણ મનમાં અશાંતિ ઉદ્‌ભવતી નહોતી. સેંટક્લેર અંતરમાં એક અદ્‌ભુત અને નૂતન શાંતિનો અનુભવ કરવા લાગ્યો. એ શાંતિ ઈશ્વર આસ્થામાંથી ઉત્પન્ન થઈ નહોતી, તો શું તે આશા હતી ? ના, ના. કદાપિ નહિ. એ ભૂત ભવિષ્યથી સર્વથા જૂદી વર્ત્તમાનની એક શાંતિમયી અવસ્થા છે. એ શાંતિ સેંટક્લેરના મનને એવી સુંદર અને એવી મધુર લાગી કે, હવે ભવિષ્યનો વિચાર કરવાની તેને ઇચ્છા પણ થતી નહિ.

આસન્ન મૃત્યુના સંબંધમાં ઈવાના પોતાના હૃદયમાં પ્રથમથી જ જે ભાસ થયો હતો, તે વિષે વિશ્વાસુ ટૉમ સિવાય બીજું કોઈ પણ જાણતું નહોતું. ઇવા, પિતાનું હૃદય દુખાશે એવી બીકથી મનની સઘળી ખરી સ્થિતિ સંતાડી રાખતી. પરંતુ ટૉમની આગળ નિવેદન કરવામાં જરા પણ સંકોચાતી નહિ. મૃત્યુ પહેલાં થોડા વખતથી જ્યારે શરીરની સાથેનું આત્માનું બંધન ઢીલું થવા લાગે છે, ત્યારે હૃદયને મૃત્યુના આગમનના સમાચાર તેની મેળે જ મળી જાય છે. ઈવાને લાગ્યું કે હવે મારૂં મૃત્યુ પાસે છે, તેથી તેણે એ વાત ટૉમની આગળ પ્રકટ કરી. તે દિવસથી ટૉમ પોતાની ઓરડીમાં સૂવા જતો નહિ. તે ઈવાના શયનગૃહની પાસેના વરંડામાં પથારી પાથરીને સૂઇ રહેતો, જેથી કામ પડતાં તત્કાળ હાજર થઈ શકાય.

મિસ ઑફેલિયાએ એક દિવસ પૂછ્યું: " ટૉમ ! તું કુતરાની પેઠે ગમે ત્યાં કેમ પડી રહે છે વારૂ ? આટલા દિવસ હું તને એક શાંત અને વિવેકી માણુસ જાણતી હતી. હું એમ સ્હમજતી હતી કે, તું દારૂડીઆ માણસની માફક ગમે ત્યાં સૂઇ ન રહેતાં તારી ઓરડીમાં જઇને સૂઈ રહેતો હોઇશ."

ટૉમે ઉત્તર આપ્યો: " હા, હું હમ્મેશાં મારી ઓરડીમાં જ સૂઇ રહું છું, પણ હવે——"

ઑફેલિયા: " હવે શું ? "

ટૉમ: " જી, જરા ધીમેથી બોલો ! નહિં તો સેંટક્લેર સાંભળશે. પણ તમે જાણો છો કે વર ક્યારે આવશે તેની ખબર રાખવાને માટે એક જણે જાગ્રત રહેવું જોઇએ. "

ઑફેલિયા : " એટલે તું શું કહેવા માગે છે ? "

ટૉમ : " જી, બાઇબલમાં લખ્યું છે કે ' મધ્ય રાત્રે ઘણો શોરબકોર થયો. જુઓ, વર આવી પહોંચ્યો !' હું દર રાત્રે એ વરના આવવાની જ રાહ જોયા કરૂં છું. મારાથી આ જગ્યાએથી ખસીને બીજે સૂવા જઇ શકાય તેમ નથી."

ઑફેલિયા : " ટૉમ ! તું એવા વિચારો કેમ કરે છે ? "

ટૉમ : " મિસ ઈવા મને ઘણી વાતો કહે છે. પરમાત્મા આત્માની પાસે પોતાનો દૂત મોકલે છે. મિસ ફિલિ, આ પવિત્ર બાલિકા જ્યારે સ્વર્ગ રાજ્યમાં પ્રવેશ કરશે ત્યારે સ્વર્ગનાં દ્વાર એકદમ ઉઘડી જશે. અમે સઘળાં સ્વર્ગની ઉજ્જવળ પ્રભાનું દર્શન કરી કૃતાર્થ થઇશું. એ વખતે હું તેની પાસે જ રહેવા ઇચ્છું છું. "

ઑફેલિયા : " ટૉમ ! શું ઈવાએ તને એમ કહ્યું છે કે, આજે હમ્મેશાં કરતાં તે વિશેષ અસ્વસ્થ છે ? "

ટૉમ : " ના; પરંતુ આજે પ્રભાતમાં તેણે મને કહ્યું હતું કે, હવે હું સ્વર્ગની ઘણી જ પાસે પહોંચી ગઇ છું. દેવદૂતો તેને એ સંદેશો કહી ગયા છે."

ઉપર પ્રમાણે ઉભય વચ્ચે વાતચિત થઇ એ વખતે રાત્રિના લગભગ બાર વાગ્યા હશે. મિસ ઑફેલિયા બ્હારનું બારણું બંધ કરવા માટે આવી હતી.

મિસ ઑફેલિયા એટલામાં ગભરાઇ જાય એવી નબળી સ્ત્રી નહોતી. તે ઘણી જ દૃઢ મનની હતી. પરંતુ ટૉમના મુખમાંથી ગંભીર વિશ્વાસપૂર્ણ વચનો સાંભળી તે ઘણી જ વિસ્મિત થઇ ગઇ. તે દિવસે સ્હાંજથી જ બીજા દિવસો કરતાં ઇવા વિશેષ સારી અને આનંદી જણાતી હતી. ઇવા પથારીમાં બેસીને પોતાનાં ઘરેણાં તથા બીજી વસ્તુઓ કોને કોને આપવી તે નક્કી કરી રહી હતી. બીજા દિવસો કરતાં આજે ઈવાના શરીરમાં વિશેષ બળ જણાતું હતું. તે દિવસે સંધ્યાકાળે સેંટક્લેરે ઓરડામાં પ્રવેશ કરતાં ઈવાને હમ્મેશાં કરતાં સારી જોઇને કહ્યું : " આજે ઈવાનું શરીર ઠીક જણાય છે. ઈવા માંદી પડી ત્યાર પછીથી કદી પણ તે આટલી સ્વસ્થ જણાઇ નથી. " પછી રાત્રે પોતાના શયનગૃહમાં સૂવા જતી વખતે તેણે મિસ ઑફેલિયાને કહ્યું : " બ્હેન ! હું ધારૂં છું કે ઈશ્વરની કૃપાથી ઇવાને હવે આરોગ્ય થઇ જશે. આજે ઇવાનું શરીર ઘણું જ સ્વસ્થ જણાય છે. " એમ કહી સેંટક્લેર શયનગૃહમાં જઇને સુખેથી સૂઇ ગયો.

જોત જોતામાં મધ્યરાત્રિ થવા આવી. ઘરમાં સઘળાં સૂઈ ગયાં હતાં. પરંતુ મિસ ઑફેલિયાનાં નેત્રોમાં નિદ્રા નહોતી. તે અત્યંત એકાગ્રતાપૂર્વક ઇવાના મુખ તરફ જોઇ રહી હતી. ઘડી ઘડીમાં ઇવાના મુખ ઉપર થતા ફેરફારો ધ્યાનપૂર્વક નિહાળતી હતી. આસ્માની આકાશમાં ચંદ્ર અદૃશ્ય થઇ

ગયો કે તરત જ ચારે તરફ ઘોર અંધકારનું સામ્રાજ્ય સ્થપાઈ ગયું. આ તરફ સેંટક્લેરના ઘરનો ચંદ્રમા, તેના હૃદયનું ધન, તેના જીવનનું સર્વસ્વ ઈવાન્જેલિનના સ્વર્ગારોહણનો સમય પણ આવી પહોંચ્યો. સ્વર્ગનાં બારણાં ઉઘડી ગયાં. દેવદૂતોએ ગૃહમાં પ્રવેશ કરીને તેને સ્વર્ગરાજ્યમાં લઇ જવા માટે ઉંચકી.

મિસ ઑફેલિયા ઈવાની અવસ્થામાં અચાનક પરિવર્તન થઈ ગયેલું જોઇને તત્કાળ બારણાં ઉઘાડી બ્હાર આવી. ટૉમ બ્હાર બેસી રહ્યો હતો. તેને ક્ષણવાર પણ નિદ્રા આવી નહોતી. ઑફેલિયા તેને જોતાં જ બોલી: “ ટૉમ ! જલદીથી ડૉકટરને બોલાવી લાવ. એક ક્ષણનો પણ વિલમ્બ કરતો નહિ. ” ટૉમ તરત જ ડોકટરને તેડવા ચાલ્યો ગયો. ઑફેલિયા સેંટક્લેરના શયનગૃહ પાસે આવી બારણાં પર ટકોરા મારવા લાગી. સેંટ-ક્લેર જાગ્યો, એટલે તેણે ઘણી વ્યાકુળતાથી કહ્યું : “ ઑાગસ્ટિન ! જલદી બ્હાર આવ. ” ઑફેલિયાને વ્યાકુળતાથી બૂમ પાડતી સાંભળી સેંટ-ક્લેર સ્હમજી ગયો કે હવે સર્વનાશનો સમય આવી પહોંચ્યો છે. તેના હૃદયનું સર્વસ્વ, તેનું જીવનધન, તેના હૃદયની મૂર્તિ—ઈવાન્જેલિન તેનો ત્યાગ કરી જવાને તેયાર થઇ છે. તેણે તત્કાળ ઈવાના ઓરડામાં પ્રવેશ કર્યો.

બાલિકાના મુખ ઉપર દુઃખનું જરા પણ ચિહ્ન જણાતું નહોતું. હજી પણ તેના મુખ ઉપર પ્રથમની માફક એકાગ્રતા તથા મધુરભાવ જણાતાં હતાં. તો પછી સેંટક્લેરે કેવી રીતે જાણ્યું કે તેની ઈવાન્જેલિન સદાને માટે તેનો ત્યાગ કરવાને તત્પર થઇ છે ? તેના શરીરમાં સર્વત્ર અશક્તિ પ્રસરી ગઇ હતી. હાથ પગ બરફની માફક શિતળ થઇ ગયા હતા; પરંતુ આધ્યાત્મિક જ્યોતિને લીધે મુખમંડળ જરા પણ બગડયું નહોતું. ટૉમ અલ્પ સમયમાં ડોકટરની સાથે પાછો ફર્યો. ડોકટરે ધીમા સ્વરે ઑફેલિયાને પૂછ્યું : “ કયાર-થી આવી અવસ્થા જોવામાં આવી છે ? ” ઑફેલિયા બોલી : “ મધ્ય રાત્રિ પછીથી તેની સ્થિતિમાં પરિવર્તન થવા માંડયું હતું. ”

ડૉકટર આવ્યા પછી લોકોના શોરબકોરથી મેરી જાગ્રત થઈ અને તત્કાળ ઇવાના ઓરડામાં આવી મ્હોટેથી કહેવા લાગી : “ ઑાગસ્ટિન ! શું થયું છે ? ઑફેલિયાબ્હેન ! શું થયું છે ? ”

સેંટક્લેરે રૂંધાતા સ્વરે કહ્યું : “ ચુપ રહે; હવે શું થવાનું હતું ? ઈવા ચાલી જાય છે. ”

અમ્મીએ એ શબ્દો સાંભળ્યા અને રોતાં રોતાં સઘળાં દાસ–દાસીઓને ઉઠાડયાં. સઘળાં આવીને વરંડામાં ઉભાં રહ્યાં. ઘરમાં ફક્ત પગનો સંચાર સંભળાવા લાગ્યો. પરંતુ સેંટક્લેર બોલ્યા ચાલ્યા વિના નિદ્રિત બાલિકાના

મુખ તરફ અનિમિષ નેત્રે નિહાળી રહ્યો. ઘરમાં થતો અવાજ તેને સંભળાતો હોય એમ લાગતું નહોતું.

થોડીવારે તે બોલી ઉઠયો : " બેટી, તું એકવાર જાગી ઉઠે તો કેવું સારૂં ! તારા મુખમાંથી ફક્ત એક જ વાર મધુરી વાણી નિકળે તો કેવું સારૂં ! " એ શબ્દો સાંભળતાં બાલિકાનાં બન્ને સુધાવર્ષી વિશાળ નેત્રો ઉઘડી ગયાં. તેણે માથું ઉંચું કરીને બોલવાનો પ્રયત્ન કર્યો; પરંતુ શરીરમાં ઘણી જ અશક્તિ હતી.

સેંટક્લેર પુનઃ બોલ્યો : " ઈવા, વ્હાલી ઈવા ! મને ઓળખે છે ! " બાલિકાએ ઘણા જ ધીમા સ્વરે કહ્યું : " પિતાજી ! " અને ઘણા જ કષ્ટથી પોતાના બન્ને ન્હાના હાથ ઉંચા કરી પિતાના ગળામાં નાંખ્યા. પરંતુ જોતજોતામાં એ બન્ને હાથ લટકી ગયા.

એ સમયે ક્ષણવારને માટે તેનું મુખમંડળ બગડયું. એ અંતિમ ઘડી આવી પહોંચી. આત્મા દેહનો ત્યાગ કરીને જવાની તૈયારીમાં છે. ઈવાના મુખમંડળમાં ક્ષણવારને માટે ભયંકર વેદનાનાં ચિહ્ન જોઈ સેંટક્લેરની ધીરજ જતી રહી. તેને મુશ્કેલીથી શ્વાસ લેતી જોઇ તે બોલી ઉઠયો : "ઓ ટૉમ ! આ દુઃખ હું સહન કરી શકતો નથી. ઈવાનું દુઃખ મારાથી જોઇ શકાતું નથી. મારો પ્રાણ રૂંધાય છે. તું પ્રાર્થના કર, કે જેથી આ સંકટ સત્વર દૂર થાય. "

ટૉમનાં નેત્રોમાંથી અખંડ અશ્રુપ્રવાહ પ્રવાહિત થતો હતો. તે પોતાના શેઠની એવી અવસ્થા જોઇ ઉંચે આકાશ તરફ નજર કરી ઇશ્વરની આગળ પ્રાર્થના કરવા લાગ્યો. અહા! દૃઢ વિશ્વાસ અને ભક્તિમાં પણ કેવી અદ્ભુત શક્તિ છે! ટૉમની પ્રાર્થના સ્વીકારવામાં આવી. ક્ષણવારમાં ઇવાની એ વેદના દૂર થઈ ગઇ. ટૉમ બોલ્યો : " ધન્ય ભગવાન્ ! ધન્ય મંગળમય પિતા ! સઘળી વેદનાઓનો અંત આવી ગયો છે ! " બાલિકાનાં બન્ને વિશાળ નેત્રો સ્વર્ગ તરફ જોઈ રહ્યાં છે. તે વિશાળ અને સ્થિર દૃષ્ટિથી પોકારીને કહી રહી છે કે, હવે મારે માટે આ અસાર સંસારનાં સઘળાં દુઃખ અને કષ્ટ દૂર થઇ ગયાં.

સેંટક્લેરે ધીમેથી કહ્યું : " ઈવા ! "

તેણે સાંભળ્યું નહિ.

સેંટક્લેરે પુનઃ કહ્યું : " ઈવા ! તું શું જુએ છે ? "

તે મુખમંડળ પુનઃ સુમધુર હાસ્યથી પ્રફુલ્લિત થઈ ઉઠયું. બાલિકાએ ઘણા જ ધીમા સ્વરે કહ્યું : " અહા ! પ્રેમ—આનંદ—શાંતિ. " તત્કાળ તેના શરીરમાંથી આત્મા ઉડી ગયો.

આત્માએ મૃત્યુને ઓળંગી જઈ અમરત્વ પ્રાપ્ત કર્યું. નિર્મળ પ્રકૃતિની દેવબાળા ઇવાન્જેલિને પાપ અને અત્યાચારથી ભરપૂર સંસારનો ત્યાગ કરી કરુણામય પરમાત્માની ગોદમાં આશ્રય લીધો.

---

# પ્રકરણ ૩૦ મું.

## ઈવાના મૃત્યુ પછી.



ઈવાન્જેલિનનો નિર્મળ આત્મા મંગળમય પ્રભુના મંગળધામમાં ચાલ્યો ગયો છે અને તેનો જીવનરહિત ક્ષણભંગુર દેહ ઘરમાં પડી રહ્યો છે. તેના શયનગૃહમાં ગોઠવેલી પાષાણ પ્રતિમાઓ તથા ચિત્રો ઉપર સફેદ વસ્ત્રો ઢાંકી દેવામાં આવ્યાં છે. ઘરમાં ગંભીર શાંતિ પ્રસરી રહી છે. કેવળ વચ્ચે વચ્ચે આવજાવ કરનાર માણસોનાં પગલાંનો મંદ મંદ અવાજ સંભળાય છે. બંધ કરેલાં બારી-બારણાંમાંથી બ્હારનો થોડો પ્રકાશ અંદર આવીને ઘરમાં પ્રસરી રહેલી ગંભીરતામાં ઉમેરો કરે છે.

શય્યાપર શુભ્ર ચાદર પાથરેલી છે, અને તેના ઉપર ન્હાની બાલિકા સૂઇ રહી છે. પરંતુ બાલિકા એવી ગાઢ નિદ્રામાં પડી હતી કે, જેમાંથી તેને પુનઃ જાગ્રત થવાતું જ નહોતું.

બાલિકાના શરીર ઉપર પૂર્વની પેઠે શ્વેત વસ્ત્ર ધારણ કરેલાં છે; સૂર્યનાં કિરણો પડદાની આરપાર નીકળી મૃત્યુની છાયાથી ઢંકાયેલા બરફ સમાન શિતળ દેહ ઉપર ઉજ્જવળતા ફેંકી રહ્યાં છે—જાણે ઘન પદ્મરાશિ અતિ મૃદુભાવે સુકોમળ ગાલોને સ્પર્શ કરે છે. માથું એક તરફ નમી ગયું છે—જાણે બાલિકા ખરેખર ઊંઘી ગઈ છે;—કેવળ એ સઘળી આનંદ-વ્યાપિની શોભા, આનંદ તથા શાંતિની અપૂર્વ સંમિલનથી જોવાથી જ જણાતું હતું કે, એ નિદ્રા ક્ષણિક નથી, પણ એ નિદ્રા આત્માનો અનંત પવિત્ર વિશ્રામ છે.

ઈવા! તારા જેવી પવિત્ર બાલિકાનું કદિ પણ મૃત્યુ થતું નથી; મૃત્યુ-છાયા તથા અંધકાર તને સ્પર્શ કરી શકતાં નથી; પ્રભાતમાં ઉગતા બાલરવિનાં સુવર્ણ કિરણોથી જેમ તારાઓ સંતાઈ જાય છે, તેમ જ તું પણ લોકોની દૃષ્ટિમર્યાદા આગળથી અદૃશ્ય થઈ ગઇ છે. યુદ્ધ કર્યા વિના તેં કિલ્લો સર કર્યો, વિરોધ કર્યા વિના તેં રાજમુકુટ લઈ લીધો.

સેંટક્લેર શય્યા પાસે ઉભો રહીને એકીદૃષ્ટિએ બાલિકાની તરફ જોઇ રહ્યો છે. જાણે તે કોઇ ગંભીર વિચારમાં નિમગ્ન થઇ ગયો કેમ ન હોય! તે શું વિચાર કરતો હતો તે કેવી રીતે જાણી શકાય? જ્યારથી તેના કાનમાં "મરી ગઈ" એ શબ્દો પડયા છે, ત્યારથી તેને સર્વત્ર અંધકાર અને

અંધકાર જ જણાય છે. તેની આસપાસ સઘળાં વાતચિત કરી રહ્યાં હતાં તેનો અવાજ ફક્ત તેને સંભળાય છે. કોઈ કંઇ પૂછે છે તો તે વિચારમગ્ન હોય તેવી રીતે સ્હમજ્યા સિવાય ભળતો જ જવાબ આપે છે. જ્યારે તેને પૂછવામાં આવ્યું કે ઈવાના શબને ક્યાં અને ક્યારે સમાધિ અપાશે, ત્યારે તેણે વિરક્ત થઇને ઉત્તર આપ્યો: " હું જાણતો નથી. "

એડોલ્ફ અને રોઝા મૃત બાલિકાની પથારી તથા ઓરડાને જાતજાતનાં પુષ્પોથી શણગારી રહ્યા છે. તેમની આંખોમાંથી અખંડ અશ્રુપ્રવાહ વહી રહ્યો છે; સ્વભાવ હલકો હોવા છતાં પણ તેમનાં હૃદય કોમળ હતાં.

ઘરમાં હજી પણ આગલા દિવસના ફૂલોના ઢગલે ઢગલા પડી રહ્યા છે. ઈવાના ટેબલ ઉપર તેના ફૂલોવરવાઝમાં ફક્ત એક ગુલાબની કળી છે. એડોલ્ફ તથા રોઝા ઘણી જ ચપળતાથી ઘરને શણગારી રહ્યા છે. સેંટક્લેર ચિંતાતુર ચિત્તે ઉભો રહ્યા છે, એટલામાં રોઝા એક ટોપલીમાં ધોળાં ફૂલો લઇને પુનઃ ઘરમાં આવી અને સેંટકલેરને સામે ઉભેલો જોઇ માનથી સ્હેજ પાછી હઠી ગઇ; પણ સેંટકલેરે તેના ઉપર ધ્યાન ન આપ્યું. તે જોઇ આગળ વધી અને મૃત દેહની ચારે તરફ પુષ્પો ઘણી જ સુંદરતાથી તેણે ગોઠવી દીધાં અને એક સુંદર પુષ્પ બાલિકાના શુભ્ર હસ્તમાં મૂકી ચાલી ગઇ. સેંટકલેર સ્વપ્ન જોતો હોય એ પ્રમાણે સઘળું જોઇ રહ્યો.

એટલામાં ટૉપ્સી પોતાના કબજાની નીચે એક ફૂલ સંતાડીને ત્યાં આવી. રોઈ રોઇને તેની આંખો સુજી ગઈ હતી. તેને જોતાં જ રોઝા વિરક્ત થઇને ધીમેથી બોલી: " જા, જા, અહિં તારૂં શું કામ છે? "

ટૉપ્સી કબજાની અંદરથી એક અર્ધ ખિલેલું ગુલાબ કાઢી દુઃખિત સ્વરે બોલી: " જુઓ, હું આ કેવું સુંદર પુષ્પ લાવી છું! મને જવા દો. હું ફૂલ ત્યાં મૂકીને આવતી રહીશ. "

રોઝા દૃઢસ્વરે બોલી: " ના, તને નહિ જવા દઉં. નાશી જા અહિંથી."

અચાનક સેંટક્લેરે પૃથ્વી પર પગ પછાડીને ગંભીર સ્વરે કહ્યું: " એને પાસે જવા દે. તું શામાટે રોકે છે? "

રોઝા પાછળ ખસી ગઈ. ટૉપ્સીએ ધીમેથી પથારી પાસે જઇને શબના પગ આગળ પુષ્પ મૂકી દીધું અને તરત જ જમીન ઉપર પડી જઇને મ્હોટેથી રોવા લાગી.

મિસ ઑફેલિયા તરત જ આવી પહોંચી અને ટૉપ્સીને આશ્વાસન આપવા લાગી. પરંતુ તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો. ટૉપ્સી રોતાં રોતાં કહેવા

લાગી : " મિસ ઈવા ! મિસ ઈવા ! હું પણ તમારી સાથે આવવા માગું છું–હું પણ આવવા માગું છું. "

બાલિકાનું હૃદયભેદક રૂદન સાંભળી સેંટક્લેરનું સફેદ થઈ ગયેલું મુખ અચાનક લાલ થઈ ગયું. ઈવાના મૃત્યુ પછી આ પહેલી જ વાર તેની આંખેમાંથી આંસુ સરી પડયાં.

મિસ ઑફેલિયા સ્નેહપૂર્ણ સ્વરે બોલી : " ટૉપ્સી ! રો નહિ. મિસ ઈવા સ્વર્ગમાં ગઇ છે. તે ત્યાં જઇને દેવતા થઇ છે. "

ટૉપ્સીએ રોતાં રોતાં કહ્યું : " મને તો તે દેખાતાં નથી. હવે તે મને કદી પણ દેખાશે નહિ ! "

ક્ષણવાર સઘળાં ચુપ રહ્યાં.

ટૉપ્સી પુનઃ બોલી : " મિસ ઈવા મારા ઉપર પ્રેમ રાખતાં હતાં–મિસ ઇવાએ પોતે કહ્યું હતું કે તે મને ઘણી ચાહે છે. હાય ! હાય ! હવે મારૂં કોઇ ન રહ્યું—હવે મને કોણ ચાહશે ! "

એ સાંભળી સેંટક્લેરે લાંબો નિશ્વાસ મૂકી મિસ ઑફેલિયાને કહ્યું : " બ્હેન ! ટૉપ્સીને ખરેખર ઈવા ઘણી ચાહતી હતી. તું આ બિચારી બાલિકાને સ્હમજાવીને શાંત કર. "

મિસ ઑફેલિયા સજળનયને ટૉપ્સીને બ્હાર લઈ ગઈ અને તેને કહેવા લાગી : " ટૉપ્સી, દુઃખિની બાલિકા ! હું તને ચાહીશ. ઇવાએ મને ચાહતાં શિખવાડયું છે. હું તેના જેવી કોમળ હૃદયની નથી, તથાપિ તને ચાહીશ. તને સ્નેહ દૃષ્ટિથી જોઇશ; સારૂં શિક્ષણ આપીને તને સન્માર્ગે લાવવા યત્ન કરીશ. "

મિસ ઑફેલિયાના એવા સરલ અને સ્નેહાળ વચનો સાંભળતાં જ આજ ટૉપ્સીનું હૃદય મિસ ઑફેલિયા તરફ ખેંચાયું. વસ્તુતઃ સરલ સ્નેહ તરત જ ઓળખાઇ આવે છે. અકપટ પ્રેમ અને અકૃત્રિમ સ્નેહના પ્રભાવથી પાષાણનું હૃદય પણ પિગળી જાય છે.

ટૉપ્સીમાં થયેલો ફેરફાર જોઇને સેંટક્લેર મનમાં ને મનમાં કહેવા લાગ્યો : " હા મારી ઈવા ! થોડા દિવસ જ આ સંસારમાં રહીને તેં આટલું સારૂં કાર્ય કરી લીધું. આવાં પાષાણ હૃદયોને પિગળાવ્યાં; પરંતુ હું આટલાં બધાં વર્ષો આ સંસારમાં રહીને કાંઇ જ કરી શકયો નહિ. મેં મારી જીંદગી વ્યર્થ ગુમાવી, તે માટે ઇશ્વરની આગળ હું શું જવાબ આપીશ ? "

જોતજોતામાં પ્રભાત થયું. ચારે તરફથી સગાંવ્હાલાં તથા પાડોશીઓના

આવ્યાથી ઘર ભરાઇ ગયું. મધુર પ્રતિમા ઇવાન્જેલિનના દેહને 'કૉફિન' (coffin) માં મૂકીને તેનું મ્હોં બંધ કરી દેવામાં આવ્યું. બગિચામાં જે સ્થળે બેસીને ટૉમ તથા ઈવાન્જેલિન બાઇબલ વાંચતાં હતાં, ત્યાંજ કૉફિનને દફન કરવામાં આવ્યું. સેંટક્લેર ઉભો ઉભો જોવા લાગ્યો. તે વિચાર કરવા લાગ્યો કે શું આ સ્વપ્ન છે કે સત્ય બનાવ છે! શું ખરેખર મારી વ્હાલી પુત્રી ઇવાન્જેલિન ભૂમિમાં દફન થઇ ? ના, સેંટક્લેર! તારી ઈવાન્જેલિન ભૂમિમાં દફન થઈ નથી. એ તો એનો ક્ષણભંગુર દેહ—જૂનું વસ્ત્ર છે. આજે ઇવાએ જૂનું વસ્ત્ર કહાડી નાંખી નવા વેશમાં સજ્જિત થઇને સ્વર્ગારોહણ કર્યું છે. તેના અમરત્વનો નાશ કરવાની કોનામાં શક્તિ છે ? ઇવાને મૃત્યુ સાથે શું સંબંધ છે ? સંસારનાં પાપી મનુષ્યોને માટે જે મૃત્યુ છે, તે ઇવાને માટે જૂનાં વસ્ત્રોનો ત્યાગ કરવા જેવું છે.

ભૂમિદાહ કરવાની ક્રિયા સમાપ્ત થઈ. સઘળા પૂર્વની પેઠે પોતપોતાના કામધંધામાં લાગી ગયા અને ભૂલી ગયા કે તેમને પણ કોઇ દિવસ આ સંસારમાંથી ચાલ્યા જવું પડશે.

ઇવાની માતા મેરી ઘણું કલ્પાંત કરવા લાગી. એના વિલાપ વખતે સઘળાં દાસ–દાસીઓને તેની સેવામાં હાજર રહેવું પડતું હતું. ઈવાના મરણથી સઘળાં દાસ–દાસીઓને ઘણું દુઃખ થયું હતું, પણ તેમને પોતાનો શોક પ્રદર્શિત કરવાને વખત જ નહોતો. કેમકે મેરીએ તેમને ઘણાં હેરાન કરી નાંખ્યા હતા. મેરી કદાચ એમ માનતી હશે કે, સંસારમાં દુઃખ, શોક તથા સ્નેહ બીજા કોઇના હૃદયમાં પ્રવેશ કરી શકતા નથી. એ કેવળ તેની જ મિલકત છે! મેરી વખતો વખત કહેતી કે, તેના પતિની આંખોમાંથી અશ્રુનું એક બિન્દુ પણ પડયું નહિ. તેના સ્વામીએ તેને એકવાર આશ્વાસનપણે આપ્યું નહિ; તેણે તેના શોકમાં જરા પણ સહાનુભૂતિ દેખાડી નહિ. તેના સ્વામીના જેવો કઠોર હૃદયનો મનુષ્ય આ સંસારમાં ભાગ્યે જ બીજો કોઇ હશે.

કોઇ કોઇ વખતે આ આંખો અને કાન આપણને ઘણા ભૂલાવામાં નાંખી દે છે. આ બન્ને ઇન્દ્રિઓ કેવળ બ્હારની બાબતોને જ જુએ છે. અંતઃકરણનો ગૂઢ ભાવ કદી પણ જોઈ શક્તી નથી. એટલા માટે જે લોકો બ્હારની વાતો ઉપર જ નજર કરીને ખરા ખોટાનો નિર્ણય કરે છે, તેઓ સ્હેજમાં ભૂલથાપ ખાઇ જશે એમાં લેશ માત્ર સંદેહ નથી. ટૉમ અને મિસ ઑફેલિયા સિવાય ઘરનાં કેટલાંક ગુલામો મેરીનો વિલાપ જોઇને એમ જ માનતા હતા કે, ઇવાના મરણથી મેરી શોકથી આકુળ વ્યાકુળ થઇ ગઈ છે. ખરેખર, મેરી ઉપરથી ઘણી જ અસ્થિર જણાતી હતી. તે પોતાનું

મૃત્યુ પાસે આવ્યું છે, એમ કહીને બૂમો પાડવા લાગી. તેની દવાદારૂ અને સેવા સુશ્રુષા કરવામાં ગુલામો એટલા રોકાઈ ગયા કે તેઓને ઇવાનું સ્મરણ કરવાનો અવકાશ પણ મળતો નહિ.

પરંતુ પરમાત્મા પ્રત્યે દૃઢ વિશ્વાસ રાખનાર–ધર્માત્મા, સ્હજમાં જ્ઞાન-ચક્ષુ વડે મનુષ્યના અંતઃકરણનો ગૂઢ ભાવ જાણી જાય છે. તેઓ કદી પણ બ્હારની ઇન્દ્રિઓથી છેતરાતા નથી. તેઓ દિવ્ય ચક્ષુ વડે સઘળું જોઇ લે છે. ટૉમ સેંટકલેરના હૃદયનો ગંભીર શોક જાણવાને શક્તિમાન થયો હતો. તેથી ઇવાના મરણ પછી તે પોતાના માલિકની આગળથી જરા પણ આઘો ખસતો નહિ. કોઇ કોઇ વખતે સેંટકલેર ઘણા જ ઉદાસ મુખે ઇવાના ઓરડામાં બેસીને તેનું ન્હાનું બાઇબલ ઉઘાડતો, અને વળી પાછું બંધ કરી દેતો, જોકે તે એમાંથી કંઇ પણ વાંચતો નહિ. એ વખતે તેના હૃદયમાં કેટલું દુઃખ થતું હતું, તે ટૉમ સિવાય બીજું કોઈ પણ સ્હમજી શકતું નહોતું. એવા છુપા શોકથી હૃદય જેટલું બળે છે, એટલું મેરીના બ્હારના કલ્પાંતથી કદી પણ બળતું નથી.

કેટલાક દિવસ પછી સેંટકલેર સરોવર પાસે આવેલું ઘર છોડીને કુટુમ્બસહિત શહેરવાળા ઘરમાં રહેવા આવ્યો. પોતાના હૃદયના અસહ્ય શોકને ઓછો કરવા સારૂ તે આખો વખત કોઇને કોઇ કાર્યમાં મંડયો રહેતો. તે પ્રથમની માફક સઘળાંની સાથે હસીને બોલતો હતો. જો તેણે શોક ચિહ્ન તરીકે કાળો પોશાક પહેર્યો ન હોત, તો કોઇ એમ ન જાણત કે તેની પુત્રીનું મરણ થયું છે.

એક દિવસ મેરીએ ઓફેલિયાને કહ્યું : " ઓફેલિયા બ્હેન ! સેંટ-કલેર કેવા માણસ છે, તેની મને કંઈ સ્હમજણ પડતી નથી. હું આટલા દિવસ એમ જાણતી હતી કે, તે ઇવાને ઘણી ચાહે છે. પરંતુ હવે હું જોઉં છું કે, એમ માનવામાં મારી ભૂલ હતી. સેંટકલેર આ પૃથ્વીમાં કોઇને પણ ચાહતા નથી. જો તેમના હૃદયમાં સ્નેહ હોત તો શું તે ઇવાને આટલા વખતમાં ભૂલી જાત ખરા કે ? હવે તે ભુલેચૂકે પણ ઇવાનું નામ લેતા નથી. શું પુરુષોનાં હૃદય એટલાં બધાં કઠણ હોય છે ? "

ઑફેલિયાએ ઉત્તર આપ્યો : " તમે જાણતાં નથી. બ્હારથી સ્થિર જણાતું પાણી અંદરને અંદરથી જ અતિ વેગપૂર્વક વહે છે. "

મેરી : " બ્હેન ! હું એ માનતી નથી. જો મનુષ્યના હૃદયમાં સ્નેહ કે દયા હોય તો તરત જ બ્હાર જણાઇ આવે. મનુષ્ય પોતાનું દુઃખ પ્રકટ કર્યા વિના રહી શકતો જ નથી; પરંતુ મનુષ્યના મનમાં કોઇ પણ પ્રકારનું

દુઃખ હોય એ દુર્ભાગ્યની નિશાની છે. જો મને પણ પરમેશ્વરે સેંટક્લેરની માફક કઠોર હૃદયની બનાવી હોત તો મારે આટલું દુઃખ સહન કરવું ન પડત. મારામાં આટલી બધી માયા મમતા છે, તેથી જ મારે આટલું કષ્ટ વેઠવું પડે છે. ”

એ સાંભળી મમ્મી બોલી : “ બાઇસાહેબ, તમારી માન્યતા તદ્દન ખોટી છે. સાહેબ ઘણા દયાળુ છે. તે દિવસે દિવસે સૂકાતા જાય છે. ઇવાના મૃત્યુ પછી એક દિવસ પણ પેટ ભરીને જમતા નથી. ” એટલું બોલતામાં તેની આંખોમાંથી અશ્રુબિન્દુ સરી પડયાં. તે કહેવા લાગી : “ ઇવાને જેટલા માણસોએ જોઇ છે, તેઓ તેને કદી પણ ભૂલી શકતાં નથી ! ”

મમ્મીની વાત સાંભળી મેરી બોલી : “ સાહેબ દયાળુ છે, તથાપિ તે મારે માટે જરા પણ દરકાર રાખતા નથી. તેમણે મને એક દિવસ પણ આશ્વાસન આપ્યું નહિ. પિતા કરતાં માતાને બાળક માટે કેટલી બધી લાગણી હોય છે, તે જાણુતી નથી ? ”

ઑફેલિયા : “ દરેક જણુ પોતાના હૃદયનું દુઃખ પોતે જ સ્હમજી શકે; બીજાને તેની ક્યાંથી ખબર પડે વારૂ ? ”

મેરીએ કહ્યું : “ એ પણ ખરૂં છે. હું જે દુઃખ સહન કરૂં છું તેની બીજાને કેવી રીતે ખબર પડે ? ઇવા જાણુતી હતી, તે હવે જતી રહી !” એમ કહીને તે ડુસકાં ભરવા લાગી.

જે સમયે મિસ ઓફેલિયા અને મેરી વચ્ચે એ પ્રમાણે વાતચિત થતી હતી, તે વખતે સેંટક્લેરની લાયબ્રેરીમાં અન્ય પ્રકારની ચર્ચા ચાલતી હતી.

અમે પ્રથમ જણાવી ગયા છીએ કે, ઇવાના મરણ પછી ટૉમ સર્વદા સેંટ-ક્લેરની સાથે જ રહેતો હતો. આજે સેંટક્લેર પોતાની લાયબ્રેરીવાળા ઓરડા-માં ગયો હતો. ટૉમે ધાર્યું કે તે જલદીથી બ્હાર આવશે. એમ ધારીને તે બ્હાર વરંડામાં બેસી રહીને સેંટક્લેરની રાહ જોવા લાગ્યો, પરંતુ સેંટક્લેર બ્હાર ન નિકળ્યો. તેથી ટૉમ ધીમેથી અંદર ગયો. તેણે જોયું કે પોતાના શેઠ ઇવાનું ન્હાનું બાઇબલ મ્હોં ઉપર રાખીને આરામ ખુરશીમાં સૂતા છે. તે ચુપચુપ આરામખુરશીની પાસે જઇને ઉભો રહ્યો. સેંટક્લેર તેને જોતાં જ બેઠો થયો. પરંતુ ટૉમના મુખ તરફ નિહાળતાં જ દયાળુ સેંટક્લેરનું હૃદય ભરાઇ આવ્યું. ટૉમનું સરલતા તથા પવિત્રતાથી પરિપૂર્ણ મુખમંડળ માલિક-ના દુઃખમાં મલિન થઇ ગયું છે. એ મુખમાંથી કંઇ વાક્ય નિકળતું નહોતું, પણ મુખ ઉપરની શોક છાયા તથા કરૂણાજનક ભાવ માલિકના દુઃખમાં સ્પષ્ટપણે સહાનુભૂતિ દર્શાવતાં હતાં.

થોડીવારે સેંટક્લેર બોલ્યો : " ટૉમ, આ સંસારમાં સઘળું અસાર છે."

ટૉમ : " પ્રભુ ! હું જાણું છું કે આ સંસારમાં બધું અસાર છે; પરંતુ સ્વર્ગ તરફ કે જ્યાં આપણી ઇવા ગઈ છે,—ઈશ્વરના તરફ કે જેના ખોળામાં તે અત્યારે બિરાજે છે,—દૃષ્ટિ કરવાથી કલ્યાણ થશે. "

સેંટક્લેર : " ટૉમ ! હું સ્વર્ગ તરફ દૃષ્ટિ કરૂં છું; ઈશ્વરના તરફ જોવા યત્ન કરૂં છું, પણ કંઈ જ દેખાતું નથી. જો કંઈ દેખાત તો મનને હું ધીરજ આપી શકત. "

ટૉમે એક લાંબો નિશ્વાસ મૂકયો.

સેંટક્લેર પુનઃ બોલ્યો : " ટૉમ ! હું ધારૂં છું કે, પરમેશ્વર નિર્મળ ચરિત્ર બાળકોને તથા તારા જેવા સરલ અને પવિત્ર સ્વભાવના લોકોને દિવ્ય ચક્ષુ આપે છે. તેથી જ તમે સ્વર્ગની વાતો જાણી શકો છો. "

ટૉમ : " પ્રભુ ! બાઈબલનું પણ એમ જ માનવું છે. જ્ઞાનાભિમાનીઓ તથા કાયદાશાસ્ત્રીઓ ઈશ્વરને જોઈ શકતા નથી. પરંતુ બાળકની માફક જેઓનું હૃદય સરલ છે તેઓ જ ફક્ત ઈશ્વરનું દર્શન કરી શકે છે. "

સેંટક્લેર : " ટૉમ ! મને ધર્મશાસ્ત્ર ઉપર વિશ્વાસ નથી. મારા મનમાં અનેક પ્રકારના સંશય ઉત્પન્ન થાય છે. હું ઈચ્છું છું કે મારા મનમાં બાઈબલ ઉપર શ્રદ્ધા ચોંટે, પણ એમ નથી થતું. "

ટૉમ : " પ્રભુ, આપ ઈશ્વરની પ્રાર્થના કરો. તે તમારા મનના સઘળા સંશય ટાળી દેશે. "

સેંટક્લેર ટૉમની વાત સાંભળી સ્વપ્નમાં પડેલા માણસની માફક બોલી ઉઠયો : " કંઈ પણ સ્હમજાતું નથી. શું સંસારનો આ પ્રેમ, સ્નેહ, વિશ્વાસ અને ભક્તિ સઘળું નિરર્થક છે ? શું એ સઘળું મૃત્યુની સાથે નાશ પામે છે ? શું મારી ઈવા નથી ? શું સ્વર્ગ નથી ? શું ઈશ્વર નથી ? "

ટૉમ ઘુંટણીએ પડી સજળનયને બોલ્યો : " પ્રભુ ! સઘળું છે એ હું નિશ્ચય જાણું છું. પ્રભુ ! આપ એ ઉપર વિશ્વાસ રાખો; હમણાં જ પરમેશ્વરની પ્રાર્થના કરો. "

સેંટક્લેર : " તેં કેવી રીતે જાણ્યું કે, ઈશ્વર છે ? તેં તો તેને કદી પણ જોયો નથી. "

ટૉમ : " મેં તેને મારા હૃદયમાં જોયો છે. અત્યારે પણ તે મારા અંતઃકરણમાં નિવાસ કરે છે. પ્રભુ ! જ્યારે મને મારા કુટુમ્બથી જૂદો પાડી

વેચી દેવામાં આવ્યો ત્યારે હું નિરાશ થઇ ગયો હતો. મારામાં જરા પણ શક્તિ રહી નહોતી. મેં એ વખતે ઇશ્વરની મદદ માગી. અચાનક મારા મનમાં શાંતિ થઇ. મને કોઇએ કહ્યું કે, 'ટોમ, બ્હિતો નહિ. હું તારી સાથે છું.' એથી મારૂં સઘળું દુ:ખ દૂર થઈ ગયું અને મને આશા આવી. પ્રભુ ! શું એવો ભાવ પોતાની મેળે જ હૃદયમાં ઉત્પન્ન થઇ શકે છે? મારા હૃદયમાં નિવાસ કરતા ઇશ્વરે જ મને ધીરજ આપી હતી."

એ પ્રમાણે વાત કરતી વખતે ટૉમનું હૃદય ભક્તિ અને પ્રેમથી ભરાઇ ગયું. તેની આંખોમાંથી અખંડ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. સેંટક્લેરે તેના ખભા ઉપર માથું નાંખી દઇ તેનો હાથ પકડીને કહ્યું : "ટૉમ, તું મને ચાહે છે ?"

ટૉમ : "પ્રભુ ! દયાળુ પ્રભુ ! જો મારો પ્રાણ આપતાં પણ આપના મનમાં ઇશ્વર પ્રત્યે ભક્તિ અને શ્રદ્ધા ઉત્પન્ન થતી હોય તો આ સેવક સહર્ષ પોતાનો પ્રાણ આપવાને તૈયાર છે."

સેંટક્લેર : "અરે ભોળા માણસ ! મારે માટે પ્રાણ ! હું તો તારા જેવા સાધુ અને સહૃદય મનુષ્યોના સ્નેહને પણ પાત્ર નથી."

ટૉમ : "પ્રભુ ! આપને મારા કરતાં ઇશ્વર વિશેષ ચાહે છે."

સેંટક્લેર : "તેં એ કેવી રીતે જાણ્યું ?"

ટૉમ : "મારો આત્મા તે જાણે છે. પ્રભુ, ઇવા મારી પાસે બાઇબલ વાંચતી હતી. તેના મરણ પછી મને કોઈ બાઇબલ વાંચી સંભળાવતું નથી. તમે એકવાર વાંચી સંભળાવો."

સેંટક્લેર બાઇબલમાંથી લાઝરસના ઉદ્ધારનો વૃતાંત વાંચવા લાગ્યો.

ટૉમ નીચાં નેત્રો કરી ભક્તિપૂર્વક હાથ જોડીને સાંભળવા લાગ્યો. વૃત્તાંત સમાપ્ત થઇ રહ્યો એટલે સેંટક્લેરે પૂછ્યું : "ટૉમ, શું આ વાતો તને ખરી લાગે છે ?"

ટૉમ : "પ્રભુ, હું એ સઘળું પ્રત્યક્ષ જોઉં છું."

સેંટક્લેર : "ટૉમ, ઇશ્વર દયા કરીને મને તારી આંખો આપે તો કેવું સારૂં થાય !"

ટૉમ : "પરમેશ્વર અવશ્ય આપને આપશે."

સેંટક્લેર : "પણ ટૉમ, તું જાણે છે કે મેં ઢગલાબંધ પુસ્તકો વાંચ્યાં છે. જો હું તને એમ કહું કે બાઇબલ મિથ્યા છે, તો શું તને ધર્મ ઉપર સંદેહ નહિ આવે ?"

ટૉમ : " ના, જરા પણ નહિ. "

સેંટક્લેર : " કેમ વારૂ ? તું જુએ છે કે તારા કરતાં મારામાં વિશેષ જ્ઞાન છે. "

ટૉમ : " પ્રભુ ! આપે હમણાં જ વાંચ્યુ કે, જ્ઞાનાભિમાની અને અક્કલના દોઢડાહ્યા લોકો ઈશ્વરને જોઇ શકતાં નથી. પરંતુ બાળકોના જેવું જેમનું હૃદય સરલ છે, તેઓ જ ઈશ્વરનું દર્શન કરી શકે છે. મને લાગે છે તમે મારી પરીક્ષા કરો છો. આ આપના હૃદયનો ખરો ભાવ નથી. "

સેંટક્લેર : " હા, ટૉમ ! મેં તારી પરીક્ષા કરવા માટે જ પૂછ્યું હતું. મને બાઇબલ ઉપર અવિશ્વાસ નથી. ધર્મશાસ્ત્ર ખરૂં છે એ વિષે મારા મનમાં કંઇ પણ સંદેહ નથી. પરંતુ દુઃખની વાત એ છે કે મારો સ્વભાવ જ વહેમી છે. "

ટૉમ : " પ્રભુ, પ્રાર્થના કરવાથી આપનો સ્વભાવ સુધરી જશે. "

સેંટક્લેર : " તેં કેમ જાણ્યું કે હું પ્રાર્થના કરતો નથી ? "

ટૉમ : " પ્રભુ ! શું આપ પ્રાર્થના કરો છો ? "

સેંટક્લેર : " હું પ્રાર્થના કરૂં, પણ તે કોની આગળ કરૂં ? કંઈ દેખાતું તો નથી. તું પ્રાર્થના કર, હું સાંભળું છું. "

ટૉમ ભક્તિપૂર્વક ઈશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. તેની સરલ પ્રાર્થનાથી સેંટક્લેરનું હૃદય પિગળી ગયું. પ્રાર્થનાના પ્રવાહમાં તેનું મન સ્વર્ગ તરફ તણાવા લાગ્યું. તેને પ્રત્યક્ષ દેખાયું કે ઈવા અમૃતમયની અમૃત ગોદમાં બિરાજી રહી છે.

ટૉમની પ્રાર્થના સમાપ્ત થઇ એટલે સેંટક્લેર બોલ્યો : " ટૉમ, તને જ્યારે વખત મળે ત્યારે મારી આગળ આવીને આ પ્રમાણે પ્રાર્થના કરજે. પણ હમણાં તું જા. હું થોડો વખત એકાંતમાં બેસીને વિચાર કરીશ. "

ટૉમ ચુપચુપ ત્યાંથી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૩૧ મું.

### પરલોકગમન અથવા પુનર્મિલન.



મય કોઈની રાહ જોઇને બેસી રહેતો નથી; દિવસ પછી દિવસ અને માસ પછી માસ ચાલ્યા જ જાય છે. કાલસ્રોત સંસારનાં સકળ નર–નારીઓને પોતાના વક્ષઃસ્થળ ઉપર ધારણ કરી અનંત સાગર તરફ વહે છે. ઈવાન્જેલિનની ન્હાની જીવન–નૌકા અનંત સાગરમાં નિમગ્ન થઇ ગઇ. બે ચાર દિવસ સગાં સંબધીઓ તેને માટે શોકનાં આંસુ પાડવા લાગ્યાં, પરંતુ જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ તેઓ સઘળાં પોતાનું દુઃખ ભૂલી ગયાં. સઘળાં પ્રથમની પેઠે પોતપોતાનાં કાર્યમાં પ્રવૃત્ત થયાં. પરંતુ શું સેંટક્લેર પહેલાંની માફક જીવન ગાળી શક્યો ખરો કે ?

આ સંસારમાં ઈવાને જ તે પોતાનું જીવન સર્વસ્વ માનતો હતો. ઈવાને માટે જ તેનું જીવન હતું, ઈવાને માટે જ ધનસંગ્રહ અને કામકાજ કરવાનું હતું; સંક્ષેપમાં જે કાંઇ હતું તે સઘળું ઇવાને માટે જ હતું. ઈવાના મૃત્યુથી તેનું જીવન લક્ષ્ય–શૂન્ય થઇ ગયું. હવે તે કોને માટે વધારે વખત આ નશ્વર જગતમાં રહે ? કોને માટે તે ધન એકઠું કરે ?

શું આશાઓ તૂટી જવાથી મનુષ્ય સંસારમાં ખરેખર ઉદ્દેસ્યહીન થઇ જાય છે ? શું એ સાંસારિક તુચ્છ આશાઓ સિવાય બીજો કોઈ મહાન્ ઉદ્દેશ જ નથી ? ના, એમ ન કહી શકાય. વિચાર કરી જોતાં જણાશે કે મનુષ્ય જીવનનાં મહાન્ ઉદ્દેશની સાથે તુચ્છ આશાઓ—તુચ્છ સુખ શાંતિને જરા પણ સંબંધ નથી. સેંટક્લેર એ વાત સારી પેઠે જાણતો હતો. તેથી તેનું જીવન સર્વથા લક્ષ્યશૂન્ય—ઉદ્દેશહીન ન થયું. વિશેષતઃ ઇવાનાં છેલ્લાં વચનો તેના કાનમાં ગુંજી રહ્યાં હતાં. ઉંઘતા અને જાગતાં દરેક વખતે ઈવાનાં એ મધુર વચનો તેને યાદ આવતાં. તે હમ્મેશાં જોતો કે ઈવાનો ન્હાનો હાથ આંગળીના ઈશારાથી તેને જીવનનો માર્ગ દેખાડી રહ્યો છે. પરંતુ તેનામાં રહેલી હમ્મેશાંની આળસ તથા હાલનો શોક તેને કર્ત્તવ્યના માર્ગે—સ્વર્ગના રસ્તે જતાં વિધ્ન નાંખવા લાગ્યા. એ સઘળાં વિઘ્નોને દૂર કરી જીવનના મહાન્ ઉદ્દેશને પાર પાડવાનું તેનામાં સંપૂર્ણ સામર્થ્ય હતું. તે જો કે દેશ પ્રચલિત કોઈ પણ પ્રકારની ધર્મોપાસનામાં ભાગ લેતો નહોતો, તથાપિ તે બાલ્યકાળથી જ ઘણો સૂક્ષ્મદર્શી અને વિચારશીલ હતો. તેના મનમાં હમ્મેશાં

નવા નવા વિચારો ઉત્પન્ન થયા કરતા હતા. વાસ્તવિક રીતે આ સંસારમાં જેઓ સર્વ ધર્મ તથા પરલોક પ્રત્યે અશ્રદ્ધા તથા અનાસ્થા દેખાડે છે, તેમનાં મ્હોમાંથી કોઇ કોઇ વખતે ધર્મનાં એવાં ગૂઢ તત્વો સાંભળવામાં આવે છે કે તેઓને નાસ્તિક કહેનાર આશ્ચર્યચકિત થઇ જાય છે. મુર, બાયરન, ગેટે આદિ મહાપુરૂષો જન્મ પર્યંત ધર્મ ઉપર પોતાની અનાસ્થા જ દેખાડતાં રહ્યા. પરંતુ અનેક ધર્મગુરૂઓ સુદ્ધાં ધર્મનાં જે ગૂઢ તત્વોને સ્હમજી શકયાં નહિ, તેની તેમણે ઘણી જ સુંદર વ્યાખ્યા કરી દેખાડી.

ધર્મની સાથે સેંટકલેરને કદી પણ દ્વેષ નહોતો. તે જાણતો હતો કે ધર્મનું પાલન કરવું એ કાંઈ સહેજ કાર્ય નથી; માનસિક બળ વિનાના મનુષ્યોને માટે તે સર્વથા અસાધ્ય છે. તેથી ધર્મ ગ્રહણ કરીને તેનું યથાર્થ પાલન ન કરવું તેના કરતાં તો ધર્મ ગ્રહણ ન કરવો એ જ ઘણું સારૂં છે. એમ ધારીને તે ધર્મચર્ચાથી સર્વદા દૂર રહેતો. પરંતુ હવે એ ધર્મનું અનુસરણ કર્યા સિવાય તેના જીવનનું બીજું કયું લક્ષ્ય હોઈ શકે ? હવે તે ઇવાનું ન્હાનું બાઇબલ લઇને ધ્યાનપૂર્વક વાંચવા લાગ્યો અને પોતાના દાસ-દાસીઓના સંબંધમાં પોતાનું શું કર્તવ્ય છે તેનો વિચાર કરવા લાગ્યો. હવે તેને લાગ્યું કે ઇવા જે કહેતી હતી તે સઘળું સત્યજ છે. દાસ-દાસીઓને ગુલામગીરીમાંથી મુક્ત કરી દેવાં જોઇએ. તેણે શહેરવાળા મકાનમાં આવતાં જ સૌથી પહેલાં ટૉમને સ્વતંત્ર કરી દેવાનો દૃઢ સંકલ્પ કર્યો અને પોતાના વકીલને મુક્તિપત્રની નકલ કરી લાવવાનું કહ્યું. ટૉમ હમણાં તેની સાથે જ રહેતો હતો. ટૉમ તેની પ્રિય ઈવાન્જેલિનનો પ્રિયપાત્ર હતો, તેથી તેને જોઇને જેવી રીતે તત્કાળ તેને ઈવાનું સ્મરણ થતું તેવી રીતે બીજા કોઇને જોતાં થતું નહિ. એટલા માટે ઇવાના સ્મૃતિચિન્હ તરિકે તે સર્વદા ટૉમને પોતાની પાસે જ રાખતો.

એક દિવસ સેંટકલેર ટૉમને સંબોધી બોલ્યો : " ટૉમ હું તને ગુલામગીરીની બેડીમાંથી મુક્ત કરીશ. તું કેન્ટાકિમાં જવાને તૈયાર રહેજે. તારો સરસામાન બાંધી મૂક. "

એ સાંભળતાં જ ટૉમનું મુખ અતિ પ્રફુલ્લિત થઇ ગયું. તે ઉંચા હાથ કરીને બોલ્યો : " પરમેશ્વર આપનું કલ્યાણ કરો. " પરંતુ એ પ્રમાણે ટૉમને રાજી થયેલો જોઈ સેંટકલેરને મનમાં દુઃખ થયું. તેણે પહેલાં કદી પણ ધાર્યું નહોતું કે, ટૉમ તેનો ત્યાગ કરી જવાને માટે આટલો આગ્રહ દેખાડશે. તેણે વિસ્મિત થઈ ટૉમને પૂછ્યું : " ટૉમ ! તને મારા ઘરમાં કોઇ પણ પ્રકારનું કષ્ટ પડતું નથી, છતાં તું અહિંથી જવાને આટલો બધો રાજી કેમ છે ?"

ટૉમ : " પ્રભુ ! આપનું ઘર છોડીને જતાં મને આનંદ થતો નથી; પરંતુ હું સ્વતંત્રત થઇશ એ વિચારથી મને આટલો બધો આનંદ ઉપજે છે."

સેંટક્લેર : " સ્વતંત્ર થયા પછીથી જેવી રીતે તું રહીશ, તેના કરતાં શું અત્યારે તું મારા ઘરમાં વધારે સુખી નથી કે ?"

ટૉમ : " ના, પ્રભુ."

સેંટક્લેર : " કેમ વારૂ ? તને હમણાં મારા ઘરમાં જે સારો ખોરાક તથા સારાં વસ્ત્રો મળે છે તે સ્વતંત્ર થયા પછીથી તને ક્યાંથી મળશે ? હમણાંની માફક સારી સ્થિતિમાં રહેવાને માટે તું પૈસા ક્યાંથી લાવીશ ?"

ટૉમ : " પ્રભુ ! સ્વતંત્ર થયા પછી મારા ભાગ્યમાં જે મળવાનું હશે તે મને મળશે. હું ગમે તો ગરીબાઇમાં મારૂં જીવન ગાળીશ. પરંતુ સ્વતંત્રતા તે સ્વતંત્રતા જ છે. તેના જેવું સુખ બીજું કંઇ પણ નથી. પરાધીનતામાં ગમે એટલું સુખ મળે, પરંતુ એથી મનુષ્યને કદી પણ સંતોષ થતો નથી. મનુષ્યનો એ સ્વભાવસિદ્ધ ભાવ છે."

સેંટક્લેર : " કદાચ એમ હશે. પરંતુ હજી તારે અહિં એક મહિનો રહેવું પડશે."

ટૉમ : " પ્રભુ ! હું આપને આવી અવસ્થામાં મૂકીને જઇશ પણ નહિ. આપની ઇચ્છા હોય ત્યાંસુધી મને રાખજો. જો કદાચ આ સેવકનું શરીર આપના કંઇ કામમાં આવે તો એનાથી વધારે સૌભાગ્યની વાત મારે માટે બીજી કઇ હોઇ શકે ?"

સેંટક્લેર : " ટૉમ, મારા આ કષ્ટનો અંત આવ્યા પછીથી શું તું જઇશ ?—મારા આ કષ્ટનો અંત ક્યારે આવશે ?"

ટૉમ : " જ્યારે તમે ઇશ્વરની ભક્તિમાં લીન થઇ જશો, ત્યારે સઘળાં દુ:ખનો અંત આવશે."

સેંટક્લેર : " ત્યાંસુધી તું અહિં રહેવા ઇચ્છે છે ?—ના, ના, હું તને એટલા દિવસ સુધી રોકીશ નહિ. હું તને જલદીથી મુક્ત કરી દઇશ. તું તારે ઘેર જઇને તારા કુટુમ્બને મળજે અને તેમને મારા આશીર્વાદ કહેજે."

ટૉમ સજળ નયને બોલ્યો : " પ્રભુ ! મને દૃઢ વિશ્વાસ છે કે એ સમય સત્વર આવશે. અને ઇશ્વર આપના હાથે પોતાનું કંઈ કામ કરાવશે."

સેંટક્લેર : " શું મારા હાથે ઇશ્વરનું કાર્ય થશે ? વારૂ કહે જોઉં, એ કયું કામ છે ?"

ટૉમ : " કેમ પ્રભુ, હું જો કે ઘણો જ ગરીબ તથા મૂર્ખ છું. તો

પણ પરમેશ્વરે મને પોતાનું કામ સોંપ્યું છે. મારા શેઠ સેંટક્લેર તો વિદ્વાન તથા ધનવાન છે, તેમને ઘણાં સગાંવહાલાં છે, જો તે ધારે તો ઇશ્વરનાં ઘણાં પ્રિય કામો કરી શકે."

સેંટક્લેર હસતાં હસતાં બોલ્યો: "ટૉમ, તારી સમજ પ્રમાણે શું ઈશ્વરને પોતાના કામો માણસોની મારફતે કરાવવાની જરૂર પડે છે ?"

ટૉમ: "આપણે કોઈ માણસને માટે જે કાંઈ કરીએ છીએ તે ઇશ્વરને માટે જ કરીએ છીએ; કેમકે સઘળાં મનુષ્યો તેનાં સંતાન છે."

સેંટક્લેર: "ટૉમ ! તારૂં આ ધર્મશાસ્ત્ર અમારા અહિંયાના પાદરીઓના મત કરતાં ઘણું સારૂં જણાય છે."

ઉપર પ્રમાણે સ્વામિ તથા સેવક વચ્ચે વાર્તાલાપ ચાલતો હતો, એટલામાં કેટલાંક લોકો સેંટક્લેરને મળવા આવ્યા, તેથી એટલેથી જ બન્ને જણાની વાતચિત અટકી ગઇ.

મેરી સેંટક્લેર, ઇવાના શોકથી ઘણી જ અસ્થિર થઇ ગઇ હતી. પરંતુ તેનામાં એક વિશેષ ગુણ એ હતો કે, પોતે દુઃખથી અધીર થઇ જતી તો પોતાના કરતાં દાસ-દાસીઓને ઘણાં અધીર કરી નાંખતી. ઇવા જીવતી હતી ત્યારે એ અત્યાચારમાંથી દાસ-દાસીઓનું રક્ષણ કરવા માટે તે યત્ન કરતી. પરંતુ હવે એ અભાગી દાસ-દાસીઓનું કોણ રક્ષણ કરે ? એટલા માટે દાસ-દાસીઓ ઇવાને માટે વિલાપ કરવા લાગ્યા. વિશેષતઃ ઇવાને લીધે મમ્મી પોતાના પુત્રોનો વિયોગ ભૂલી ગઇ હતી. પરંતુ ઇવાના મૃત્યુ પછી તે રાત્રિ દિવસ ઘણું રૂદન કરવા લાગી. એવી સ્થિતિમાં કોઈ કોઇ વખતે મેરીની સુશ્રુષા કરવામાં ભૂલ થતી અને તેને માટે મેરીનો ઠપકો ખાવો પડતો. મિસ ઑફેલિયા ઈવાને અંતઃકરણ પૂર્વક ચાહતી હતી. પરંતુ હવે તે ચુપચુપ, ગંભીરપણે એ દુઃખ સહન કરવા લાગી. તે પહેલાંની માફક કામમાં નિમગ્ન રહ્યા કરતી અને ટૉપ્સીને વિશેષ કાળજીથી શિક્ષણ આપતી. હવે તે ટૉપ્સીને મનમાં નિગ્રો કહીને ધિક્કારતી નહિ; પોતાની પુત્રીની માફક તે તેને ચાહવા લાગી. ટૉપ્સીનું ચરિત્ર પણ ધીમે ધીમે સુધરવા લાગ્યું. તે એક જ દિવસમાં સુધરી ગઇ એમ નહિ; પરંતુ ઇવાના આચરણથી તેનામાં ઘણું પરિવર્તન થઇ ગયું હતું. પહેલાં કોઇ પણ ઉપદેશથી તેનાં મન ઉપર બિલકુલ અસર થતી નહોતી, પણ એ ભાવ હવે જતો રહ્યો હતો.

એક દિવસ મિસ ઑફેલિયાએ ટૉપ્સીને હાંક પાડી. ટૉપ્સી ઝડપથી પોતાના વસ્ત્રની નીચે કંઇ વસ્તુ સંતાડી લઇને આવતી હતી. પરંતુ તરત

જ રોઝાએ તેને પકડી રાખીને કહ્યું : " કેમ તેં શું ચોર્યું છે ? તેં કાંઇ ચોર્યું હોય એમ લાગે છે. બોલ, આ તેં શું સંતાડયું છે ?"

ટૉપ્સીએ સંતાડી દીધેલી વસ્તુને પોતાના બન્ને હાથથી દઢતાપૂર્વક દબાવી રાખી. રોઝા તેના હાથ છોડાવવાને ઘણું જોર કરવા લાગી. ટૉપ્સી જમીન ઉપર સૂઇ જઇને ચીસો પાડતાં પાડતાં રોઝાને લાતો મારવા લાગી. તેની ચીસો સાંભળીને ઑફેલિયા તથા સેંટક્લેર નીચે આવ્યાં. તેઓને જોઇ રોઝા બોલી : " ટૉપ્સીએ કંઇ ચોર્યું છે." ટૉપ્સીએ ડુસકાં ભરતા ભરતાં કહ્યું : " મેં કંઈ પણ ચોર્યું નથી. " એ સાંભળી મિસ ઑફેલિયાએ કહ્યું : " તારી પાસે જે છે, તે મને દેખાડ."

પહેલાં તો ટૉપ્સીએ આનાકાની કરી. પરંતુ મિસ ઑફેલિયાએ બીજી વખત કહ્યું, ત્યારે તેણે પોતાના વસ્ત્ર નીચેથી ફાટેલાં મોજાંની એક પોટલી કહાડી તેના હાથમાં આપી. તેમાંથી ઇવાએ આપેલું એક ન્હાનું પુસ્તક તથા તેના વાળની લટો નિકળી. એ વસ્તુઓ જોઇ સેંટક્લેરનું અંતઃકરણ ભરાઇ આવ્યું.

ટૉપ્સી રોતાં રોતાં કહેવા લાગી : " મારી પાસેથી આ વસ્તુઓ લઇ લેશો નહિ. સેંટક્લેરની આંખોમાંથી અશ્રુબિન્દુઓ ટપકવા લાગ્યાં. તેણે ટૉપ્સીને અશ્વાસન આપતાં કહ્યું : " તારી આ વસ્તુઓ કોઈ લઇ લેશે નહિ." એમ કહી તેણે એ વસ્તુઓ ટૉપ્સીને પાછી આપી દીધી અને મિસ ઑફેલિયાની સાથે ત્યાંથી ચાલ્યો ગયો. તે પછી સેંટક્લેર બોલ્યો : "બ્હેન, મને લાગે છે કે હવે ટૉપ્સી થોડી ઘણી સુધરી છે. જે મનમાં શોક તથા દુઃખ ઉત્પન્ન થાય છે તે મનને સહેજમાં વશીભૂત કરી લઇ સન્માર્ગે લાવી શકાય છે. તું હવે જરા વિશેષ પ્રયત્ન કરજે. તારી મહેનત અવશ્ય સફળ થશે."

ઑફેલિયા : " ટૉપ્સી હવે પહેલાં કરતાં ઘણી સુધરી છે. તેને માટે હવે મારા મનમાં સારી આશા ઉત્પન્ન થાય છે. પરંતુ હું તને એક વાત પૂછું છું કે, ટૉપ્સી તારી કે મારી ? "

સેંટક્લેર : " કેમ ? ટૉપ્સીને તો મેં તને જ સોંપી દીધી છે."

ઑફેલિયા : " પણ કાયદા પ્રમાણે તે મારી માલિકીની ગણાય નહિ. હું કાયદા પ્રમાણે તેને મારી પોતાની કરવા ઇચ્છું છું. "

સેંટક્લેર : " બ્હેન, તું કાયદા પ્રમાણે તેને તારી મિલકત કરવા માંગે છે ખરી. પરંતુ તારા દેશમાં દાસત્વ-પ્રથાના વિરોધી માણસો તારી નિંદા કરશે. તને દાસાધિકારિણી કહી તારો તિરસ્કાર કરશે. "

ઑફેલિયા : " મારા દેશમાં જઇને હું તેને સ્વતંત્ર કરીશ. હું તેને

મારે આટલી બધી મહેનત કરૂં છું અને જો તેને સાથે ન લઇ જઈ શકું તો મારી સઘળી મહેનત પાણીમાં જાય."

સેંટક્લેર: "બ્હેન! સારૂં ફળ પાકશે એવી આશા રાખીને પહેલાં ખોટું કામ કરવું, એવી હું તને સલાહ આપી શકતો નથી."

ઓફેલિયા: "મશ્કરી ઠઠ્ઠા રહેવા દઇને જરા વિચાર કર. તેને ગુલામગીરીમાંથી મુક્ત કર્યા સિવાય ધર્મનું શિક્ષણ આપવાથી બિલકુલ લાભ નથી. જો તું તેને મારે સ્વાધીન કરવા ઇચ્છતો હોય તો મને કાયદા પ્રમાણે દસ્તાવેજ કરી આપ."

"વારૂ કરી આપીશ." એમ કહીને સેંટકલેર વર્ત્તમાનપત્ર વાંચવા લાગ્યો.

ઑફેલિયા બોલી: "ત્યારે હમણાં જ લખી આપ."

સેંટક્લેર: "તું શામાટે આટલી બધી ઉતાવળ કરે છે?"

ઑફેલિયા: "જે કામ કરવું હોય તે તરત જ કરી નાંખવું જોઇએ. જો તારે લખી આપવું હોય તો હમણાં જ લખી આપ. લે આ ખડીઓ તથા કલમ અને કાયદા પ્રમાણે દસ્તાવેજ કરી આપ."

સેંટકલેર સ્વાભાવિક રીતે જ આળસુ હતો. 'કરીશ' એ શબ્દ જ તેના મ્હોમાંથી નિકળતો. પરંતુ 'કરૂં છું' એમ કદી પણ તે કહેતો નહિ. તેથી ઑફેલિયાની ઉતાવળ જોઇને તેણે કંટાળીને કહ્યું: "બ્હેન! તને શું થયું છે? શું તને મારા બોલવા ઉપર વિશ્વાસ આવતો નથી? તું પણ હવે યાહુદીઓની પેઠે વર્ત્તવા લાગી છે!"

ઑફેલિયા: "હું પ્રથમથી ચોક્કસ કામ કરી લેવા ઇચ્છું છું. જો કદાચ તું કરજદાર થઇ જાય અથવા અચાનક તારૂં મરણ નિપજે તો ટૉપ્સીને લિલામ ઘરમાં જવું પડે!"

સેંટકલેર: "તું ઘણી જ હુશિયાર છે. તારા હાથમાંથી છુટકારો નથી." એમ કહીને તેણે એક દાનપત્ર લખીને મિસ ઑફેલિયાના હાથમાં આપતાં કહ્યું: "વરમન્ટ–કુમારી, આ લ્યો. હવે કાંઇ બાકી રહી ગયું છે?"

ઑફેલિયાએ દાનપત્ર હાથમાં લેતાં સ્હેજ હસીને કહ્યું: "કામ તો થયું. પરંતુ એક જણની સાક્ષી પણ જોઇએ."

"ઓહ! આ ત્રિપદનો કંઈ અંત નથી." એમ કહીને સેંટકલેરે મેરીને હાંક પાડી: "મેરી! તું શું કરે છે? બ્હેન તને આ કાગળ ઉપર સહી કરવાને બોલાવે છે માટે જલદીથી આવ."

મેરીએ આવી કાગળ વાંચીને કહ્યું: "આ શું? કેવી હસવા જેવી વાત છે? આને માટે પણ લખાણ કરવું પડે? હું માનતી હતી કે ઑફે-

ફેલિયા બ્હેન ઘણા ધર્મભીરૂ છે, તેથી દાસ–દાસીઓ રાખવા જેવું ભયંકર પાપ કદી પણ કરે નહિ. પરંતુ આજે મારી એ માન્યતા ખોટી પડી છે. વારૂ, ગમે તેમ હોય. તેમને જે વસ્તુનો શોખ થયો છે તે આપણે ઘણીજ ખુશીથી આપીશું.” એમ કહી મેરી સહી કરીને જતી રહી.

સેંટક્લેર ઑફેલિયાના હાથમાં કાગળ આપતાં બોલ્યો : “હવે ટૉપ્સી સર્વ પ્રકારે તારી સંપત્તિ થઈ ગઈ. તેના આત્મા તથા શરીરની હવે તું મુખત્યાર છે.”

ઑફેલિયા : “તે પહેલાં જેવી હતી તેવી જ હમણાં પણ મારી છે. ઈશ્વર સિવાય તેને મારા હાથમાં સોંપવાની કોઈનામાં શક્તિ નથી. પરંતુ હવે તેનું રક્ષણ કરવાની મને સત્તા મળી.”

“નવા કાયદા પ્રમાણે હવે તે તારી મિલકત થઈ.” એમ કહીને સેંટક્લેર પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. મિસ ઑફેલિયા પણ દાનપત્રને સંભાળથી પોતાની પેટીમાં મૂકી તેની પાછળ ગઇ. કેમકે તેને મેરીની સાથે વધારે વખત વાતચિત કરવી ગમતી નહોતી.

થોડીવાર પછી મિસ ઑફેલિયા બોલી:—“ઑગસ્ટિન, તારા મરણ પછીથી આ સઘળાં દાસ–દાસીઓની કેવી સ્થિતિ થશે એ વિશે તેં કાંઇ વિચાર કર્યો? તેઓને માટે તેં કાંઈ બંદોબસ્ત કર્યો છે કે નહિં?”

સેંટક્લેર: “ના, મેં કંઇ પણ બંદોબસ્ત કર્યો નથી.”

ઑફેલિયા : “ત્યારે તેઓને હમણાં સુખમાં રાખે છે તેથી એ લોકોને શું લાભ થશે?”

એ વિચાર સેંટક્લેરના મનમાં ઘણીવાર ઉત્પન્ન થતો હતો, પરંતુ તેણે હજી સુધી એ વિશે કાંઇ કર્યું નહોતું. ઑફેલિયાના પ્રશ્નનો ઉત્તર આપતાં તે બોલ્યો: “હું તેઓને માટે બંદોબસ્ત કરીશ.”

ઑફેલિયા: “ક્યારે કરીશ?”

સેંટક્લેર: “થોડા દિવસમાં જ કંઈ કરી નાંખીશ.”

ઑફેલિયા : “અને કદાચ બંદોબસ્ત કર્યા પૂર્વે જ તારૂં મરણ થાય તો?”

સેંટક્લેર: “બ્હેન, તને શું થયું છે? શું તું મારામાં મૃત્યુના કાંઇ ચિહ્ન જુએ છે? શું મારા શરીરમાં પ્લેગનાં લક્ષણ જણાય છે કે જેથી અંતિમ સમયનો બંદોબસ્ત કરી લેવાનું તું મને સૂચવે છે?”

ઑફેલિયા: “આપણે સઘળાં મૃત્યુના મુખમાં જ પડયાં છીએ. એક ઘડી પછીથી શું થશે તેની કોઇને કશી ખબર છે?”

એ સાંભળીને સેંટક્લેર ઉભો થયો અને હાથમાનું વર્તમાનપત્ર ટેબલ ઉપર મૂકી દઇને વરંડા તરફ ચાલ્યો. તેને એવી વાતો સાંભળવી ગમતી નહોતી, તેથી તે ત્યાંથી ઉઠી ગયો. પરંતુ તેના મ્હોંમાંથી 'મૃત્યુ' એ શબ્દ તેની મેળે જ વારંવાર નીકળવા લાગ્યો. તે વિચારવા લાગ્યો કે આ જગત્માં પ્રત્યેક મનુષ્યને મૃત્યુને આધિન થવું જ પડે છે છતાં આપણે મૃત્યુના સંબંધમાં કદિ કંઈ વિચાર કરતા નથી. મૃત્યુને આપણે ભૂલી જ જઇએ છીએ, એ ખરેખર ઘણું આશ્ચર્ય થવા જેવું છે. આજે મનુષ્ય મ્હોટી મ્હોટી આશાઓનો પુલ બાંધે છે, અભિમાનમાં અંધ બની જઇને ઇચ્છાનુસાર વર્તે છે અને કાલે મૃત્યુએ તેને પોતાના સપાટામાં લીધો કે તરત ચાલ્યો જાય છે. તેની સઘળી આશાઓ મનમાંજ રહી જાય છે. એ પ્રમાણે વિચાર કરતો કરતો તે જતો હતો એટલામાં તેણે ટૉમને જોયો. ટૉમ બાઇબલને પોતાની સ્હામે રાખી તેમાંથી ધ્યાનપૂર્વક એક એક શબ્દ ધીમેથી વાંચતો હતો.

તેણે ટૉમની પાસે બેસતાં કહ્યું: "ટૉમ! હું તારી આગળ બાઈબલ વાંચું?"

ટૉમ બોલ્યો: "પ્રભુ! આપ કૃપા કરીને વાંચી સંભળાવો તો ઘણું સારૂં. આપ વાંચશો તો હું ઘણી સારી રીતે સમજી શકીશ."

સેંટક્લેરે હાથમાં બાઇબલ લીધું. ટૉમે જ્યાં નિશાન રાખ્યું હતું ત્યાંથી તેણે વાંચવાનું શરૂ કર્યું,—

"જ્યારે સકળ સ્વર્ગીય દૂતોથી વિંટળાઇને પરમેશ્વરનો પુત્ર સિંહાસન ઉપર આરૂઢ થઈ ન્યાય કરશે ત્યારે તે પાપાત્માઓને પુણ્યાત્માઓથી જૂદા પાડશે. અને પછી પાપીઓને યોગ્ય શિક્ષા કરીને કહેશે—નરાધમો! દૂર થાઓ; જ્યારે હું તરસ્યો હતો ત્યારે તમે મને પાણી પાયું નહોતું; જ્યારે હું ભૂખ્યો હતો ત્યારે તમે મને અન્ન આપ્યુ નહોતું; જ્યારે હું વસ્ત્ર વિના ઉઘાડો ફરતો હતો ત્યારે તમે મને પહેરવાને વસ્ત્ર આપ્યું નહોતું; જ્યારે હું કેદખાનામાં પડયો હતો ત્યારે તમે મારી સંભાળ લીધી નહોતી. એ સાંભળી પાપીઓ કહેશે કે, પ્રભુ! અમે ક્યારે આપને ભૂખ્યા, તરસ્યા, ઉઘાડા અને કેદખાનામાં પડેલા જોઇને આપની સંભાળ ન લીધી? એ સાંભળીને પરમેશ્વરનો પુત્ર પુનઃ કહેશે—દુષ્ટો! મારા આ દીન દુઃખી ભાઇઓ ઉપર તમે જે જુલ્મ કર્યો છે, તે સર્વ મારા પોતાના ઉપર જ ગુજર્યો છે."

બાઇબિલમાંથી ઉપરોક્ત વચનો વાંચતાં વાંચતાં સેંટક્લેરનું અંતઃકરણ ધ્રુજવા લાગ્યું. તેણે મનમાં ને મનમાં એ લીટીઓ પુનઃ વાંચી અને એકાગ્રતાથી એ વિષે વિચાર કરવા લાગ્યો. તે બોલ્યો: "ટૉમ! મારી માફક

જેઓ જીવન વ્યતિત કરે છે તેઓને પણ શું ઈશ્વર શિક્ષા કરશે કે ? હું નિશ્ચિંતપણે મારૂં જીવન ગાળું છું. પરંતુ ઈશ્વરનાં સેંકડો પુત્રો અનાહારે અને અનેક પ્રકારનાં કષ્ટમાં જીવન ગાળે છે તેમનાં પ્રત્યે હું નજર પણ કરતો નથી."

ટૉમે કાંઇ ઉત્તર ન આપ્યો. સેંટક્લેર વિચારસાગરમાં ડૂબી ગયો. તે વરંડામાં ફરવા લાગ્યો. ચા પીવાનો ઘંટ વાગ્યો તેનું પણ તેને ભાન ન રહ્યું. અંતે જ્યારે ટૉમે બે ચાર વખત તેને એ વિષે કહ્યું ત્યારે તે ચા પીવા માટે ગયો. ચા પીતી વખતે પણ તે વિચારમગ્ન થઇ ગયેલો હતો. ચા પી રહ્યા પછી તે, તેની સ્ત્રી મેરી અને મિસ ઑફેલિયા ગુપચુપ દિવાનખાનામાં આવ્યાં.

મેરી તરત જ ઊંઘી ગઈ. મિસ ઑફેલિયા હાથમાં ભરતકામ લઇ ભરવા લાગી. સેંટક્લેર પિયાનાની પાસે જઇને ધીરે ધીરે એક કરૂણ રસપૂર્ણ રાગણી વગાડવા લાગ્યો. એ વખતે પણ તે ગંભીર ચિન્તામાં ડૂબી ગયો હતો. તેને જોઇને એમ લાગતું હતું કે જાણે તે પિયાનાથી અંદર બેસીને જ પોતે કેમ ગાતો ન હોય ! કેટલીકવાર પછી તેણે કબાટમાંથી એક જુનું પુસ્તક કાઢયું અને તેના પાનાં ઉથલાવતાં ઉથલાવતાં મિસ ઑફેલિયાના તરફ જોઇને કહ્યું : " બ્હેન અહિં આવ. જો, આ મારી માતાનું પુસ્તક છે. આ માતાના હસ્તાક્ષર છે. તેણે મેઝાર્ટની વાદ્યલિપિમાંથી આ ગાયન ઉતાર્યું હતું."

મિસ ઑફેલિયા ઉઠીને જોવા માટે આવી.

સેંટક્લેરે કહ્યું : " માતા આ ગાયન હમ્મેશાં ગાયા કરતી હતી. મને એવું લાગે છે કે જાણે હું અત્યારે તેનું ગાયન સાંભળું છું. " એમ કહીને તેણે ' ડિસઇરિ ' નામનું એક જુનું ઘણું ગંભીર લેટિન ગીત ગાયું.

ટૉમ બ્હાર વરંડામાં બેઠો હતો. ગાયન સાંભળીને તે બારણાંની પાસે આવીને ઉભો રહ્યો. તે ગાયનનો અર્થ સમજી શકયો નહિ, તથાપિ તેનું હૃદય પિગળી ગયું. વિશેષતઃ જ્યારે સેંટક્લેર ગાયનનો કરૂણરસ પૂર્ણ ભાગ વગાડવા લાગ્યો ત્યારે તે મુગ્ધ થઈ ગયો.

ગીત સમાપ્ત થયું. સેંટક્લેર માથે હાથ દઇને ગંભીર વિચારમાં પાડી ગયો. થોડીવાર પછી ઉઠીને તે ફરવા લાગ્યો. પછી ઑફેલિયાની પાસે આવીને બોલ્યો : " બ્હેન ! પરલોકના સંબંધમાં વિચાર કરવાથી શું મનુષ્યના હૃદયમાં અપૂર્વ શાંતિ ઉત્પન્ન થાય છે ?- કેવળ અપૂર્વ શાંતિનો અનુભવ થાય છે એટલું જ નહિ પણ એ વિશ્વાસ મનુષ્યને સંસારના અત્યાચાર, અન્યાય તથા સર્વ પ્રકારનાં દુઃખ સહન કરવાને શક્તિમાન બનાવે છે. સૌને આશા રહેછે કે એક દિવસ સર્વ પ્રકારનાં દુઃખનો અંત આવશે અને અપૂર્વ શાંતિ પ્રાપ્ત થશે. "

ઑફેલિયા : "પરંતુ આપણા જેવા પાપીઓને માટે એ ઘણીજ ભયંકર વસ્તુ છે."

સેંટક્લેર : "મારે માટે તો ખરેખર ભયંકર જ છે. મેં આજે ટૉમના બાઇબલમાંથી પરલોક સંબંધી વિષય વાંચ્યો હતો. તે વાંચતાં વાંચતાં મારૂં હૃદય ધ્રુજી ઉઠ્યું હતું. હું અત્યારસુધી એમ માનતો હતો કે મનુષ્ય જો કાંઇ પાપકાર્ય કરે તો જ તે સ્વર્ગથી વંચિત રહે; પરંતુ બાઇબલનો એવો મત નથી. વાસ્તવિક રીતે સારાં કૃત્યો ન કરીએ તે જ ઘોર પાપ છે અને એ પાપને માટે જ મનુષ્યની અસદ્દગતિ થાય છે."

મિસ ઑફેલિયા : "મને લાગે છે કે આ સંસારમાં જન્મ લઇને જે સારાં કાર્યો કરી શકતો નથી તેને ખોટાં કાર્યો કરવાં જ પડે છે. અહિંયા મનુષ્યને માટે સત્ અને અસત્ એવા બે માર્ગ છે, તે સિવાય તેમને માટે ત્રીજો માર્ગ છે જ નહિ. જો સન્માર્ગે ન ચાલો તો અસન્માર્ગે ચાલવું જ પડે."

સેંટક્લેર વ્યાકુળ ચિત્તે પોતાની મેળે જ કહેવા લાગ્યો : "ત્યારે—ત્યારે જે માણસે પોતાના મનનો તથા પોતાના ઉંચા જ્ઞાનનો સમાજના હિતને ખાતર ઉપયોગ કર્યો નથી, જેણે ઉદાસીનતાથી એક જોનાર તરિકે સેંકડો મનુષ્યોને રિબાતા જોઇને તેઓને દુઃખમાંથી મુક્ત કરવા માટે પોતાનામાં શક્તિ હોવા છતાં કાંઇ પણ કર્યું નથી, અને કેવળ સ્વપ્નસાગરમાં ગોથાં ખાયાં કર્યાં છે, તેને માટે શું થશે વારૂ ?"

ઑફેલિયા : "હું તો કહું છું કે તેણે પોતાની ભૂતકાળની વાતોને ભૂલી જઇને અત્યારે જ કાર્યક્ષેત્રમાં અગ્રેસર થવું જોઇએ."

સેંટક્લેર હસીને બોલ્યો : "બ્હેન ! તું મુદ્દાની વાતને જ પકડે છે. મને વિચાર કરવાનો વખત પણ આપતી નથી. તું મારા લાંબા વિચારોના પ્રવાહને વાળીને વર્ત્તમાન કર્ત્તવ્ય તરફ લઇ જાય છે. તારી આંખો આગળ એક વિરાટ વર્ત્તમાન જણાય છે."

ઑફેલિયા : "મારો મત એવો છે કે જે કાંઇ કરવું હોય તે તરત જ કરવું જોઇએ. આ વર્ત્તમાન મુહૂર્ત સિવાય બીજા સમય ઉપર મનુષ્યનો અધિકાર નથી."

સેંટક્લેર : "પ્રિય ઈવાએ મને કાર્યમાં પ્રવૃત્ત કરવા માટે તથા મારૂં કલ્યાણ કરવા માટે ઘણી મહેનત કરી હતી."

ઈવાના મૃત્યુ પછીથી સેંટક્લેર ઇવાના સંબંધમાં કદિ પણ વિશેષ

બોલતો નહિ. પરંતુ આજે અંતઃકરણના ગંભીર શોકને બળપૂર્વક દબાવી રાખીને તે આટલું બોલ્યો.

તે પુનઃ કહેવા લાગ્યો : " ધર્મ સંબંધી મારૂં માનવું એવું છે કે, જ્યાંસુધી મનુષ્ય દેશપ્રચલિત સર્વ પ્રકારનાં સામાજિક તથા રાજનૈતિક અત્યાચાર અને દુઃખ તથા કષ્ટનું નિવારણ કરવા માટે આત્મભોગ ન આપે, દેશપ્રચલિત દુષ્ટ રીતરિવાજોને જડમૂળમાંથી ઉખેડી નાંખવાને યત્ન ન કરે, સંસારમાંથી દુઃખી મનુષ્યોનો ઉદ્ધાર કરવા માટે કમર ન કસે, જગતમાં વસતાં સકળ નરનારીઓને સમાન અધિકાર અપાવવાને સંગ્રામને માટે તૈયાર ન થાય, અને સંગ્રામમાં મોહ–માયાનો ત્યાગ કરીને પ્રાણ વિસર્જન કરવાને તત્પર ન થાય, ત્યાં સુધી મનુષ્ય ધર્માત્મા કહેડાવવાને અધિકારી નથી. પરંતુ અહિં તો એથી વિપરિત જ જોવામાં આવે છે. જેઓ ધર્મપ્રચારક તરિકે પોતાને ઓળખાવે છે, જેમણે ધર્મનું શિક્ષણ આપવાનું કાર્ય માથે ઉપાડયું છે, તેઓ નિર્બળના ઉપર બળવાનોના અત્યાચાર ઇત્યાદિ સામાજિક દોષોનો અનાદર કરે છે. તેથી વિચારશીલ લોકો તેમનાં એવાં કાર્યો જોઇને ધર્મ ઉપર શ્રદ્ધા રાખતા નથી. "

ઑફેલિયા : " જ્યારે તું સઘળું સમજે છે, ત્યારે શા માટે એ પ્રમાણે વર્તતો નથી ? "

સેંટક્લેર : " હું સઘળું સમજું છું ખરો, પરંતુ મારી સહૃદયતા એટલે જ સુધી છે કે હું પોતે કાંઈ કરૂં નહિ. હું તો કેવળ દૂધ જેવી સફેદ શય્યા ઉપર પડી રહીને પાદરીઓની–પછી ભલે તેઓ ગમે એવા ધર્મવીર હોય અથવા સત્યને માટે પ્રાણ આપતા હોય, પરંતુ તેમની નિંદા કરતો રહીશ અને તેમની ઉપર ગાળોનો વર્ષાદ વરસાવ્યા કરીશ. બીજા લોકોએ કર્ત્તવ્યને માટે, ધર્મને માટે આત્મભોગ આપવો જોઇએ અને જરૂર પડે તો પ્રાણ સુદ્ધાં ત્યાગવો જોઇએ એ હું સારી પેડે જાણું છું, અને જેઓ પોતાના કર્ત્તવ્યનું પાલન કરતા નથી તેમની નિંદા કરતાં પણ મને સારી રીતે આવડે છે. પરંતુ મને જો કાંઈ કરવાનું કહો તો મારાથી બની શકે નહિ. આપણે તો પારકાને ઉપદેશ આપતી વખતે જ પંડિત બનવાની રીત ગ્રહણ કરી છે."

ઑફેલિયા : " શું ત્યારે હવે ભવિષ્યમાં તું બીજી રીતે તારૂં જીવન વ્યતિત કરીશ ? "

સેંટક્લેર : " ભવિષ્યની વાત પરમાત્મા જાણે; પરંતુ હવે પહેલાં કરતાં મારૂં સાહસ વધી ગયું છે. કારણ, મેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે. જેને કાંઈ ખોવાનું રહ્યું નથી તેને બિવાનું પણ શું છે ? "

ઑફેલિયા : “ હવે તેં શું કરવાનો નિશ્ચય કર્યો છે ?”

સેંટક્લેર : “ હું મારા સઘળાં દાસ–દાસીઓને ગુલામગીરીમાંથી મુક્ત કરી તેઓની ઉન્નતિ કરવાને માટે યત્ન કરીશ. પછી ધીમે ધીમે આ દેશમાંથી દાસત્વ–પ્રથાને સમૂળગી કાઢી નાંખવા માટેનો ઉપાય શોધીશ. ”

ઑફેલિયા : “ શું તું એમ માને છે કે આખો દેશ પોતાની ઇચ્છાથી આ પ્રથાનો ત્યાગ કરશે ? ”

સેંટક્લેર : “ તે હું કહી શકતો નથી. પરંતુ હાલમાં ત્યાગનો સ્વીકાર અને નિઃસ્વાર્થ પ્રેમનાં ઉદાહરણ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. તે દિવસે હંગરીના જમીનદારોએ ઘણી મ્હોટી ખોટ ખમીને પ્રજાનો કર માફ કરી દીધો હતો. તેમની પ્રજા તદ્દન પરાધિન હતી તેને સ્વતંત્રતા આપવામાં આવી. શું આપણા દેશમાંથી એવા બે ચાર દયાળુ મનુષ્યો મળી નહિ આવે કે, જેઓ જાતિય ગૌરવ તથા ન્યાયને માટે ધનનો ભોગ આપવાને માટે ખુશી હોય ? ”

ઑફેલિયા : “ મને વિશ્વાસ આવતો નથી. ઇંગ્રેજો પૈસાના ઘણા લાલચુ હોય છે. તેમના કરતાં ફ્રેંચ લોકો વિશેષ ઉદાર હૃદયના હોય છે. ”

એ પ્રમાણે વાર્ત્તાલાપ થઇ રહ્યા પછી સેંટક્લેરે કહ્યું : “ આજે કોણ જાણે કેમ મને મારી માતાનું સ્મરણ થયા કરે છે. મને લાગે છે કે તે હવે મારાથી ઘણી દૂર નથી. ” એમ કહીને તે થોડીવાર ઘરમાં આમતેમ ફરવા લાગ્યો. પછી તે બોલ્યો : “ હું જરા બ્હાર જઇ આવીને આજની ખબર સાંભળતો આવું. ” એટલું બોલીને હાથમાં ટોપી લઇ તે બ્હાર નીકળ્યો. ટૉમ પણ તેની પાછળ પાછળ ચાલ્યો. તેને જોઇને સેંટક્લેર બોલ્યો : “ ટૉમ ! હું જલ્દીથી પાછો ફરીશ. તારે મારી સાથે આવવાની કંઇ પણ જરૂર નથી. ”

ટૉમ વરંડામાં બેસી રહ્યો. એ વખતે રાત્રિના નવ વાગ્યા હતા. જ્યોત્સના રાત્રિ હતી. ઉંચે આસમાની આકાશમાં ચંદ્રદેવ હસતા હતા. ટૉમ બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો કે હવે થોડા વખતમાં ગુલામગીરીમાંથી મુક્ત થઇને કેન્ટાકિમાં ચાલ્યો જઈશ. તેને પોતાનાં સ્ત્રી–પુત્રોનું સ્મરણ થઈ આવ્યું. તેના હૃદયમાં અનેક નવિન આશાઓ ઉત્પન્ન થવા લાગી. તે વિચારવા લાગ્યો કે કેન્ટાકિમાં જઇને જાતમહેનતથી પૈસા પ્રાપ્ત કરી હું મારાં સ્ત્રી–પુત્રોને ગુલામગીરીમાંથી છોડાવી લઇશ. એ પ્રમાણે વિચારસ્ત્રોતની સાથે સાથે તેના હૃદયમાં આનંદનો પ્રવાહ વહેવા લાગ્યો. વળી સેંટક્લેરની સહૃદયતાનું સ્મરણ થઇ આવતાં તેનું અંતઃકરણ કૃતજ્ઞતાથી ભરાઇ આવ્યું. તે પોતાના પ્રભુ સેંટક્લેરના કલ્યાણને માટે સદા સર્વદા પરમેશ્વર પાસે પ્રાર્થના કરતો હતો.

એ પછી તેને ઇવાનું સ્મરણ થયું. જાણે ઇવા સ્વર્ગીય દૂતોથી વિંટળાઇને તેની સન્મુખ ઉભી રહી છે. એ પ્રમાણે વિચાર કરતો કરતો ટૉમ ઊંઘી ગયો. તે ઊંઘમાં સ્વપ્ન નિહાળવા લાગ્યો કે જાણે ઇવાન્જેલિન જૂદા જૂદા પ્રકારનાં પુષ્પોની માળાઓથી સજ્જિત થઇને તેની પાસે આવે છે. તેનું મુખમંડળ અતિ ઉજ્વળ પ્રતિભાશાળી થઈ ઉઠયું છે, તેનાં નેત્રોમાંથી ઐશ્વરિક જ્યોતિ નીકળી રહી છે, પરંતુ તેના તરફ જોતાંજ તે પૃથ્વિ ઉપરથી ઉંચે વિશાળ ગગનમંડળમાં ઉડી ગઇ. તેનું મુખમંડળ મલિન થઇ ગયું. તેનાં નેત્રોમાંથી ઐશ્વરિક જ્યોતિ ઓછી થવા લાગી અને ક્ષણવારમાં તે અદૃશ્ય થઇ ગઈ.

ઇવા નજર આગળથી અદૃશ્ય થઈ કે ટૉમ એકદમ જાગી ઉઠયો. તેણે જાગ્રત થતાં જ બારણાં ઉપર ઘણો શોરબકોર થતો સાંભળ્યો. તે જલ્દી જલ્દી બારણું ઉઘાડવાને ઊઠયો. તેણે દ્વાર ઉઘાડતાં જોયું કે કેટલાંક માણસો સફેદ વસ્ત્રથી ઢાંકેલા એક મનુષ્ય દેહને લઇને ઉભા રહ્યા છે. એ જોતાં જ ટૉમ હૃદયવિદારક નિરાશા તથા દુઃખને લીધે ચીસ પાડી ઊઠયો. જે લોકો એ મુમુર્ષુ વ્યક્તિને ખભે ઉપાડીને લઈ આવ્યા હતા, તેઓ ઘરમાં આવ્યા અને જ્યાં મિસ ઑફેલિયા બેઠી હતી ત્યાં જઇને તેને શય્યામાં સુવડાવ્યો.

સંધ્યાકાળનું વર્ત્તમાનપત્ર વાંચવા માટે સેંટકલેર એક કૉફિગૃહમાં ગયો હતો. ત્યાં બેસીને તે વર્ત્તમાનપત્ર વાંચતો હતો, એટલામાં ત્યાં આગળ બે ગૃહસ્થ માણસો શરાબ પીને એક બીજાની સાથે મારામારી કરવા લાગ્યા. સેંટકલેર તથા એક બીજા માણસે વચ્ચે પડીને તેમને છોડાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ એકજણના હાથમાં એક લાંબો તીક્ષ્ણ ધારવાળો છરો હતો, તે અચાનક સેંટકલેરના પડખામાં પેસી ગયો. તે તરતજ બેશુદ્ધ થઇને ધરણી પર ઢળી પડયો. કેટલાક લોકો તેને ઉંચકીને ઘેર લઇ આવ્યા.

સેંટકલેરની એવી અવસ્થા જોઇને સઘળાં દાસ–દાસીઓ ઘણું કલ્પાંત કરવા લાગ્યા. કોઈ જમીન ઉપર આળોટવા લાગ્યું, કોઇ રોતાં રોતાં આમ તેમ દોડવા લાગ્યું. એવી રીતે ગુલામોના રૂદનથી ઘરમાં ઘણો શોરબકોર થઈ રહ્યો. કેવળ મિસ ઑફેલિયા તથા ટૉમ શાંતપણે સેંટકલેરની સુશ્રુષા કરવા લાગ્યાં. ઑફેલિયાની આજ્ઞાથી ટૉમે તરતજ પથારી પાથરી અને તેના ઉપર સેંટકલેરને સૂવાડી તે ઔષધોપચાર કરવા લાગ્યો. કેટલીકવારે સેંટકલેરને શુદ્ધિ આવી, અને નેત્રો ઉઘાડી દરેક જણની તરફ જોવા લાગ્યો. છેવટે તેની દૃષ્ટિ ભીંત ઉપર લટકાવેલી તેની માતાની છબી ઉપર

પડી. તે અનિમિષ નેત્ર તેના તરફ જોઈ રહ્યો. અલ્પ સમયમાં ડૉક્ટર આવી પહોંચ્યો અને તેના ઘાને તપાસવા લાગ્યો. ડૉક્ટરના મુખ ઉપર થતો ફેરફાર જોઈને સઘળાં સમજી ગયાં કે હવે સેંટક્લેરના જીવનની આશા નથી. ડૉક્ટર ઘા ઉપર પાટો બાંધવા લાગ્યો. ટૉમ તથા મિસ ઑફેલિયા ધૈર્ય રાખી તેને મદદ કરવા લાગ્યા. બીજાં બધાં દાસ-દાસીઓ રોવાકૂટવા લાગ્યા. ડૉક્ટરે એ સઘળાંને વિદાય કરવાનું કહ્યું.

એટલામાં સેંટક્લેરે પુનઃ નેત્રો ઉઘાડયાં. જે દાસ-દાસીઓને ડૉક્ટરે તથા મિસ ઑફેલિયાએ બ્હાર જતા રહેવાની આજ્ઞા આપી હતી, તેઓના તરફ જોઈ તેણે ઘણાજ ધીમા સ્વરે કહ્યું: "હતભાગ્ય ગુલામો!"—એટલા શબ્દો તેના મુખમાંથી નિકળતી વખતે એવું જણાતું હતું કે, જાણે તેના અંતઃકરણમાં આત્મગ્લાનિનો અગ્નિ પ્રજ્વળી રહ્યો છે. ગુલામોમાંથી ઍડોલ્ફ કોઈ પણ પ્રકારે બ્હાર જવાને કબૂલ થયો નહિ. તે જમીન ઉપર પડી રહ્યો. બીજાં ગુલામોને જ્યારે મિસ ઑફેલિયાએ કહ્યું કે, જો તમે બધાં બ્હાર જતા નહિ રહો તો તમારા શેઠને સારૂં નહિ થાય, ત્યારે જ તેઓ નિરૂપાયે બ્હાર ચાલ્યાં ગયાં.

સેંટક્લેરની જીભ બંધ થઈ ગઈ. તે આંખો મિંચીને પડી રહ્યો. પરંતુ તેના મુખપરથી જણાતું હતું કે તેનું હૃદય પશ્ચાત્તાપના અગ્નિમાં દગ્ધ થઇ રહ્યું હતું. તેની પાસે ઘુંટણવાળીને ટૉમ બેઠો હતો. સેંટક્લેર કેટલીકવાર પછી ટૉમના હાથ ઉપર પોતાના હાથ મૂકીને બોલ્યો: "ઓહ ટૉમ! દુઃખી ટૉમ!"

ટૉમ વ્યાકુળતાથી બોલી ઉઠયો: "કેમ પ્રભુ?"

સેંટક્લેરે કહ્યું: "મારો મૃત્યુકાળ નિકટ આવ્યો છે. પ્રાર્થના-પ્રાર્થના કર." એ સાંભળીને ડૉક્ટરે કહ્યું "કોઈ પાદરીને બોલાવું?"

સેંટક્લેરે માથું હલાવીને ના પાડી. તેણે ટૉમને કહ્યું: "ટૉમ, પ્રાર્થના કર." ગંભીર વિષાદપૂર્ણ દુઃખી હૃદયે અત્યંત વ્યાકુળતાથી ટૉમ સ્વર્ગારોહણ કરતા આત્માના કલ્યાણને માટે પ્રાર્થના કરવા લાગ્યો. ટૉમની પ્રાર્થના પૂરી થઇ તોપણ સેંટક્લેર તેનો હાથ ઝાલી રાખીને તેના તરફ જોઇ રહ્યો. પરંતુ કંઇ બોલી ન શકયો. ધીમે ધીમે તેનાં નેત્રો મિંચાવા લાગ્યાં, પણ તેણે ટૉમનો હાથ ઝાલી રાખ્યો. તેના અંતની ઘડી આવી પહોંચી. તે અનંત અમૃત-રાજ્યના દ્વાર પર ગોરા હાથે અત્યંત સ્નેહપૂર્વક કાળા હાથને ઝાલી રાખ્યા.

મૃત્યુ સમયે પણ સેંટક્લેરના મુખમાંથી તેની માતાનું પ્રિય ગાયન

નીકળવા લાગ્યું. તેના બન્ને હોઠ હાલતા જોઇને ડાક્ટરે કહ્યું: " તેમનું ચિત્ત ભ્રમિત થઇ ગયું છે ! "

સેંટકલેરે સહેજ જોરથી કહ્યું: " ના, ભ્રમિત થયું નથી, ઉલટું સામ્યાવસ્થાને પ્રાપ્ત થાય છે. અસત્ય તરફથી સત્ય તરફ જાય છે, તેના પોતાના ગૃહમાં પ્રવેશ કરે છે. "

એટલું બોલવામાં સેંટકલેરને જે જોર પડયું તેથી તેનું શરીર એકદમ નિસ્તેજ થઈ ગયું. મૃત્યુની મલિન છાયાથી તેનું મુખમંડળ છવાઈ ગયું. પરંતુ એ મલિન છાયાની સાથે સાથે પ્રશાન્ત શાંતિના વિકાસથી તેના મુખપર મધુર કાન્તિ પ્રસરી ગઈ. જાણે કોઇ દયાળુ આત્માએ અકસ્માત સ્વર્ગમાંથી ઉતરી આવીને શાંતિની મૃદુલ પ્રભાથી તેના મુખમંડળને સુશોભિત કરી કેમ ન દીધું હોય !

મૃત્યુકાળે સેંટકલેરના મુખમાંથી બીજી કંઇ વાત નીકળી નહિ. "માતા !" એટલું બોલતાં જ તેનો આત્મા અમરધામમાં ચાલ્યો ગયો. જાણે પોતાની માતાને જોઇને દૂધ પીતું બાળક માતાની ગોદમાં કૂદી પડયું !

## પ્રકરણ ૩૨ મું.

### નિરાધાર નરનારીઓ.



ગુલામોના માલિકોનું મૃત્યુ નિપજવાથી યા તેઓ કરજદાર થઇ જવાથી તેમનાં ગુલામોના માથે ઘોર વિપદ્ આવી પડતી. એ વખતે મરી ગયેલા માણસના વારસદાર અથવા તેના લેણદારો એ અભાગી નિરાધાર નરનારીઓ—દાસ-દાસીઓને લિલામમાં વેચી નાંખતા. ત્યારે માતાની ગોદમાંથી બાળકને તથા સ્વામીના સંગમાંથી સ્ત્રીને સદાને માટે જૂદા થવું પડતું. બાળકનાં માતાપિતા મરી જાય છે તો તેનાં સગાં સંબંધીઓ તેનું પાલન-પોષણ કરે છે. દેશપ્રચલિત કાયદા પ્રમાણે તે મનુષ્યના અધિકારથી વંચિત રહી જતો નથી. પરંતુ ગુલામોને મનુષ્ય તરિકે કોઈ પણ પ્રકારનો અધિકાર હોતો નથી. ઘરના સરસામાનની પેઠે તેમનો પણ ક્રયવિક્રય થઈ શકે છે.

સેંટકલેરના મરણથી તેનાં સઘળાં દાસ—દાસીઓ ગંભીર શોકસાગરમાં ડુબી ગયાં. સૌ વિચાર કરવા લાગ્યાં કે, હવે કોણ જાણે કેવા નિષ્ઠુર

માણસના હાથમાં વેચાઇશું. સેંટક્લેરના જેવો દયાળુ માલિક આ દાસત્વ-પ્રથા—પ્રચલિત દેશમાં મળવો મુશ્કેલ છે. એવા દયાળુ હૃદયના માલિકના મૃત્યુથી ગુલામોને કેટલો બધો શોક થયો હશે તેનું સહેજમાં અનુમાન કરી શકાય તેમ છે.

મેરી સેંટક્લેરે પોતાની લાગણીઓથી શરીર તથા મનને તદ્દન નિસ્તેજ કરી નાંખ્યાં હતાં. તેથી સ્વામીના આકસ્મિક મૃત્યુ વખતે શાંતચિત્તથી તેની શુશ્રુષા કરવાનું તો દૂર રહ્યું પણ તેની પાસે તે ઉભી પણ રહી શકી નહિ. એ વખતે તે ભયને લીધે વારંવાર મૂર્છા ખાવા લાગી. જેની સાથે મેરી પવિત્ર વિવાહના બંધનથી બંધાઇ હતી તે પત્નીની સાથે વિના વાતચિત કરે સદાને માટે ચાલ્યો ગયો.

મિસ ઑફેલિયાએ અંતિમ સમય સુધી તન મનથી યથાશક્તિ સેંટક્લેરની સેવા સુશ્રુષા કરી. ઑફેલિયા સિવાય એ અભાગી નિરાધાર ગુલામોના તરફ કરૂણાપૂર્ણ નેત્રોથી કોઈ નિહાળનાર રહ્યું નહિ. તેથી દરેક જણ હવે વ્યાકુળ ચિત્તથી તેના તરફ જોતા હતા.

સેંટક્લેરના શબને સમાધિસ્થાનમાં પધરાવતી વખતે તેની છાતી આગળથી એક સ્ત્રીની ન્હાની તસવીર તથા તેની પાછળથી વાળનું એક ગુંચળું મળી આવ્યું. ભૂમિદાહ કરતી વખતે સેંકડો આશામય, સ્વપ્નમય તરૂણ જીવનના તે સ્મૃતિ ચિહ્નોને એ જીવનશૂન્ય વક્ષઃસ્થળ ઉપર જ રહેવા દેવામાં આવ્યાં.

ટૉમનું મન પરલોકના વિચારમાં ડૂબી ગયું. સેંટક્લેરના આકસ્મિક મરણને લીધે તેને જન્મ પર્યંત ગુલામગીરીની બેડીમાં બંધાયેલા રહેવું પડશે એ વિષે તેને જરા પણ વિચાર આવ્યો નહિ. માલીકના મરણ વખતે તેણે તેના આત્માના કલ્યાણને માટે ભક્તિપૂર્વક પરમેશ્વર આગળ પ્રાર્થના કરી હતી. પ્રાર્થના કરી રહ્યા પછી તેના હૃદયમાં દૃઢ વિશ્વાસ આવ્યો હતો કે પરમેશ્વરે તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો છે; તેથી તેને મનમાં ને મનમાં જ ઘણી શાંતિ થવા લાગી.

કૃષ્ણ વેશધારી પાદરીઓની પ્રાર્થના તથા બાહ્યગંભીરતાની સાથે સેંટક્લેરને ભૂમિદાહ કરવાના કાર્યની સમાપ્તિ થઇ. એ પછી "હવે શું કરીશું?" એ સદાનો ચાલતો આવેલો પ્રશ્ન સઘળાંની સમક્ષ ઉપસ્થિત થયો.

શોકાતુર દાસ—દાસીઓથી વિંટળાઇને જાતજાતના શોકસૂચક કાળા વસ્ત્રોના નમુના નિહાળતી મેરીના મનમાં પણ એ જ પ્રશ્ન આવ્યો. મિસ ઑફેલિયાના મનમાં પણ એ પ્રશ્ન ઉત્પન્ન થયો. તેણે ઉત્તર પ્રદેશમાં પોતાના

પિતાને ત્યાં જવા રહેવાનો વિચાર કર્યો. પરંતુ નિરાધાર દાસ—દાસીઓના મનમાં એ પ્રશ્ન ઉત્પન્ન થતાં તેમના પ્રાણ ઉડી ગયા. જેને આધિન હવે તેઓ પડયા હતા તેના નિષ્ઠુર સ્વભાવથી તેઓ અપરિચિત નહોતા. તેઓ સારી રીતે જાણતા હતા કે સેંટક્લેરની બિકથી જ અત્યાર સુધી મેરી તેઓના ઉપર અત્યાચાર કરી શકતી નહોતી. પરંતુ હવે તેમનો કોઈ રક્ષક રહ્યો નહોતો.

સેંટક્લેરને ભૂમિદાહ કર્યાને લગભગ પંદર દિવસ વીતિ ગયા. એક દિવસ મિસ ઑફેલિયા તેના ઓરડામાં બેસીને કંઇ કામકાજ કરતી હતી, એટલામાં કોઇએ ધીમેથી તેનું બારણું ખખડાવ્યું. તેણે બારણું ઉઘાડીને જોયું કે સુંદર વર્ણસંકર બાલિકા રોઝા બ્હાર ઉભી રહી છે. તેના વાળ આમતેમ વિખરાઇ ગયા હતા, રોઈ રોઇને તેની આંખો સુઝી આવી હતી. તેને જોતાં જ રોઝા જમીન ઉપર ઘુંટણીએ બેસી જઇ તેનું વસ્ત્ર પકડી રાખીને રોતાં રોતાં કહેવા લાગી,—

“મિસ ફિલિ, કૃપા કરીને મિસ મેરીની પાસે જઇને મારે માટે બે શબ્દો કહો. મારૂં રક્ષણ કરો. તે મને શિક્ષા કરાવવાને માટે દંડગૃહમાં મોકલાવે છે—આ જુઓ.” એમ કહીને તેણે મિસ ઑફેલિયાના હાથમાં એક કાગળ મૂકયો.

એ કાગળમાં રોઝાને પંદર ફટકા મારવા માટે મેરીએ દંડગૃહના કાર્યાધ્યક્ષને લખ્યું હતું.

મિસ ઑફેલિયાએ પૂછયું: “તેં શું અપરાધ કર્યો છે?”

રોઝા બોલી: “મિસ ફિલિ, મારો મિજાજ ઘણો ખરાબ છે. સહેજ વાતમાં હું ઉશ્કેરાઇ જાઉં છું. હું બાઈ સાહેબનાં લુગડાં મારા શરીર ઉપર પહેરી જોતી હતી, તેથી તેમણે મને એક લપડાક લગાવી. મને ગુસ્સો આવ્યો અને તે વખતે મનમાં જે આવ્યું તે મેં કહી નાખ્યું. તે ઉપરથી બાઇસાહેબ બોલ્યાં કે, હવે જો જે હું તારો સઘળો મિજાજ ઉતારી નાખું છું. હજી તું મને બરાબર ઓળખતી નથી. આટલા દિવસ માનપાનમાં રહેવાથી તારો મિજાજ ઘણો વધી ગયો છે, પણ હું તને બરાબર ઠેકાણે લાવીશ.”

મિસ ઑફેલિયા ઉભી રહીને વિચાર કરવા લાગી.

રોઝા પુનઃ કહેવા લાગી: “હું મારથી બિલકુલ ગભરાતી નથી. તમે અથવા બાઇસાહેબ જો મને ઘરમાં પચાસ ફટકા મારો તો એમાં કાંઇ લજ્જા નથી. પરંતુ મને પરાયા પુરૂષની પાસે મોકલાવે, અને તે પણ એવા નીચ નરાધમની પાસે, એ કેટલી શરમની વાત છે!”

મિસ ઑફેલિયાએ પહેલાં પણ સાંભળ્યું હતું કે, દાસત્વ-પ્રથા-પ્રચલિત દેશોમાં ગુલામોના માલિકો બાલિકા અથવા યુવતિ ગુલામડીઓને અતિ નિષ્ઠુર પ્રકૃતિના માણસની પાસે શિક્ષા કરાવવાને મોકલાવે છે. મિસ ઑફેલિયાએ ઘણીવાર સાંભળ્યું હતું કે, એ અભાગિનીઓને શિક્ષા સહન કરતી વખતે લજ્જા, શીલતા, એટલું જ નહિ પણ મનુષ્યત્વ સુદ્ધાંનો ભોગ આપવો પડે છે. પરંતુ એ પ્રમાણે શિક્ષા થતી વખતે સ્ત્રીઓને કેટલું ભયંકર કષ્ટ થાય છે તે વિષે કેવળ તેણે કાનોથી સાંભળ્યું હતું. આજે તેણે ભય તથા દુઃખથી ઉદાસ થયેલી ધ્રુજતી રોઝાને જોઇ અને તે સઘળું સમજી શકી. પવિત્ર સ્ત્રીને ઉચિત, ન્યુ ઇંગ્લાંડની સ્વાધીન-પ્રકૃતિ-સુલભ ઘૃણાથી તેનું મુખ લાલચોળ થઇ ગયું. પરંતુ હમ્મેશની ટેવ પ્રમાણે આત્મસંયમ કરી તેણે રોઝાને કહ્યું: "બેટા, તું અહિં બેસ. હું તારી શેઠાણી પાસે જાઉં છું."

તે જતાં જતાં બોલી: "કેવી શરમની વાત છે! આ કેટલું ભયંકર કહેવાય! ખરેખર ગુલામો ઉપર પૈશાચિક અત્યાચાર થાય છે!"

મિસ ઑફેલિયાએ મેરીના ઓરડામાં પ્રવેશ કરતાં જોયું કે, મેરી અડધાં નેત્રો મીંચેલાં રાખી આરામ ખુરશીમાં બેઠી છે. મમ્મી તેની પાછળ ઉભી રહીને તેના વાળ ઓળે છે. જેની જમીન ઉપર બેસીને તેના પગ દબાવે છે.

મિસ ઑફેલિયાએ તેને પૂછ્યું: "આજે કેમ છે?"

એ સાંભળી મેરીએ દીર્ઘ નિશ્વાસ મૂકી ક્ષણવારને માટે નેત્રો મીંચી દીધાં. તે થોડીવાર પછી બોલી: "બ્હેન, કાંઇ સમજણ પડતી નથી. જેમ હમ્મેશાં ચાલ્યા કરે છે તે પ્રમાણે જ ચાલે છે."

મિસ ઑફેલિયા: "હું રોઝાને માટે તમને કાંઈ કહેવા આવી છું."

એ સાંભળતાં જ મેરીનાં અર્ધાં મીંચાયેલાં નેત્રો પૂર્ણ ઉઘડી ગયાં. તેનું મ્હોં લાલ થઈ ગયું. તે કર્કશ સ્વરે બોલી: "રોઝાને માટે શું કહેવું છે?"

ઑફેલિયા: "રોઝાએ જે અપરાધ કર્યો છે તેને માટે હવે તે પશ્ચાત્તાપ કરે છે."

મેરી: "શું પશ્ચાત્તાપ કરે છે? હજી પણ તેને વધારે પશ્ચાત્તાપ કરવો પડશે. હું તેને છોડવાની નથી. મેં આટલા દિવસ સુધી તેને જવા દીધી પણ હવે તેને બરાબર ઠેકાણે લાવીશ. તેને એકવાર ધૂળ ફાકતી કરીશ!"

ઑફેલિયા: "પણ શું બીજી રીતે તેને શિક્ષા કરી શકાય તેમ નથી? આવી રીતે શરમભરેલી શિક્ષા કરવા કરતાં તેને બીજી રીતે શિક્ષા કરો."

મેરી: "મારો હેતુ જ તેને શરમાવાનો છે. એ છોકરી જન્મથી પોતાના શીયળ, સૌંદર્ય તથા ગૃહસ્થ સ્ત્રીઓની માફક રીતરિવાજોના ગર્વમાં જ પોતાની ખરી સ્થિતિ ભૂલી ગઇ છે. હું તેને એવી શિક્ષા કરવા માગું છું કે જેથી તેનો એ સર્વ અહંકાર ઉતરી જાય."

ઑફેલિયા: "પણ બ્હેન, જરા વિચાર કરી જુઓ કે, કોઈ તરૂણ વયની રમણીની લજ્જા તથા ચારિત્રની કોમળતા નષ્ટ કરવાથી તેના અધઃપતનનો માર્ગ ઉઘડી જાય છે."

મેરી હસતાં હસતાં તિરસ્કાર પૂર્વક બોલી: "લજ્જા! એ વળી શું! એવા લોકોને વળી લજ્જા કેવી હોય! હું તેને દેખાડીશ કે રસ્તામાં ફાટેલાં તૂટેલાં વસ્ત્રો પહેરીને જે સ્ત્રીઓ રખડયા કરે છે તેઓના કરતાં તે જરા પણ શ્રેષ્ઠ નથી. મારી આગળ તેનાં એવાં નખરાં ચાલવાનાં નથી."

ઑફેલિયા: "આવી નિર્દયતાને માટે તમારે ઇશ્વરના દરબારમાં જવાબ આપવો પડશે."

મેરી: "નિર્દયતા? કહો જોઉં એમાં નિર્દયતા જેવું શું છે? મેં ફક્ત પંદર ફટકા મારવાનું લખ્યું છે અને તે પણ ધીમેથી. મને તો એમાં કંઇ જ નિર્દયતા જણાતી નથી."

ઑફેલિયા: "ના, જરા પણ નિર્દયતા નથી! હું ખાત્રી પૂર્વક કહું છું કે એ કરતાં તો સ્ત્રીઓ મૃત્યુને હજાર દરજ્જે વધારે સારૂં ગણે."

મેરી: "તમારા હૃદયમાં આવી લાગણીઓ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થઇ શકે. પરંતુ દાસ-દાસીઓને એવી શિક્ષા સહન કરવાનો અભ્યાસ પડી ગયો હોય છે. એવી રીતે તેઓને શિક્ષા કરવામાં ન આવે તો તેઓ બરાબર કામ ન કરે. જો એકવાર તેઓને મ્હોડે ચઢાવ્યા કે પછી તેઓ આપણી પર્વા કરતા નથી. તેઓને આટલા દિવસ મ્હોડે ચઢાવ્યાથી ઘણા જ બગડી ગયા છે. હું તેઓને હવે બરાબર ઠેકાણે લાવીશ. જે કોઈ કસૂરમાં આવશે કે તેને તરતજ દંડગૃહમાં મોકલાવી આપીશ."

જેની, મેરીના પગ દબાવતી હતી, તે મેરીના ઉપરોક્ત શબ્દો સાંભળી એકદમ ચમકી ઉઠી. તેને લાગ્યું કે છેલ્લાં વચનો તેને ઉદ્દેશીને જ ઉચ્ચારવામાં આવ્યાં છે. કદાચ રોઝા પછી તેને પણ દંડગૃહમાં જવું પડશે.

મિસ ઑફેલિયા મેરીના મુખ તરફ જોઇ રહી. ક્રોધથી તેનું સમસ્ત શરીર કંપવા લાગ્યું. પરંતુ તેણે વિચાર કર્યો કે, મેરીની સાથે વાદવિવાદ કરવાથી કાંઇ શુભ પરિણામ આવશે નહિ તેથી તે ધીરે ધીરે પોતાના ઓરડામાં આવતી રહી. રોઝાના દુઃખમાં તે એટલી બધી દુઃખી બની ગઇ

હતી કે તે રોઝાને કહેવાનું પણ ભૂલી ગઈ કે મેરીએ તેનું કહેવું માન્યું નહિ.

એ પછી કેટલીકવારે એક કાળો ગુલામ મેરીની આજ્ઞાથી રોઝાને પકડીને દંડગૃહમાં લઇ ગયો. રોઝા ઘણી ઘણી વિનંતિ કરવા લાગી, ઘણું રોઇ પરંતુ કોઇ પણ પ્રકારે મેરીનું પાષાણ હૃદય પિગળ્યું નહિ.

ઍડોલ્ફના ઉપર મેરીને ઘણી રીસ હતી. પરંતુ સેંટક્લેર કોઈ દાસ-દાસીને મારવા દેતો નહિ. તેથી તે અત્યારસુધી ઍડોલ્ફને કોઇ પણ પ્રકારની શિક્ષા કરી શકી નહોતી. સેંટક્લેરના મરણથી ઍડોલ્ફ દુઃખ તથા નિરાશાથી એકદમ નિરુત્સાહિત થઈ ગયો હતો. મેરીના ભયથી તે હમ્મેશાં ધ્રુજતો હતો. મેરીએ સેંટક્લેરના ભાઈ આલ્ફ્રેડ તથા પોતાના વકીલની સાથે સલાહ કરી અંતે નક્કી કર્યું કે, ઘર તથા સઘળાં દાસ—દાસીઓને વેચી નાંખવાં અને ફક્ત પોતાની માલિકીના ગુલામોને લઇ પોતાના પિયેરમાં ચાલ્યા જવું. એ વાત સાંભળી એક દિવસ ઍડોલ્ફ ટૉમની પાસે આવીને બોલ્યો: "ટૉમ! હવે બાઈ સાહેબ આપણને વેચી નાંખશે એ વિષે તેં કંઇ સાંભળ્યું છે કે?"

ટૉમ: "ના. તેં કોની પાસેથી આ વાત સાંભળી?"

ઍડોલ્ફ: "શેઠાણી જ્યારે વકીલની સાથે એ વિષે વાતચિત કરતાં હતાં, ત્યારે હું પડદાની પાછળ સંતાઈ રહીને સાંભળ્યા કરતો હતો. થોડા દિવસોમાં આપણને વેચી નાંખશે."

ટૉમ લાંબો નિશ્વાસ મૂકતાં બોલ્યો: "જેવી પરમેશ્વરની ઇચ્છા."

ઍડોલ્ફ બોલ્યો: "હવે એવા શેઠ મળવાના નથી. પરંતુ આ શેઠાણીની પાસે રહેવા કરતાં વેચાઇ જઇએ તે જ સારૂં છે."

ટૉમનું હૃદય શોકથી ભરાઈ આવ્યું. તેણે ઉત્તર ન આપ્યો. તે પાછળ ફરીને ઉભો રહ્યો અને વિચાર કરવા લાગ્યો કે ઘણા વખતે ભાગ્યના ભાનુનો ઉદય થવાનો સમય પાસે આવ્યો હતો. પરંતુ અચાનક આ શું થઇ ગયું! કિનારે આવતાં આવતાં નૌકા ડૂબી ગઇ. સ્વતંત્ર થવાની આશા હતી પરંતુ એ સર્વ આશાઓ ઉડી ગઇ! ટૉમ સ્વતંત્રતાને અમૂલ્ય ધન ગણતો હતો, તથાપિ તે ઇશ્વરની ઇચ્છાને આધિન થવામાં પોતાનું કર્તવ્ય માનવા લાગ્યો. તે ઉંચે નજર કરી હાથ જોડીને કહેવા લાગ્યો: "પ્રભુ! તારી ઇચ્છા પૂર્ણ થાઓ." પરંતુ એટલું બોલતાં બોલતાં તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું.

થોડીવાર પછી ટૉમ મિસ ઓફેલિયાના ઓરડામાં ગયો. ઈવાના મરણ પછી મિસ ઑફેલિયા ટૉમના તરફ ઘણો સ્નેહ દેખાડતી હતી. ટૉમ ઓફેલિયાની પાસે જઇને બોલ્યો: "મિસ ફિલિ, સેંટક્લેરે મને ગુલામગીરીમાંથી મુક્ત કરી દેવાનું વચન આપ્યું હતું. એ વિષે વકીલની સાથે વાત-

ચિત પણ થઇ હતી. જો તમે શેઠાણીને એ વિષે બે શબ્દો કહો તો મૃત આલિકની પ્રતિજ્ઞાનું પાલન થઈ શકે."

ઓફેલિયા બોલી: "ટૉમ! હું તારે માટે તારી શેઠાણીને કહીશ. પરંતુ એથી કાંઇ લાભ થાય એવી મને આશા લાગતી નથી."

એમ કહીને મિસ ઓફેલિયાએ ટૉમને વિદાય કર્યો. તેના ગયા પછી તે વિચાર કરવા લાગી કે, શેઠાને માટે કહેતી વખતે મેં જરા સખ્ત ભાષા વાપરી હતી તેથી કદાચ મેરીએ મારૂં કહેવું માન્યું નહિ હોય. પણ આ વખતે મીઠી વાતો કરીને તેને સંતુષ્ટ કરી ટૉમને માટે વાત કહાડીશ તો કદાચ તે તેને મુક્ત કરવાને કબૂલ થશે. એવો વિચાર કરીને દયાળુ મનની મિસ ઓફેલિયા મેરીના ઓરડામાં આવી.

મેરી શય્યામાં સુઇ રહી હતી. જેની નામની દાસી જાતજાતના કાળા રંગના વસ્ત્રોના નમુના દેખાડતી હતી. મેરી એ બધા નમુનામાંથી એક જૂદો કાઢી બોલી: "આ કાંઇ સારો જણાય છે. પરંતુ આ બરાબર શોકસૂચક છે કે નહિ તેની મને ચોક્કસ ખબર નથી."

જેની તરત જ બોલી ઉઠી: "શું? આ શોકસૂચક નથી? તે દિવસે જનરલ ડરબન સાહેબના મૃત્યુ પછી તેની મડમે આવા જ રંગનો પોશાક પહેર્યો હતો. પહેર્યા પછીથી ઘણો જ શોભે છે. તેથી જોનારાનું મન આકર્ષાય છે."

મેરી, ઑફેલિયાના તરફ જોઇ બોલી: "તમારો શું મત છે?"

ઑફેલિયાએ કહ્યું: "જેવી જ્યાંની રીતભાત. આવી બાબતમાં મારા કરતાં તમે વધારે સારૂં સમજી શકો છો."

મેરીએ કહ્યું: "જો ખરી વાત પૂછો તો મારે પહેરવાને યોગ્ય કોઈ સારો પોશાક જ નથી. પણ આવતા અઠવાડિયામાં તો હું જવાની છું તેથી ગમે તે એક પોશાક પસંદ કરી લેવો પડે છે."

મિસ ઑફેલિયા: "તમે આટલાં વ્હેલાં જતાં રહેશો?"

મેરી: "હા. સેંટક્લેરના ભાઈ તથા વકીલની સલાહ છે કે સઘળાં દાસ—દાસીઓને તથા ઘરના સરસામાનને લિલામમાં વેચી નાંખવો."

ઑફેલિયા: "મારે તમને એક વાત કહેવાની હતી. ઑગસ્ટિને ટૉમને ગુલામગીરીમાંથી મુક્ત કરવા માટે પ્રતિજ્ઞા કરી હતી. એટલું જ નહિ પણ તેણે એ વિષે વકીલની સાથે વાતચીત સુદ્ધાં કરી હતી. હું આશા રાખું છું કે તમે જરા કાળજી લઇને વકીલની પાસે જલદીથી તેને માટે મુક્તિપત્ર લખાવી લેશો."

મેરી : “ વાહ ! શું ટૉમને મુક્ત કરી દઉં ? મારાથી એ કામ કદિ થવાનું નથી ! ટૉમની ઘણી કિંમત ઉપજશે. હું તેને છોડી શકીશ નહિ. ટૉમને સ્વતંત્રતાની વળી શી જરૂર છે ? ટૉમ અત્યારે જેવું સુખ ભોગવે છે તેવું સુખ તેને સ્વતંત્રતાથી કાંઈ મળવાનું નથી. ”

ઑફેલિયા : “ પરંતુ ટૉમને સ્વતંત્ર થવાની ઘણી ઇચ્છા છે. સેંટ-ક્લેરે તેને ગુલામગીરીમાંથી મુક્ત કરવાનું વચન આપ્યું હતું. ”

મેરી : “ ટૉમ તો એવી ઇચ્છા રાખે. ગુલામો કોઇ પણ સ્થિતિમાં સંતોષ માનતા નથી. જે વસ્તુ તેમને મળા શકતી નથી તેને માટે તેઓ ઘણા આતુર રહે છે. હું ગુલામગીરી કાઢી નાખવાની બાબતમાં વિરૂદ્ધ છું. કેમકે જ્યાં સુધી ગુલામો કોઇ માલિકના અધિકારમાં રહે છે, ત્યાં સુધી તેઓ બગડતા નથી. પરંતુ સ્વતંત્રતા મળતાં તેઓ આળસુ થઇ જાય છે, દારૂ પીવા લાગે છે અને દુષ્ટ કૃત્યો કરે છે. મેં એવા સેંકડો ઉદાહરણ જોયાં છે. દાસ–દાસીઓને સ્વાધીનતા આપવાથી તેમનું કંઇ ભલું થઇ શકતું નથી, પણ ઉલટું તેઓનું અનિષ્ટ થાય છે. ”

ઑફેલિયા : “ પણ ટૉમ સદાચારી, મહેનતુ અને ધાર્મિક છે. ”

મેરી : “ ઓહ ! એવી બાબતોથી હું ભોળવાઇ જતી નથી. મેં એવા સેંકડો ધાર્મિક ગુલામો જોયા છે. જયા સુધી શેઠની છાંયા નીચે રહે છે ત્યાં સુધી જ તેઓ સારા રહે છે. ”

ઑફેલિયા : “ પણ જ્યારે તમે તેને લિલામમાં વેચી નાખશો, ત્યારે કદાચ કોઇ નિષ્ઠુર પ્રકૃતિનો માણસ તેને ખરીદ કરી લેશે તેનો તો કાંઇ વિચાર કરો ! ”

મેરી : “ એ બધી નકામી વાતો છે. જો નોકર સારો હોય તો સોમાં એક પણ શેઠ ખરાબ મળતો નથી. લોકો ભલે ગમે તેમ બોલ્યા કરે. ઘણું ખરૂં સઘળા માલિકો સારા હોય છે. હું જન્મથી આ દક્ષિણ દેશમાં રહું છું, પણ મેં હજી સુધી એક પણ ખરાબ શેઠને જોયો નથી. ટૉમનો ભવિષ્ય-નો શેઠ તેના ઉપર જુલ્મ કરશે એ હું માની શકતી નથી. ”

ઑફેલિયા : “ વારૂ; પરંતુ તમારા પતિની છેવટની ઇચ્છા ટૉમને ગુલામગીરીમાંથી મુક્ત કરી દેવાની હતી. તેણે ઈવાની આગળ પણ એ વિષે પ્રતિજ્ઞા કરી હતી. તમારા પતિની તથા પુત્રીની છેવટની ઇચ્છાને તમે આ પ્રમાણે કચડી નાંખો એ શું તમને યોગ્ય છે કે ? ”

મેરી એ વાતનો ઉત્તર ન આપતાં મ્હોં પર રૂમાલ મૂકીને રોવા

લાગી અને બેશુદ્ધ થઇ જવાની બ્હિકને લીધે એમોનિયાની શીશી સુંઘતાં સુંઘતાં રૂંધાયેલા સ્વરે કહેવા લાગી: “જે હોય છે તે મારી સાથે લડવાને જ આવે છે. કોઈ મારા દુઃખમાં ભાગ તો લેતું જ નથી. મેં કદિ પણ ધાર્યું નહોતું કે તમે આ પ્રમાણે મારા શોકનું સ્મરણ કરાવવાને આવશો. તમને પણ મને દુઃખ દેતાં જરા વિચાર સુદ્ધાં આવ્યો નહિ? મારી દરકારજ કોણ કરે છે? મારી સ્થિતિ કોણ સમજી શકે છે? દરેકને પોત પોતાના સુખની પડી છે. મારે એક પુત્રી હતી, તેને પરમાત્માએ લઈ લીધી; ત્યાર પછી મારા સ્વામી–મારા મનપસંદ સ્વામી હતા તેમનું પણ મૃત્યુ થયું. તમારા મનમાં જરા પણ માયા નથી. તેથી જ તમે એનું નામ લઈ મારા શોકને વિશેષ તાજો કરી આપ્યો છે.”

એમ કહીને મેરી વધારે જોરથી રોવા લાગી. તેને બેશુદ્ધિનાં લક્ષણ જણાવા લાગ્યાં. તે મમ્મીને કહેવા લાગી: “બારી બારણાં ઉઘાડી નાંખ, કપૂરની શીશી લાવ, મારા માથા ઉપર પાણી રેડ, મારાં લુગડાં ઢીલાં કરી નાંખ.”

ચારે તરફ ઘણો શોરબકોર થઈ રહ્યો. એ અરસામાં મિસ ઑફેલિયા ચીત્ર લઇને પોતાના ઓરડામાં જતી રહી.

મિસ ઑફેલિયાએ જોયું કે, મેરીની સાથે વિવાદ કરવો નકામો છે. બેશુદ્ધિને બોલાવવાની મેરીમાં અદ્ભુત શક્તિ હતી. ત્યાર પછી જ્યારે કોઈ વખતે દાસ–દાસીઓના સંબંધમાં તેની આગળ સેંટક્લેર તથા ઈવાના નામનો ઉલ્લેખ કરવામાં આવતો ત્યારે તે ઘણો ઉત્પાત કરી મૂકતી. મિસ ઑફેલિયાએ ટૉમના છુટકારાનો ઉપાય ન જોઈ મિસિસ શૅલબિને એક પત્ર લખ્યો, અને તેમાં ટૉમનાં દુઃખની હકીકત સ્પષ્ટપણે જણાવી. તેણે ટૉમને જલ્દીથી લઈ જવા માટે પત્રમાં ઘણો આગ્રહ કર્યો.

તેના બીજે જ દિવસે ટૉમ, ઍડોલ્ફ તથા બીજા છ ગુલામોને વેચી નાંખવાને માટે લિલામગૃહમાં મોકલી દેવામાં આવ્યા.



# પ્રકરણ ૩૩ મું.

## ગુલામો વેચવાની વખાર.



પાઠક પાઠિકાઓને ' ગુલામો વેચવાની વખાર ' એ નામ સાંભળીને કદાચિત્ આશ્ચર્ય લાગશે, અને તેઓ મનમાં કલ્પના કરવા લાગશે કે, એ સ્થળ ભીષણ અંધકારથી ભરપૂર તથા દુર્ગંધીવાળું હશે. પરંતુ વાસ્તવિક તેમ નહોતું. સભ્યતાની ઉન્નતિની સાથે સાથે લોકો સુસભ્ય રીતે, તથા ઘણી ચતુરાઇથી પાપકૃત્યો કરતાં શિખે છે. બજારમાં મનુષ્યરૂપી સંપત્તિ—જીવાત્મારૂપી માલને વેચવા માટે મૂકવામાં આવતો, ત્યારે એ મૂલ્યવાન્ માલનું મૂલ્ય ઓછું ન થઇ જાય તે વિષે ગુલામોના વ્યાપારીઓ વિશેષ કાળજી રાખતા હતા. ગુલામોને વેચતાં પહેલાં તેઓને સારાં વસ્ત્રો તથા સારૂં ખાવાનું આપવામાં આવતું. તેમજ તેઓને કાંઇ રોગ ન થાય તેની ઘણી સંભાળ રાખવામાં આવતી હતી. તેથી ન્યુઓર્લિન્સના વ્યાપારીઓની વખારો અસ્વચ્છ તથા અંધકારથી પૂર્ણ જોવામાં આવતી નહોતી. એ સર્વે વખારોના આગલા ભાગમાં સુસજ્જિત વરંડા જોવામાં આવતા હતા. ત્યાં દાસ-દાસીઓ હારબંધ ઉભા રહેતાં. બ્હારનાં લોકો એ ઉપરથી સમજી જતાં કે આ સ્થળે નરનારીઓનું વેચાણ થાય છે.

વ્યાપારીઓ ખરીદનારાઓને આદરસત્કારપૂર્વક બોલાવી ગુલામોને દેખાડતા હતા. પાઠક! આપણે પણ ત્યાં જઈશું કે? પરંતુ આપણે ત્યાં જઇને શું જોઇશું? ત્યાં જઇને કેવળ હૃદયભેદક દેખાવ આપણા જોવામાં આવશે. પરંતુ ત્યાં જવાની આપણને જરૂર છે. ત્યારે ચાલો આપણે જઇએ. જુઓ, સ્વામી, સ્ત્રી, પિતા, માતા, બાળક વગેરે નિરપરાધી નિરાધારો એક બીજાંની પાસેથી જન્મને માટે જૂદા પડવાના વિચારથી રુદન કરી રહ્યાં છે. સ્ત્રી, સ્વામીના સ્કન્ધ ઉપર મસ્તક મૂકીને કહે છેઃ—" હાય વિધાતા! અમારે જન્મને માટે જૂદાં થવું પડશે. ઇશ્વર કરે ને અમે ભેગાં જ વેચાઈ જઇએ!" કોઇ ઠેકાણે સ્વામી સ્ત્રીને ગળે બાઝી પડી કહે છેઃ—" મારૂં જીવન વૃથા છે. પરમેશ્વરે મને પુરૂષ તરિકે જન્મ શા માટે આપ્યો હશે?" કોઈ માતા બાલકને હૃદય સાથે દબાવી રાખી પોતાનું કપાળ કુટતાં કુટતાં કહે છેઃ—" પરમેશ્વર! તેં મારા પેટે બાળક શામાટે આપ્યું? મૃત્યુ! તું ક્યાં છે? આવ, આવ અને મને તારો શિકાર બનાવ." બાળક બાલિકાઓ પોતપોતાની માતાને

મજબુત પકડી રહ્યાં છે. જાણે તેમને આ જન્મમાં માતાથી જુદાં થવું જ નહિ પડે ! આ પ્રમાણેનો હૃદયભેદક દેખાવ જોઇને પાષાણનું હૃદય પણ પિગળી જઈ શકે. પરંતુ એ નરપિશાચ નરાધમ અર્થલોભી વણિકોની નિષ્ઠુરતાની સીમા જ નહોતી.

જે અવિનાશી માનવાત્માને અમૃતમયધામમાં જવાનો અધિકાર છે, જેઓને માટે જગન્નિયંતા નારાયણની ગોદ સર્વદા ખુલ્લી છે, તેઓનું આજે પૈસાના લોભમાં અંધ બની ગયેલા ગુલામોના વ્યાપારીઓ વેચાણ કરે છે ! તેમ છતાં એ વણિકો પોતાને સુધરેલા–સભ્યતાની ટોંચે બિરાજેલા માને છે અને અન્ય જાતિના લોકોને લૂચ્ચા કહી તેમનો તિરસ્કાર કરે છે !

ટૉમ, ઍડોલ્ફ તથા બીજા છ સાત ગુલામોને સ્કેગ નામના એક વ્યાપારીની વખારમાં મોકલવામાં આવ્યા. અહિં બીજાં પણ ઘણા દાસ—દાસીઓ વેચાવાને આવ્યા હતા ! તેઓને હસતાં રાખવા માટે વખારોના માલિકો ઘણી મહેનત કરતા હતા. દાસ–દાસીઓનાં વિષણ્ણવદનો નિહાળીને કદાચ ગ્રાહકો ઓછી કિમ્મત આપે એ આશંકાથી તેઓને હસ્તાં રાખવા માટે યત્ન થઈ રહ્યા હતા. ચોતરફ ઠઠ્ઠા મશ્કરી ચાલી રહી હતી. પરંતુ ટૉમના જેવો સંસ્કારી માણસ કદાપિ એવી અવસ્થામાં હસી શકે ખરો કે ? તેનું હૃદય ઈવાના તથા સેંટક્લેરના શોકમાં વ્યાકુળ થઇ રહ્યું હતું. તેમાં વળી તેની આવી દુર્દશા થઇ. જેમનામાં મનુષ્યાત્મા છે તેઓ આવી અવસ્થામાં કદાપિ હસી શકે જ નહિ.

ટૉમ, બીજા દાસ–દાસીઓથી વેગળો જઇને થોડે દૂર એક ખૂણામાં શોકાતુર મુખે પોતાની પેટી ઉપર બેઠો હતો. પરંતુ વખારના માલિકો કોઇને પણ ઉદાસ બેસી રહેવા દે એવા નહોતા. તેઓ દાસ–દાસીઓના હાથમાં વાજીંત્ર આપી તેઓને ગાયન ગાવાનું કહેતા. જે હતભાગ્ય દાસ–દાસીઓ સ્ત્રી, સ્વામી, સંતાન અથવા માતાપિતાથી જન્મને માટે વિખૂટા પડવાના વિચારથી શોકમગ્ન થઈ જવાને લીધે નાચગાનમાં ભાગ લઇ શકતા નહોતા તેઓને 'બદમાશ' ગણવામાં આવતા હતા. એવા 'બદમાશ' લોકોને શિક્ષા કરવામાં આવતી હતી. જો કદાપિ ખરીદનારની આગળ ગુલામો હસ્તું મ્હોં રાખીને ઉભા રહેતા નહિં, તો તેમની પીઠ ઉપર ચાબુકનો સખ્ત પ્રહાર કરવામાં આવતો.

સ્કેગ સાહેબની વખારમાં સેમ્બો નામનો એક સીધી—ગુલામ મદદનીશ કાર્યાધ્યક્ષની જગ્યાએ હતો. તે સઘળાંને હસાવવાનો યત્ન કરતો હતો અને જેઓ ઉદાસીનભાવે બેસી રહેતાં તેઓને ચાબુકથી મારતો હતો. પાઠકો

કદાચ આ સ્થળે અમને એમ પૂછશે કે, એ માણસ સીધી-ગુલામ હોવા છતાં પોતાના જાતિ બન્ધુઓ પ્રત્યે શામાટે એટલો બધો જુલ્મ કરતો હતો? એના ઉત્તરમાં જણાવવાનું કે, સંસારમાં પરાધિન કે પરાજત જાતિના લોકો સર્વદા ઘણા સ્વાર્થી તથા નીચ થઈ જાય છે. પોતાને જો લાભ થતો હોય તો વિદેશી ઉપરીઓ ખુશામત કરવા સારૂ પોતાના સ્વદેશી બન્ધુઓ ઉપર જુલ્મ કરતાં તેઓ જરા પણ અચકાતા નથી. એવાં ઉદાહરણો જો જોઇતા હોય તો આપણા દેશમાંથી ઘણાં મળી આવશે. સેમ્બો અશિક્ષિત હતો તેથી તે પોતાના સ્વદેશી બન્ધુઓ ઉપર જુલ્મ કરતો હતો તેને માટે અમે તેનો દોષ કાઢતા નથી.

સેમ્બો, ટૉમને શોકાતુર મુખે એક ખૂણામાં બેસી રહેલો જોઇને તેની પાસે આવીને બોલ્યો: "તુમ કયા કરતા હૈ?"

ટૉમે શાંતિથી કહ્યું: "મારૂં લિલામ થશે."

સેમ્બો ટૉમની વાત સાંભળીને તેને હસાવવા માટે હાઃ હાઃ કરીને હસતાં હસતાં બોલ્યો: "મારૂં પણ કાલે જ લિલામ થશે." તેણે મનમાં ધાર્યું કે મેં ઘણું જ હસવા જેવું કહ્યું છે, તેથી ટૉમ જરૂર હસી પડશે. ત્યાર પછી ઍડોલ્ફના ખભા ઉપર હાથ મૂકીને તે હસતાં હસતાં બોલ્યો: "આ બધા લોકોનું કાલે લિલામ થશે."

ઍડોલ્ફે ચીડાઇ જઇને કહ્યું: "મારી આગળથી ચાલ્યો જા." તેથી સેમ્બો બોલ્યો: "બાપરે! આ તો ગોરો ગુલામ છે. એને તો તમાકુ વાળાની દુકાને બેસાડવામાં આવે તો ઠીક થાય."

ઍડોલ્ફે કહ્યું: "હું કહું છું કે, અહિંથી જતો રહે; કેમ નહિ જાય કે?"

સેમ્બો: "આપણા આ ગોરા ગુલામભાઈ તો સ્હેજ વાતમાં ગુસ્સે થઈ જાય છે."

એમ કહીને તે ઍડોલ્ફનું અનુકરણ કરી તેના ચાળા પાડવા લાગ્યો અને મશ્કરીરૂપે બોલ્યો: "આ કોઈ મ્હોટા માણસને ત્યાં હોય એમ લાગે છે."

ઍડોલ્ફે કહ્યું: "હા, હું જેને ત્યાં હતો તે તારા જેવા છપ્પન ગુલામોને ખરીદવાને શક્તિમાન્ હતા."

સેમ્બો બોલ્યો: "બાપરે! ત્યારે તો એ કોઇ મ્હોટા આસામી હોવા જોઇએ."

ઍડોલ્ફે અભિમાનથી કહ્યું: "હું મિ૦ સેંટક્લેરને ત્યાં હતો."

સેમ્બો બોલ્યો: "એમકે? ત્યારે જ ઘરની ભાંગેલી તૂટેલી ચાહદાનીઓ પણ અહિંઆ વેચાવાને આવી છે!"

એ મશ્કરી સાંભળી ઍડૉલ્ફ ક્રોધપૂર્વક સેમ્બો તરફ ધસ્યો. તે જોઈ સઘળાં તાળીઓ પાડવા લાગ્યાં. તેથી ઘણો ઘોંઘાટ થઈ રહ્યો. એ ગરબડ સાંભળીને વખારનો મુખ્ય માલિક હાથમાં ચાબુક લઇને ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇને સૌ પોતપોતાની જગ્યાએ જઇને ગોઠવાઇ ગયા. સેમ્બો તેને જોતાં બોલ્યો: "સાહેબ, પ્રથમ આવેલા ગુલામો જરા પણ ગરબડ કરતા નથી. મેં તેઓને સીધા કરી નાંખ્યા છે. પરંતુ આ નવા આવેલા ગુલામો ઘણું તોફાન કરે છે." એ સાંભળીને એ મહાશય કંઈ પણ બોલ્યા સિવાય ટૉમ તથા ઍડૉલ્ફને બે ચાર લાતો મારીને ચાલતા થયા. જતી વખતે કહેતા ગયા કે, "સઘળાં ગુપચુપ સૂઈ જાઓ, જરા પણ ઘોંઘાટ કરશો નહિ."

ગુલામોના ઓરડામાં ચાલતો પ્રકાર પાઠકો જોઈ રહ્યા. હવે ગુલામડીઓના ઓરડામાં કેવો પ્રકાર ચાલી રહ્યો છે તે તરફ આપણે નજર કરીએ. પાઠક, આવો આપણે આ સ્હામેના ઓરડામાં પ્રવેશ કરીએ. જુઓ, અહિંયા અસંખ્ય ગુલામડીઓ બેઠી છે. તેઓમાં વૃદ્ધ, યુવતી, બાલિકા, સર્વ પ્રકારની સ્ત્રીઓ જણાય છે. એંશી વર્ષની વૃદ્ધ સ્ત્રીથી તે ત્રણ વર્ષની બાલિકા પર્યંત અહિં છે. આ જુઓ, એક દશ વર્ષની બાલિકા રૂવે છે. તેની માતાને ગઈ કાલે વેચી નાંખવામાં આવી છે. આજે તેના તરફ સ્નેહ દૃષ્ટિથી કોઇ જોનાર રહ્યું નથી. બાલિકા મા મા કરીને રોયા કરે છે. કોઇ તેના તરફ જોતું પણ નથી.

આ જુઓ, અધિક પરિશ્રમ કરવાથી વાત-વ્યાધિ-ગ્રસ્ત બુઢ્ઢી એક તરફ બેસીને ગુપચુપ રોયા કરે છે. ત્રણવાર તેને માટે બૂમો પાડવામાં આવી, પરંતુ કામ કરવાને તદ્દન નાલાયક છે એમ કહીને કોઇએ તેને ખરીદી નહિ. પુત્ર તથા પુત્રીઓ મળીને તેનાં પાંચ છ બાળકોને જૂદા જૂદા માણસો ખરીદી ગયા છે. શોકાતુર વૃદ્ધ માતા તેમને માટે અશ્રુપાત કરી રહી છે.

હજી જોવું છે કે? ચાલો ત્યારે જોતા જોતા મારી પાછળ આવો. જુઓ, આ બે સ્ત્રીઓ બીજી સ્ત્રીઓથી જરા દૂર બેઠી છે. તેમનો પોશાક ગૃહસ્થ મહિલાઓના જેવો જણાય છે. રંગ પણ ઇંગ્રેજોને મળતો આવે છે. એક સ્ત્રીની ઉમ્મર પીસતાળીશ વર્ષની હશે. તેના શરીરનો બાંધો ઘણો મજબુત જણાય છે. તેની પાસે બેઠેલી યુવતીની ઉમ્મર પંદર વર્ષની હશે. તેમનાં મુખ એક બીજાને ઘણાખરા મળતાં આવે છે. એ યુવતી પ્રથમ જણાવેલી સ્ત્રીની પુત્રી હોવી જોઇએ. પ્રૌઢા રમણી ઇંગ્રેજના ઔરસથી કાન્દ્રિ ગુલામડીને પેટે અવતરેલી હતી. યુવતીનો જન્મ પણ ઇંગ્રેજના ઔરસથી જ થયો હતો એમાં કાંઈ સંદેહ નથી. તેઓનો પોશાક અને સુકોમળ હસ્ત જોતાં અનુમાન

કરી શકાતું હતું કે, તેમણે કદાપિ મહેનતનું કાર્ય કરેલું નથી. તે બન્ને સ્ત્રીઓનું આવતી કાલે લિલામ થવાનું છે.

ન્યુયોર્કવાસી એક ધાર્મિક ખ્રિસ્તીએ તેઓને વેચવા માટે આ વખારમાં મોકલ્યાં છે, તેમની જે કિમ્મત ઉપજશે તે તેને જ મળશે. પરંતુ તે પોતે ધર્મપરાયણ હોવાથી તેમાંથી થોડા રૂપિયા દેવળમાં અને લોર્ડ બિશપને માટે વ્યય કરશે એમાં કાંઈ સંદેહ નથી.

ઉપરોક્ત સ્ત્રીઓમાંથી પ્રૌઢા સ્ત્રીનું નામ સુસાન હતું. તેની પાસે બેઠેલી યુવતી જે તેની પુત્રી થતી હતી, તેનું નામ એમેલિન હતું. તેઓ ન્યુઓર્લિન્સવાસી એક દયાળુ ગૃહસ્થ મહિલાની દાસીઓ હતી. તેણે તેઓને કાળજીપૂર્વક શિક્ષણ આપ્યું હતું. તેથી બન્ને જણીને સારી પેઠે લખતાં વાંચતાં આવડતું હતું. પરંતુ દુર્ભાગ્યવશાત્ તે ગૃહસ્થ મહિલાનો પુત્ર ઘણો ઉડાઉ હોવાથી તે ઘણો કરજદાર થઇ ગયો હતો. ન્યુયોર્કના એક મ્હોટા વ્યાપારીની પેઢીમાંથી તેના પુત્રે રૂપિયા ઉપાડ્યા હતા. તે વ્યાપારીએ પોતાના રૂપિયા વસૂલ કરવા માટે તેના ઉપર કોર્ટમાં ફરિયાદ માંડી અને કોર્ટ તરફથી હુકમનામું થતાં તેના ઘર ઉપર જપ્તી આવી. પરંતુ કંપનીના વકીલે સલાહ આપી કે સ્થાવર સંપત્તિને વેચી નાંખીને રૂપિયા વસૂલ કરવામાં ઘણું ખર્ચ તથા ઘણો વખત લાગશે. તેથી તેની સલાહ પ્રમાણે અસ્થાવર સંપત્તિનું જ લિલામ કરવાનું નક્કી થયું. અસ્થાવર સંપત્તિમાં દાસ-દાસીઓ સૌ કરતાં વિશેષ મૂલ્યવાન્ હોય છે. પરંતુ તે પેઢીનો માલિક ઉત્તર પ્રદેશનો વતની હતો અને ચુસ્ત ક્રિશ્ચિયન હતો. તે આ નરનારીઓનું વેચાણ કરવાને કેવી રીતે કબૂલ થાય ? તે દાસત્વ-પ્રથાને કેવી રીતે ઉત્તેજન આપી શકે ? એ વિષે વકીલ તથા તેની વચ્ચે ઘણો પત્રવ્યવહાર ચાલ્યો. અસ્થાવર સંપત્તિ વેચી ન નાંખે તો ત્રીસહજાર રૂપિયા વસૂલ થઈ શકે એવો સંભવ નહોતો. એક તરફ ત્રીસ હજાર રૂપિયા અને બીજી તરફ ખ્રિસ્તી ધર્મ હવે એમાં કોનું મૂલ્ય વધારે ? એ બેમાંથી અંતે ત્રીસ હજાર રૂપિયાવાળું પલ્લું જ નીચું નમ્યું. તેની કિમ્મત વધારે થઈ. તેથી તે પેઢીના વ્યાપારીએ અસ્થાવર સંપત્તિ જપ્ત કરીને વેચી નાંખવા માટે પોતાના વકીલ ઉપર પત્ર લખ્યો. વકીલને પત્ર મળતાં જ તેણે સુસાન તથા તેની કન્યાને વેચી નાંખવા માટે વખારમાં મોકલાવી દીધી એટલા માટે સુસાન તથા તેની કન્યા એમેલિન અહિં વખારમાં બેસીને રૂવે છે.

એમેલિન કહેતી હતી : " મા, તું મારા ખોળામાં માથું મૂકીને જરા સૂઈ જા. "

સુસાને કહ્યું : " બેટા, મારી આંખોમાં ઊંઘ નથી. કદાચ આ આપણો અંતિમ મેળાપ છે. "

ઍમેલિન બોલી : " મા ! પ્રભુની કૃપા હશે તો કદાચ આપણે ભેગાં જ વેચાઇ જઇશું. "

સુસાને કહ્યું : " બેટા ઍમેલિન ! મને લાગતું નથી કે આપણે સાથે વેચાઇશું. એવી વૃથા આશાનું પોષણ કરીને હું મારા મનને મનાવી શકતી નથી."

ઍમેલિન બોલી : " કેમ ? તે લિલામ કરનારો તો કહેતો હતો કે, તમને બન્ને જણને સાથે જ વેચવામાં આવશે. "

સુસાનની ઉમ્મર વધારે હતી. તેણે ઘણો અનુભવ મેળવ્યો હતો તેથી તે લોકોના સ્વભાવ સ્હેજમાં પારખી જતી હતી. લિલામ કરનારા માણસનાં વચનો અને તેની બોલવાની રીત ઉપરથી તે એકદમ હતાશ થઇ ગઇ હતી. જ્યારે તે વખારના રક્ષકે ઍમેલિનનો હાથ ઝાલી તેના સુંદર વાળ હલાવતાં કહ્યું હતું કે, " યહ માલ બહોત ઉમદા હૈ, ઇસકે દામ ખૂબ આવેંગે—" ત્યારથી જ સુસાનનો જીવ ઉડી ગયો હતો. સુસાનનું હૃદય ઘણું ધાર્મિક હતું. તેથી પોતાની પુત્રીને લંપટ, પિશાચ પ્રકૃતિનો ગોરો ધનિક ખરીદીને પોતાની ઉપપત્ની બનાવશે એ વિચારે તેના અંતરને દગ્ધ કરી નાંખ્યું હતું.

ઍમેલિન પુનઃ બોલી : " મા ! તને રસોઈ કરતાં સારી રીતે આવડે છે. જો કોઇ ગૃહસ્થને ત્યાં તને રસોઇનું અને મને સીવવાનું કામ મળી જાય તો આપણે સુખમાં રહી શકીએ. "

સુસાન બોલી : " બેટા ! લાવ, તારા વાળને સીધા કરીને બાંધી આપું."

ઍમેલિન : " પણ એવી રીતે સીધો અંબોડો વાળવાથી તો હું ખરાબ દેખાઇશ ! શું સીધા ઓળેલા વાળ જોઇને કોઇ ગૃહસ્થ મને ખરીદશે ખરો કે ? "

સુસાને કહ્યું : " હા, ખરીદશે. "

ઍમેલિન બોલી : " કેવી રીતે ખરીદશે ? "

સુસાન : " ધાર્મિક તથા ગૃહસ્થ માણસોને સીધો—સાદો પોશાક ઘણો ગમે છે. તેઓ ઠાઠમાઠને પસંદ કરતા નથી. પરંતુ લંપટ તથા પિશાચ પ્રકૃતિના લોકો પોશાકનો ઠાઠમાઠ જોઇને મોહિત થઈ જાય છે અને ખરીદ કરવાને લલચાય છે. હું આવી બાબતોમાં તારા કરતાં વધારે સમજું છું. બેટા, હું તને એક આજ્ઞા કરૂં છું. જો કદાપિ દુર્ભાગ્યવશાત્ આપણે જુદે જુદે ઠેકાણે વેચાઈ જઇએ, તથા આપણે પુનઃ મળી ન શકીએ તો તું મારા આટલાં વચનો સ્મરણમાં રાખજે કે, પ્રાણ જાય તો પણ ધર્મનો ત્યાગ કરવો

નહિ. કદાચિત તારો સ્ત્રી ધર્મ નષ્ટ કરવાને માટે કોઇ ગોરો વ્યાપારી તારા ઉપર અત્યાચાર કરવા માંડે તો આત્મહત્યા કરીને તું તારા ધર્મનું રક્ષણ કરજે. મેમસાહેબે જે ઉપદેશ આપ્યો છે તે સ્મરણમાં રાખજે. તારા બાઈબલને તથા ધર્મસંગીત પુસ્તકને સર્વદા તારી પાસે જ રાખજે. પરમેશ્વરને ભૂલી જઇશ નહિ. તે સર્વદા તારૂં સંરક્ષણ કરશે."

સુસાન તદ્દન નિરાશ થઇને કન્યાને એ પ્રમાણે ઉપદેશ આપતી હતી. તે વિચાર કરી રહી હતી કે, આવતી કાલે તેની પરમ સુંદરી પવિત્ર હૃદયની કન્યાને ખરીદવા સારૂ જે કોઈ નીચ ઇંગ્રેજની પાસે પુષ્કળ ધન હશે તેજ તેને ખરીદી શકશે. તે વારંવાર કહેવા લાગી: "જો મારી પ્રિય પુત્રી આટલી બધી લાવણ્યમયી અને કેળવાયેલી હોવાને બદલે બેડોળ તથા મૂર્ખ હોત તો ઘણું સારૂં થાત."

એ સમયે ઇશ્વરની આગળ પ્રાર્થના તથા તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખ્યા સિવાય કોઇ પણ પ્રકારે ધીરજ આવી શકતી નથી. પરંતુ આ વખારમાંથી આજ સૂધીમાં કોણ જાણે કેટલીયે આ પ્રમાણેની જીવંત પ્રાર્થનાઓ તથા પોકારો ઇશ્વરની આગળ કરવામાં આવ્યા છે જેની કાંઇ સંખ્યા જ નથી. શું ઇશ્વર તેમની પ્રાર્થનાઓ સાંભળતો નથી ? શું ઇશ્વર તેમને ભૂલી ગયો છે ? ના, કદિ પણ નહિ. તે પરમ ન્યાયવાન્, પરમ દીનદયાળુ જગન્નિયંતા જગદીશ્વર એક ક્ષણવાર પણ કોઈ ન્હાનામાં ન્હાના આત્માને સુદ્ધાં ભૂલી જતો નથી. અરે, પાખંડ, નિર્દયી, અર્થલોભી વણિકજાતિ ! તમારે અવશ્ય તેનું ફળ ભોગવવું પડશે. તમે નહિં ભોગવો તો તમારા વંશજોને પણ પોતાનાં રક્તથી આ પાપનું પ્રાયશ્ચિત કરવું પડશે. જે બાઇબલને તમે પોતાનું ધર્મશાસ્ત્ર માનો છો તેમાં જ લખ્યું છે કે, "જેઓ એક ન્હાનામાં પણ ન્હાના આત્માનું અનિષ્ટ કરે છે, તેઓને–ગળામાં પત્થર બાંધીને સમુદ્રમાં ડૂબી જાય અને જેટલું કષ્ટ થાય તેના કરતાં પણ વધારે દુઃખ સહન કરવું પડશે."

જોત જોતામાં રાત્રિ ગંભીર થઈ! સુસાન તથા તેની કન્યા હૃદયનાં દ્વાર ઉઘાડીને પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગી. અનેક પ્રકારનાં ધર્મગીતો ગાવા લાગી.

હાય સુસાન ! હાય એમેલિન ! તમે એક બીજા પાસેથી જન્મને માટે વિદાય લઈ લ્યો. આજની રાત્રિ સમાપ્ત થતાં તેની સાથે સાથે તમારો સુખચંદ્રમા પણ અદૃશ્ય થઈ જશે.

પ્રાતઃકાળ થયો. સઘળા પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થઇ જવા લાગ્યા. સ્કેગ સાહેબ આજના લિલામ માટે બંદોબસ્ત તથા વેચાવાને માટે આવેલાં ગુલામોને અવસ્થા પ્રમાણે સુસજ્જિત કરવા લાગ્યા. લિલામ કરવા પહેલાં ખરીદનારાઓને છેવટને માટે દેખાડી લેવા સારૂ સૌને હારબંધ ઉભા રાખવામાં આવ્યાં.

સ્કેગ સાહેબ એક હાથમાં લિલામનું પત્રક તથા બીજા હાથમાં ચીરૂટ રાખીને એક છેડેથી બીજે છેડે સૂધી બધાંને તપાસવા લાગ્યા. લિલામ કરવાના માલને બરાબર શણગારવામાં આવ્યો છે કે નહિ, તે જોતાં જોતાં તેણે સુસાન તથા એમેલિનની પાસે આવીને કહ્યું : "તારા ગુચ્છાદાર સુંદર વાળ ક્યાં ગયાં?"

એમેલિને ભયથી તેના તરફ નજર કરી. તેની માતાએ ઉત્તર આપ્યો: "મેં તેને સીધો ચોટલો બાંધવાનું કહ્યું હતું, તેથી તેણે સીધા વાળ ઓળ્યા છે. આગળ ગુચ્છાદાર વાળ રાખવાથી તેના મુખ પર આમ તેમ વાળની લટીયો ઉડયા કરે છે અને તેથી તે ઘણી ખરાબ દેખાય છે. આવી રીતે સીધા વાળ ઓળવાથી તે વધારે સુંદર જણાય છે."

સ્કેગ સાહેબે ચાબુક હાથમાં લઇ એમેલિનને ધમકાવતાં કહ્યું : "ચાલ, જલ્દીથી પહેલાંની માફક કરચલીયો દેખાય તેવી રીતે વાળ ઓળ." એમ કહી તેણે તેની માતાના તરફ જોઈ કહ્યું : "તું તેને વાળ ઓળવામાં મદદ કર. મ્હોં આગળ ગુચ્છાદાર વાળ જણાવાથી તેના સો રૂપિયા વધારે ઉપજશે."

ધીમે ધીમે લોકોથી વખાર ભરાઇ ગઇ. ખરીદનારાઓ એક બીજાની સાથે વિવિધ પ્રકારની વાતો કરવા લાગ્યા. એક માણસ ઍડોલ્ફના શરીરની પરીક્ષા કરતો હતો એટલામાં પાછળથી એકજણે તેને કહ્યું : "આલફ્રેડ! તું ક્યાંથી આવ્યો?"

તેના ઉત્તરમાં આલફ્રેડે કહ્યું : "ભાઇ! મારે એક ગુલામની જરૂર છે. મારા સાંભળવામાં આવ્યું કે, સેંટકલેરના ગુલામો વેચાય છે, તેથી ખરીદવાને આવ્યો છું."

તે માણસે કહ્યું : "શું? સેંટકલેરના ગુલામો ખરીદ કરીશ? હું તો કદાપિ એ કાર્ય ન કરૂં. સેંટકલેરના ગુલામો તો લાડપાનમાં રહીને ઘણા જ બદમાશ થઇ ગયા છે."

આલફ્રેડ : "તેને માટે હું બિતો નથી. એકવાર મારા હાથમાં આવશે કે તરતજ ઠેકાણે આવી જશે. તેમને બે દિવસમાં જ ખબર પડશે કે હું કાંઇ સેંટકલેર નથી. આ ગુલામ ઠીક જણાય છે. તેને ખરીદવાનો વિચાર કરૂં છું."

તે માણસે કહ્યું : "પણ આ ગુલામ ઘણો ઉડાઉ છે."

આલફ્રેડ : "મારા ઘરમાં તેનું કાંઇ પણ ચાલવાનું નથી. બે ત્રણવાર દંડગૃહમાં હવા ખાવાને મોકલ્યો કે તરત તે સુધરી જશે."

ટૉમ સજળ નયને દરેક ખરીદનારના મ્હોં તરફ જોવા લાગ્યો કે, એમાં કોઇ દયાળુ અંતઃકરણનો માણસ છે કે નહિ. પરંતુ તેણે જેટલા માણસોના મ્હોંનું અવલોકન કર્યું, તે સઘળામાંથી કોઇના મ્હોં ઉપર ક્રોધનાં ચિહ્ન જણાતાં હતાં, કોઇના મ્હોં ઉપર નિષ્ઠુરતાની છાયા જણાતી હતી, કોઇ વળી ઇન્દ્રિયાસક્ત જણાતો હતો. એવી રીતે તેણે ઘણા માણસોના મુખનું નિરીક્ષણ કર્યું, પણ તેને સેંટકલેરના જેવી મધુર પ્રશાંત મૂર્તિ કોઈ જણાઈ નહિ.

લિલામ શરૂ થવાનું હતું એટલામાં એક ઠીંગણો મજબુત માણસ આવ્યો અને દાસ–દાસીઓના શરીરની પરીક્ષા કરવા લાગ્યો. તેના મ્હોં ઉપરથી તે નરકનો દ્વારપાળ હોય એવો લાગતો હતો. તેને જોતાં જ ટૉમના હૃદયમાં ભય તથા તિરસ્કારનો એકીસાથે જ સંચાર થયો. તે માણસ વારાફરતી દરેક માણસની પરીક્ષા કરી લઇને અંતે ટૉમની પાસે આવ્યો અને ટૉમના મ્હોંમાં આંગળીઓ ઘાલીને તેના દાંત તપાસી જોયા. તેનું પહેરણ ઉતરાવીને તેના શરીરનાં દરેક અવયવોની પરીક્ષા કરી. પછી તેના પગનું જોર જોવાને માટે તેને કૂદવાનું કહ્યું : પરીક્ષા કરી રહ્યા પછી તેણે ટૉમને પૂછ્યું : "પહેલાં તું ક્યાં હતો ?"

ટૉમે ઉત્તર આપ્યો : "કેન્ટાકિમાં."

ખરીદનાર : "ત્યાં શું કામ કરતો હતો ?"

ટૉમ : "મારા શેઠના ખેતરોમાં નજર રાખતો હતો."

ખરીદનાર : "ઠીક છે."

એમ કહીને તે માણસ ઍડોલ્ફની પાસે આવ્યો. તેના મ્હોં તરફ તિરસ્કાર પૂર્વક જોઇને જ્યાં સુસાન તથા એમેલિન બેઠી હતી ત્યાં આગળ આવ્યો. તેણે પોતાનો વજ્ર જેવો કઠોર હાથ લાંબો કરીને એમેલિનને પોતાની પાસે ખેંચી. એમેલિન ભયથી થરથર ધ્રુજવા લાગી. તેના સ્કન્ધ તથા વક્ષઃસ્થળ ઉપર હાથ ફેરવીને તેણે તેની શારીરિક અવસ્થા જોઇ, તથા સતૃષ્ણ નયને વારંવાર તેના તરફ જોવા લાગ્યો. પછી ધક્કો મારીને તેની માતાની આગળ તેને ધકેલી દઇને તે દુષ્ટ ચાલતો થયો.

જ્યારે એ નરપિશાચ જેવો જણાતો ખરીદનાર એમેલિનના શરીરની પરીક્ષા કરતો હતો, ત્યારે તેની માતાનું હૃદય ભય તથા ત્રાસથી કંપતું હતું. એમેલિન પોતે પણ તેની નિષ્ઠુર મુખાકૃતિ નિહાળી અત્યંત બ્હિવા તથા રોવા લાગી.

એમેલિનને રોતી જોઇ લિલામ કરનારાઓ ઘણા ગુસ્સે થઇને કહેવા લાગ્યા : " ચુપ રહે. જો રોઇશ તો તને શિક્ષા કરવામાં આવશે. "

લિલામ શરૂ થયું. પહેલાં લિલામની જગ્યાએ ઍડોલ્ફને ઉભો કરવામાં આવ્યો. બે ચાર બૂમો બોલાયા પછી જે માણસ પહેલાં તેને તપાસતો હતો તેણે જ તેને ખરીદ કર્યો. એ પ્રમાણે સેંટકલેરનાં ગુલામોને જૂદા જૂદા માણસો ખરીદી ગયા. અંતે ટૉમનો વારો આવ્યો.

ટામ લિલામની જગ્યાએ ઉભો રહી ચોતરફ નજર કરવા લાગ્યો. પાંચ સાત બૂમો બોલાયા પછીથી તે વેચાઈ ગયો. જે ઠીંગણા અને બળવાન માણસને જોઇને ટૉમના અંતઃકરણમાં ભયનો સંચાર થયો હતો, તેણે જ તેને ખરીદ્યો. અને કિમ્મત આપીને ટૉમને લિલામની જગ્યાએથી ઉતારી દૂર ઉભો રાખ્યો

પુનઃ લિલામ કરનારાઓ બૂમો પાડવા લાગ્યા. આ વખતે સુસાન વેચાઈ ગઈ. પરંતુ તેને લીલામની જગ્યાએથી ઉતારતી વખતે તે સતૃષ્ણ નયને પાછળ ફરીને તેની કન્યા તરફ નિહાળવા લાગી. તેની પુત્રીએ પોતાના હાથ લાંબા કર્યા. સુસાને પોતાના ખરીદનારને કાલાવાલા કરીને કહ્યું : " પ્રભુ, મારી પુત્રીને પણ આપ જ ખરીદી લ્યો. " તેનો ખરીદનાર સ્હેજ દયાળુ દીલનો લાગતો હતો. તેણે સુસાનને કહ્યું : " હું તારી કન્યાને ખરીદવા માટે યત્ન કરીશ; પરંતુ તેની કિમ્મત વધારે ચઢશે. મને લાગે છે કે મારાથી એટલી બધી કિમ્મત આપી શકાશે નહિ. "

એમેલિનને લિલામની જગ્યાએ ઉભી કરવામાં આવી. તેનું સરલ મુખ–કમળ ત્રાસથી ફિક્કું પડી ગયું. પરંતુ એવી સ્થિતિમાં પણ તેના સૌંદર્યમાં ઘટાડો થયો નહિ, ઉલ્ટો તેના મુખ પર એક અનુપમ નવિન સૌંદર્યનો ભાવ ખિલ્યો. એ જોઈ તેની માતા ઘણી બ્હિવા લાગી. તે મનમાં ને મનમાં કહેવા લાગી કે, જો મારી પુત્રી કદરૂપી જન્મી હોત તો ઘણું સારૂં થાત. તેને માટે ઘણાં માણસોએ માંગણી કરી. જે માણસે એમેલિનની માતાને ખરીદી હતી તેણે પણ ત્રણચાર વખત માગણી કરી. પરંતુ જોતજોતામાં તેની કિમ્મત એટલી ઉંચે ચઢી ગઇ કે, તેનાથી એટલું મૂલ્ય આપી શકાય તેમ નહોતું. તેથી તે ચુપ ઉભો રહ્યો. એ પ્રમાણે ઘણાં ખરીદનારાઓ માગણી કરતા કરતા બંધ થઇ ગયા. અંતે ફક્ત બે માણસો એક બીજાના પ્રતિસ્પર્ધી થઇને કિમ્મત ચઢાવા લાગ્યા. એ બન્નેજણામાં એક ટૉમને ખરીદનાર ઠીંગણો અને બળવાન માણસ હતો, અને બીજો એ પ્રદેશનો એક ધનવાન તથા કુળવાન માણસ હતો. અંતે ટૉમના ખરીદનારે જ છેવટની બૂમે એમે-

લિનને ખરીદી. નરપિશાચ સાઇમન લેગ્રિ એ સરલ હૃદયની સચ્ચરિત્રા પંદર વર્ષની બાલિકાના જીવનનો માલિક થયો. એ પિશાચના હાથમાંથી ઍમેલિન-નું રક્ષણ કરનાર એકમાત્ર જગન્નિયંતા જગદીશ્વર સિવાય બીજું કોઇ ન રહ્યું.

સાવધાન ઍમેલિન ! તારી માતાનો છેલ્લો ઉપદેશ સર્વદા સ્મરણમાં રાખજે. જીવન વિસર્જન કરજે, તથાપિ ધર્મનો ત્યાગ કરતી નાહ.

ઍમેલિન એ પ્રમાણે વેચાઇ ગઇ તેથી તેની માતા ઉન્માદિનીની મા-ફક ઘણું કલ્પાંત કરવા લાગી. તેનો ખરીદનાર થોડો ઘણો દયાળુ હતો, તેથી તેને મનમાં ને મનમાં દુઃખ થવા લાગ્યું. પરંતુ એ લોકોને નિરંતર એવાં દૃશ્યો નિહાળવા પડતાં. તેથી તે અમ્લાન વદને પોતે ખરીદેલી સંપત્તિ —સુસાનને લઇને પોતાના ઘર તરફ ચાલતો થયો.

એ લિલામ થયાને બે ત્રણ દિવસ વીતી ગયા પછી લિલામગૃહના અધ્યક્ષે સુસાન તથા ઍમેલિનની કિમ્મતમાંથી પોતાનું કમીશન તથા લિ-લામનું ખર્ચ કાપી લઇને બાકીનાં પૈસા ન્યુયોર્કની પેઢીના માલિકના વકીલ ઉપર મોકલી દીધાં. જો એ રૂપિયાના ચેકની (હુંડી) પાછળ નીચે પ્રમાણે લખ્યું હોત તો ઠીક થાતઃ—

"તુલસી હાય ગરીબ કી હરસે સહી ન જાય."

# પ્રકરણ ૩૪ મું.

## નૌકામાં મુસાફરી.



રેડ નદી પ્રવાહિત થઈ રહી છે. નદીમાં એક ન્હાની નૌકા દ-ક્ષિણ દેશ તરફ ગમન કરી રહી છે. નૌકામાંથી કેટલાંક દાસ—દાસીઓનો રૂદન સ્વર સાંભળવામાં આવે છે. તેઓમાં ટૉમ નીચું મસ્તક રાખીને બેસી રહ્યો છે. તેના હાથપગ લોખંડની સાંકળોથી બાંધ્યા છે. પરંતુ તેનું હૃદય એ દુઃખ કરતાં પણ અધિક દુઃખથી વિદીર્ણ થઇ રહ્યું છે. આશાના આકાશમાંથી ચંદ્ર તથા તારાઓ અદૃશ્ય થઈ ગયાં છે. નદી કીનારે દેખાતાં વૃક્ષો જેમ ઝડપથી પાછળ ચાલ્યા જતા હતા તે પ્રમાણે તેની સ્હામે જે કાંઈ હતું તે સઘળું જતું રહ્યું. હવે તે પુનઃ દેખાશે નહિ, તે બધું પાછું આવશે નહિ. કેન્ટાકિમાંનું ઘર, સ્ત્રી, કન્યા

દયાળુ પ્રભુનો પરિવાર એ બધું આજ ક્યાં છે ? સેંટક્લેરનું ઘર—એ ઘરની અપૂર્વ શોભા સમૃદ્ધિ, ઈવાનું દેવબાળા જેવું લાવણ્યમય મુખ, તે દયાળુ તથા હસમુખો સેંટક્લેર,—તે પરિશ્રમરહિત જીવન, તે સુખના વિશ્રામનાં દિવસો—સઘળું એક પછી એક ચાલ્યું ગયું. હવે તેની જગ્યાએ શું રહ્યું ?—કેવળ સ્વપ્ન સમાન સ્મૃતિ.

ટૅામના નવા શેઠ મિ. લેગ્રીએ ન્યુઓર્લિન્સમાંની જુદી જુદી વખારોમાંથી બધા મળીને આઠ દાસ–દાસીઓ ખરીદ્યા હતા. તેઓમાંથી બબ્બે જણાને ભેગા બાંધવામાં આવ્યા હતા. નૌકામાં થોડે દૂર ગયા પછી નદીના મુખ આગળ આવતાં મિ. લેગ્રી તેમાંથી ઉતરી પડ્યો અને પાઇરેટ નામની એક સ્ટીમર ઉપર સ્વાર થયો. દાસ–દાસીઓને સ્ટીમર ઉપર ચઢાવ્યા પછી તે ટૅામની પાસે આવ્યો. ટૅામ, સેંટક્લેરને ત્યાં સર્વદા ગૃહસ્થને લાયકનો પોશાક પહેરતો હતો. વેચાયા પહેલાં વખારના માલિકે તેને તેનો સૌથી ઉત્તમ પોશાક પહેરવાનું કહ્યું હતું તેથી અત્યારે તેના શરીર ઉપર એ સઘળાં વસ્ત્રો હતાં. મિ. લેગ્રીએ તેને ઉભો થવા કહ્યું. ટૅામ તત્કાળ ઉભો થયો. લેગ્રીએ તેને એ પોશાક કાઢી નાંખવાનું કહ્યું. ટૅામ કોટ તથા ખમીસ ઉતારવા લાગ્યો. પરંતુ તેના હાથ બાંધેલા હોવાથી તે ઝડપથી વસ્ત્રો કાઢી શકતો નહોતો તે જોઇ લેગ્રીએ પોતેજ જોર કરીને વસ્ત્રો ખેંચી કાઢયાં, અને ટૅામની પાસે સેંટક્લેરની આપેલી એક ટ્રંક હતી તેમાંથી તેણે એક ફાટી ગયેલું પાટલુન તથા એક ખમીસ કાઢયું. એ ટ્રંકમાં શું શું હતું, તે લેગ્રીએ પ્રથમથી જ તપાસી લીધું હતું. તેણે વિના વિલંબે ટ્રંકમાંથી જૂનાં લુગડાં બ્હાર કાઢયાં. ટૅામ જ્યારે સેંટક્લેરને ત્યાં ઘોડાના તબેલામાં કામ કરતો હતો, ત્યારે જ એ જૂનાં લુગડાંનો ઉપયોગ કરતો. તેણે લેગ્રીની આજ્ઞાનુસાર એ જૂનાં લુગડાં પહેર્યાં. પછી લેગ્રીએ તેના પગમાંથી બુટ ઉતરાવી લીધા અને એક જોડી તદ્દન ફાટી ગયેલાં સ્લીપર પહેરવા માટે આપ્યાં. ટૅામે તે ફાટી ગયેલાં સ્લીપર પણ પહેરી લીધાં. તેણે પોશાક બદલતી વખતે જો સમયસૂચકતા વાપરીને કોટમાંથી બાઇબલ કાઢી લીધું ન હોત, તો તેને બાઈબલ ખોઇને બેસવું પડત. ટૅામ પોશાક બદલી રહ્યો કે તરત જ લેગ્રી તપાસવા લાગ્યો. ટૅામના ખિસ્સામાંથી ઈવાએ આપેલો એક રેશમી રૂમાલ નીકળ્યો તે લઇને લેગ્રીએ તરત જ પોતાના કોટના ગજવામાં મૂકી દીધો. ત્યાર પછી બીજા ખિસ્સામાંથી એક સંગીત પુસ્તક નીકળ્યું. ટૅામ ઉતાવળમાં એ પુસ્તક લઇ લેવાનું ભૂલી ગયો હતો. લેગ્રી એ પુસ્તક જોતાં જ ક્રોધપૂર્વક બોલી ઉઠયો : " શું તું દેવળમાં જાય છે કે ?"

ટૅામે શાંતિથી ઉત્તર આપ્યો : " પ્રભુ, હું નિરંતર નિયમિત રીતે દેવળમાં જાઉં છું."

લેગ્રી : "હું કોઇને દેવળમાં જવા દેતો નથી તેમજ મારા ખેતરમાં કામ કરતા દાસ–દાસીઓને પ્રાર્થના કરવા પણ દેતો નથી અથવા કોઈ પણ પ્રકારનાં ધર્મ ગીતો ગાવા દેતો નથી. આ વાત તું બરાબર ધ્યાનમાં રાખજે. સમજ્યો? હવે હું જ તારો ધર્મ છું. હું જ તારૂં દેવળ તથા ઈશ્વર છું. જે માને તે હવે હું જ છું. માટે હવેથી તારે મારા કહ્યા પ્રમાણે વર્તવું પડશે."

લેગ્રી લાલચોળ નેત્રો કરી એ પ્રમાણે બોલતો હતો. જો કે ટૉમ એ વખતે ચુપ રહ્યો. પરંતુ તેનો અંતરાત્મા બોલી ઉઠયો કે, "ના! કદાપિ નહિ! તું મારો ધર્મ તેમજ ઈશ્વર નથી." એ વખતે જે વાકય ઈવા હમ્મેશાં તેને વાંચી સંભળાવતી તેનું તેને સ્મરણ થયું. જાણે કોઇ અદૃશ્ય રહીને તેને આશ્વાસન આપતાં કહેતું હતું કે, "ટૉમ બ્હિતો નાહ. કેમકે મેં તારો ઉદ્ધાર કર્યો છે. મેં તને મારૂં નામ આપ્યું છે. તું મારો જ છું."

પરંતુ લેગ્રીના કાનમાં એ સ્વર સંભળાયો નહિ. પાપપૂર્ણ કાનોમાં એ સ્વર કદાપિ પ્રવેશ કરે જ નહિ. થોડીવાર સુધી લેગ્રી ટૉમના મુખ તરફ જોઇ રહી અને પછી અન્ય સ્થળે જતો રહ્યો.

એ પછી લેગ્રી ટૉમની ટૂંકમાં જેટલાં સારાં સારાં વસ્ત્રો હતાં, તેનું લિલામ કરવા લાગ્યો. સેંટક્લેરે ટૉમને ઘણી મૂલ્યવાન્ વસ્તુઓ આપી હતી. અર્થપિશાચ લેગ્રી લોભને અટકાવી શકયો નહિ. તેણે ટૉમનાં સઘળાં લુગડાં તથા ટ્રંક સુદ્ધાં વેચી નાંખી અને જે કિમ્મત આવી તે હજમ કરી ગયો! કાયદા પ્રમાણે ગુલામોનો પોતાનાં વસ્ત્રો ઉપર પણ કોઈ પણ પ્રકારનો હક્ક ગણાતો નહિ. તેથી ટૉમને લેગ્રીએ ખરીદ કરેલો હોવાથી તે પોતે જ હવે તેની સઘળી વસ્તુઓનો માલિક થયો હતો. એ લિલામ વખતે ટૉમ ઉપર કેટલીયે વિપદ્ પડી.

સઘળી વસ્તુઓ વેચી રહીને લેગ્રી પુનઃ ટૉમની પાસે આવીને બોલ્યોઃ "ટૉમ! તારો જે તદ્દન નકામો માલ હતો, તે મ્હેં વેચી નાંખ્યો. હવે તારી પાસે જે લુગડાં છે તે સંભાળીને રાખજે. એક વર્ષ પૂરૂં થયા પહેલાં તને નવાં લુગડાં મળશે નહિ. હું મારા ખેતરમાં કામ કરતા કુલીઓને વર્ષમાં ફક્ત એક જ વખત નવાં લુગડાં આપું છું."

એમ કહીને લેગ્રી એમેલિનની પાસે આવ્યો. એમેલિન તથા બીજી એક સ્રીને સાથે બાંધવામાં આવી હતી. લેગ્રીએ એમેલિનની હડપચી હલાવતાં કહ્યું : "વ્હાલી! તારે જરાપણ બ્હિવાનુ નથી." પરંતુ સચ્ચરિત્રા બાલિકા ભય તથા તિરસ્કારપૂર્વક તેના તરફ જોવા લાગી. તે જોઇને લેગ્રી પુનઃ

બોલ્યો : " મારી સાથે આવી રીતનું વર્તન ચાલશે નહિ. હું જ્યારે તારી સાથે વાત કરવા આવું ત્યારે તારે હસ્તું મ્હોં રાખવું પડશે. કેમ સાંભળ્યું કે ?"

ત્યાર પછી એમેલિનની સાથે બાંધેલી બીજી સ્ત્રીને ધક્કો મારતાં બોલ્યો : " કેમ રે ડોકરી ! આવું તોબરા જેવું મ્હોં ચઢાવીને કેમ બેઠી છે ? તને કહું છું કે, તારૂં મ્હોં હસ્તું રાખ. કેમ, સાંભળતી નથી ? "

વળી થોડે દૂર જઇને પાછો આવ્યો અને કહેવા લાગ્યો: " હું તમને બધાને કહું છું કે, એકવાર મારા મ્હો તરફ જુઓ. મારી આંખો તરફ બરાબર જોઇ રહો. ( જોરથી જમીન ઉપર પગ પછાડીને ) એકવાર સ્થિર નજરે મ્હારી તરફ જુઓ."

ભયથી સઘળાં તેના તરફ જોવા લાગ્યાં. ત્યાર પછી લેગ્રી પોતાની લોખંડી મુક્કીઓ દેખાડીને બોલ્યો : " આ લોખંડી મુક્કી તરફ નજર કરો. આ મુક્કી લોઢા કરતાં પણ કઠિન છે. નિગ્રો–સીદીઓને મારી મારીને મારા હાથ મજબૂત થઈ ગયા છે." એમ કહીને તેણે ટૉમના મ્હોં આગળ મુક્કી વાળેલો હાથ લાંબો કર્યો તેથી ટૉમ સહેજ પાછળ ખસી ગયો.

લેગ્રી પુનઃ કહેવા લાગ્યો : " હું ખેતરમાં દેખરેખ રાખવા માટે ઓવરશિયર રાખતો નથી. હું મારી જાતે જ ખેતરનું કામકાજ સંભાળું છું. તમારે ખેતરમાં બરાબર કામ કરવું પડશે. હું જે વખતે આજ્ઞા કરૂં તે વખતે તરત જ તમારે તેનો અમલ કરવો પડશે. કોઇ બાબતમાં એક ક્ષણ પણ વિલંબ કરશો તો તે મારી આગળ ચાલશે નહિ. આ પ્રમાણે હું કામ કરૂં છું. મારે ત્યાં દયા માયાની કંઇ વાત જ નથી. મને એવી વાતો ગમતી નથી."

લેગ્રીની આ વાત સાંભળી સઘળાં દાસ–દાસીઓ ભય તથા ત્રાસથી ધ્રુજવા લાગ્યાં. તેઓ તદ્દન નિરાશ બની જઇને નીચા મસ્તક રાખીને બેસી રહ્યાં. થોડીવાર પછી લેગ્રી લાલપાણી–દારૂ પીવાને માટે સ્ટીમરના બીજા ઓરડામાં ચાલ્યો ગયો. તેની પાસે બીજો એક માણસ ઉભો હતો તેને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો : " મહાશય, હું ગુલામોની સાથે આ પ્રમાણે વર્તન રાખું છું. તેઓને ખરીદ કર્યા પછી તરતજ સમજાવી દઉં છું કે, મારે ત્યાં તમારે સીધી રીતે કામ કરવું પડશે." તે અપરિચિત ગૃહસ્થ ઘણા કૌતુહલપૂર્ણ નેત્રે લેગ્રીના તરફ જોવા લાગ્યો. જાણે કોઇ વિજ્ઞાનશાસ્ત્રી કોઇ નવી વસ્તુ તરફ જોઇ રહ્યો ન હોય !

લેગ્રી પુનઃ કહેવા લાગ્યો : " મહાશય, હું કાંઇ સુંવાળા હાથવાળો જમીનદાર નથી કે, કુલીઓને ફટકારવા માટે ઓવરશિયર રાખું. જુઓ, મારો હાથ તથા આંગળીઓ કેટલી મજબુત છે. હાથમાં આ ઠેકાણેનું માંસ

પથ્થરની પેઠે સખ્ત થઇ ગયું છે, એ કેવળ ગુલામોને સતત્ મારા કરવાનું જ ફળ છે."

તે અપરિચિત માણુસ લેગ્રીનો હાથ જોઇને બોલ્યો: "હા, ખરી વાત છે. તમારા હાથ ઘણા મજબૂત જણાય છે. પરંતુ મને લાગે છે કે, હમેશાં આવી રીતે વર્ત્તવાથી તમારૂં અંતઃકરણુ પણુ પાષાણુ જેવું સખ્ત થઇ ગયેલું હોવું જોઇએ."

લેગ્રી હસતાં હસતાં બોલ્યો: "તમે ખરૂં કહો છો. હું કામની વખતે દયા માયાની પર્વા કરતો નથી."

અપરિચિત: ' તમે ઘણાં મજબુત દાસ–દાસીઓ ખરીદ કર્યાં છે."

લેગ્રી: "હા, ઠીક છે. જે પેલો ટૉમ નામનો ગુલામ છે તેની દરેક જણુ ઘણી પ્રશંસા કરે છે. તેને માટે મારે વધારે કિમ્મત આપવી પડી છે. પરંતુ તે સારૂં કામ કરી શકશે. તેનામાં કેટલીક કુટેવો પણુ છે, પણુ હું તેને થોડા દિવસમાં સુધારીશ. પેલી બુઢ્ઢી ડોસી ઠીક સસ્તામાં આવી ગઈ છે. મને લાગે છે કે તેને કંઇ રોગ લાગૂ પડ્યો છે, તેને લીધે કદાચ તે લાંબો વખત જીવશે નહિ. પણુ તેની પાસે સખ્ત મહેનત કરાવીને હું મારા પૈસા વસુલ કરી લઇશ. કોઈ કોઇ જમીનદારો કુલીઓને કાંઇ રોગ થાય છે તો મરી જવાની બ્હિકથી તેમની પાસેથી વધારે કામ કરાવતા નથી. પરંતુ મારો રિવાજ એથી તદ્દન જૂદો જ છે. માંદા હોય અથવા સાજા હોય, પણુ તેઓને સોંપવામાં આવેલું કામ પૂરૂં કરવું જ જોઇએ. થોડું થોડું કામ કરીને ચાર વર્ષ જીવે અને જે લાભ થાય તેટલો જ લાભ વધારે મહેનત કરીને બે વર્ષ જીવવાથી થાય છે. એકંદરે સરવાળો તો સરખો જ આવે છે. એક ગુલામની પાસે થોડું કામ કરાવીને તેને વધારે જીવાડવાથી કાંઈ ફાયદો થતો નથી. અધિક પરિશ્રમ કરવાથી વહેલો મરી જાય તો તેના બદલામાં એક નવો ગુલામ ખરીદવાથી વિશેષ લાભ થવાનો સંભવ રહે છે."

અપરિચિત: "તમારા ખેતરમાં કુલીઓ સાધારણુ રીતે કેટલાં વર્ષ સુધી જીવે છે?"

લેગ્રી: "તેનું કાંઇ ઠેકાણું નથી. જો જુવાન માણુસ હોય તો છ સાત વર્ષ કાઢે છે. પરંતુ જેઓ ચાળીશ પીસતાળીસ વર્ષના હોય છે, તેઓ તો બે ત્રણુ વર્ષ કરતાં વધારે વખત જીવતા નથી. પહેલાં હું પણુ કુલીઓ માંદા પડી જતા ત્યારે તેમની દવા કરતો તથા તેઓને ઓઢવા માટે કાંબળી આપતો. પરંતુ છેવટે મેં જોયું કે, એથી કાંઈ વિશેષ લાભ થતો નથી. હવે હું એ પ્રમાણે વર્ત્તતો નથી. માંદા હોય તોપણુ કુલીની પાસે કામ કરાવું છું.

જો તે મરી જાય છે તો તેના બદલામાં નવો ગુલામ ખરીદી લાવું છું. તેથી દરેક પ્રકારની સુગમતા થાય છે."

તે અપરિચિત માણુસ લેગ્રીની વાતો સાંભળીને સ્ટીમરના એક યુવાન ઉતારૂની પાસે જઇને બેઠો. તે યુવકે થોડે દૂર ઉભા રહીને બન્નેજણની વાતો સાંભળી હતી. પ્રથમ જણાવેલા માણસે યુવકને કહ્યું : "દક્ષિણ દેશનાં સઘળાં જમીનદારો કાંઈ આ માણસના જેવા નિષ્ઠુર હોતા નથી."

યુવક : "ત્યારે ઘણું સારૂં."

પ્રથમ માણુસ : "આ માણુસ તો ઘણો નીચ જણાય છે. તેનું આચરણુ ખરેખર પશુના જેવું છે."

યુવક : "પરંતુ તમારા દેશમાં પ્રચલિત કાયદો તો આવા નિષ્ઠુર તથા નરાધમ લોકોને સેંકડો નર નારીઓના જીવનના માલિક બનવાનો સુયોગ આપે છે. તમારે ત્યાં એવો એક પણ કાયદો પ્રચલિત નથી કે, જેથી એવા નિષ્ઠુર લોકોના અત્યાચારમાંથી આ બિચારા નિરપરાધી નિરાધાર ગુલામોનું રક્ષણ થઇ શકે. જમીનદારોમાં ઘણા ખરા લોકો આવા નિષ્ઠુર સ્વભાવના જ હોય છે."

પ્રથમ માણુસ : "ના, તમારી ભૂલ છે. જમીનદારોમાં પણ કેટલાક સારા સ્વભાવના હોય છે."

યુવક : "વારૂ, આ સ્થળે એક વખત કદાચ એમ પણ માની લઇએ કે, જમીનદારોમાં કેટલાક સારા હોય છે. જો તેમ હોય તો જે અત્યાચારો થાય છે તેને માટે તેઓને જ દોષિત ગણવા જોઇએ. કેમકે એવા બે ચાર ગૃહસ્થ લોકોને લીધે જ અદ્યાપી પર્યંત આ દુષ્ટ દાસત્વ–પ્રથાનો નાશ થયો નથી. જો કદાપિ સઘળા જમીનદારો આ લેગ્રીના જેવા હોત તો શું આ પ્રથા અત્યારસુધી પ્રચલિત હોત પણ ખરી કે?"

એ પ્રમાણે તે માણસો વાતચિત કરી રહ્યા હતા. પરંતુ લોખંડની સાંકળમાં બંધાયેલી એમેલિન તથા તેની સાથેની લુસી નામની સ્ત્રી શું વાતો કરે છે તે જરા સાંભળો.

એમેલિને કહ્યું : "તમે પહેલાં કોને ત્યાં હતાં?"

લુસી : "હું એલીસ નામના સાહેબને ત્યાં હતી. કદાચ તેં તેમને જોયા પણ હશે."

એમેલિન : "શું તે તમારી સાથે સારી રીતે વર્તતો હતો?"

લુસી : "હા, તે માંદો પડયા પહેલાં સારી રીતે વર્ત્તતો હતો. પરંતુ માંદો પડયા પછીથી સઘળાંની સાથે ખરાબ રીતે વર્તવા લાગ્યો. તેની સેવા

શુશ્રુષા કરવા માટે મારે આખી રાત્રિ તેની પથારી પાસે જાગતાં બેસી રહેવું પડતું હતું. પરંતુ એક દિવસ મને ઉંઘ આવી ગઇ, તેથી તેણે ગુસ્સે થઈ જઇને કહ્યું કે, " હું તને કોઇ નિષ્ઠુર સ્વભાવના માણસને ત્યાં વેચી નાંખીશ."

એમેલિન: " શું તમારૂં કોઇ સગુંવ્હાલું નથી ?"

લુસી: " મારા સ્વામી છે. તે લુહારનું કામ કરે છે. મારા શેઠે તેમને એક ઠેકાણે ભાડે આપ્યા છે. મારે ચાર છોકરાં છે. મને અચાનક લિલામ ગૃહમાં મોકલી દીધી હોવાથી હું મારા સ્વામીને તેમજ છોકરાંઓને મળી શકી પણ નથી."

એટલું બોલતાં બોલતાં લુસી રોઇ પડી. પારકાનું દુઃખ જોઇને મનુષ્યના મનમાં સ્વાભાવિક રીતે જ તેને આશ્વાસન આપવાની ઇચ્છા થાય છે. એમેલિન પણ લુસીના દુઃખની વાત સાંભળીને તેને સાંત્વનાસૂચક બે શબ્દો કહેવા ઇચ્છતી હતી; પરંતુ શું કહેવું તેની કંઇ તેને સમજણ પડી નહિ. તેઓ પોતાના હાલના માલિકના ભયથી એટલી બધી તો બ્હી ગઇ હતી કે તેમના અંતઃકરણમાંથી કાંઇ ઉદ્ગારો જ નીકળતા નહોતા.

ઘોર સંકટના સમયે પણ ઇશ્વરના ઉપર અચળ આસ્થા રાખવાથી મનુષ્યને ઘણી ધીરજ આવે છે. લુસી અશિક્ષિત હોવા છતાં પણ તે ઘણી ધર્મપરાયણ હતી. એમેલિનને પણ ધર્મનું સારૂં શિક્ષણ મળ્યું હોવાથી તેનું હૃદય ધર્મભાવથી ભરપૂર હતું. પરંતુ એ બન્ને સ્ત્રીઓ એવી દુર્દશામાં પડી હતી, એવા રાક્ષસ પ્રકૃતિના લંપટ ઇંગ્રેજના હાથમાં પડી હતી કે, તેવી અવસ્થામાં ધાર્મિકમાં ધાર્મિક મનુષ્ય પણ ઇશ્વર પ્રત્યે વિશ્વાસ રાખીને સાંત્વના મેળવી શકે કે કેમ એ વિષે સંદેહ છે.

સ્ટીમર ધીમે ધીમે આગળ વધવા લાગી. અંતે એક ન્હાના નગરની પાસે આવીને તેણે લંગર નાંખ્યું. લેગ્રી પોતાનાં દાસ-દાસીઓને લઇને ત્યાં જ ઉતર્યો.



# પ્રકરણ ૩૫ મું.

## નરરાક્ષસનું નરકાગાર !



એક અતિ દુર્ગમ તથા ખરાબ રસ્તે થઇને એક ભાંગેલી ગાડી ચાલી જાય છે અને તેની પાછળ પાછળ ટૉમ તથા બીજા કેટલાક ગુલામે ચાલે છે. ગાડીમાં લેગ્રી મહાશયની સ્વારી બિરાજમાન થયેલી છે. ગાડીના પાછલા ભાગમાં કેટલોક સર-સામાન ભરવામાં આવ્યો છે, તથા તેનાથી થોડે દૂર બે સ્ત્રીઓ એક જ સાંકળમાં બેગી બંધાયેલી બેઠી છે. લેગ્રી સાહેબ દાસ-દાસીઓને સાથે લઇને પોતાના ખેતર તરફ જાય છે.

એ જનશૂન્ય વિકટ માર્ગ દરેક મુસાફરને અતિ દુઃખદાયક લાગતો હતો. તેમાં પણ આ સ્ત્રી, પુત્ર, પરિવારથી વિખુટાં પડેલાં ગુલામોને તો ઘણો જ દુઃખદાયક જણાવા લાગ્યો. એ સઘળાંમાંથી કેવળ લેગ્રી સાહેબનું મુખ હસ્તું જણાતું હતું. તે વચ્ચે વચ્ચે બ્રૅન્ડીની બાટલીમાંથી ગ્લાસમાં દારૂ કાઢીને પીતો હતો. થોડે દૂર ગયા પછી અધિક સુરાપાન કરવાથી લેગ્રી ઉત્તેજીત થઈ ગયો અને સુરાદેવીના નિશામાં ચકચૂર થઇને સઘળાં ગુલામોને ગાયન ગાવાનો હુકમ કરવા લાગ્યો. શું એવી દુઃખી અવસ્થામાં હૃદયમાંથી સંગીતનો ધ્વની નીકળી શકે ખરો કે ?—તેથી તેઓ એક બીજાંના મ્હોં તરફ જોવા લાગ્યાં. પરંતુ લેગ્રી તેઓને ચાબુકના ફટકા મારતાં મારતાં બોલ્યો : "ચાલો, ગાયન ગાઓ." ત્યારે ટૉમ નીચે પ્રમાણે તેની સાદી ભાષામાં ગાયન ગાવા લાગ્યો;—

"મારા યરૂશાલેમ, સુખના ધામ;
અહા ! કેટલું મધુર છે તારૂં નામ.
આવશે જ્યારે સકળ દુઃખોનો અંત;
ત્યારે કરવા સમર્થ થઇશ ઇશ્વર તણાં દર્શન."

લેગ્રીએ ટૉમનું ગાયન સાંભળી ગુસ્સે થઇને તેની પીઠ ઉપર ચાબુકનો પ્રહાર કરતાં કરતાં કહ્યું : "મને એવા ધર્મગીતો સાંભળવા ગમતાં નથી. મારે તો લહેજ્જતદાર ગાયન સાંભળવું છે." તેથી લેગ્રીની સાથે તેનો જૂનો નોકર હતો તે એક હાસ્યજનક ગાયન ગાવા લાગ્યો.

લેગ્રી પણ તેના સૂરમાં પોતાનો સૂર મેળવીને ગાવા લાગ્યો. એ પ્રમાણે ગાતાં ગાતાં તેઓ માર્ગ કાપવા લાગ્યા. કેટલીકવાર પછી લેગ્રીએ ઍમેલિન-

ના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું : "હવે મારૂં ઘર પાસે આવી પહોંચ્યું છે." લેગ્રીએ જ્યારે એમેલિનનો તિરસ્કાર કર્યો હતો. ત્યારે તેને ઘણો ભય ઉપજ્યો હતો. પરંતુ એ નરાધમે જ્યારે તેની સાથે એ પ્રમાણે પ્રેમથી વાત કરી ત્યારે તે મનમાં વિચાર કરવા લાગી કે, આ કરતાં જો લેગ્રીએ તેને લાત મારી હોત તો સારૂં. લેગ્રીની આંખોનો ભાવ જોઇને એમેલિનનું અંતઃકરણ ધ્રુજી ઉઠયું. તેણે પોતાના ખભા ઉપરથી લેગ્રીના હાથને ખસડી નાંખ્યો અને પૂર્વે જણાવેલી સ્ત્રીની સોડમાં જઇને બેસી ગઈ તથા સંકટના સમયે એક બાળક જેવી રીતે પોતાની માતા પ્રત્યે નિહાળે તેવી રીતે તે દુઃખપૂર્ણ દૃષ્ટિથી તેના તરફ જોવા લાગી.

લેગ્રીએ એમેલિનના કાનને સ્પર્શ કરી પુનઃ કહ્યું : "તું એરીંગ પહેરતી નથી ? તારી પાસે એરીંગ નથી કે ?"

એમેલિને કહ્યું : "જી ના. મને એરીંગ પહેરવા ગમતાં નથી.

લેગ્રી બોલ્યો : "જો તું મારૂં કહ્યું માનીશ તો હું તને ઘેર જઇને એક જોડી એરીંગ આપીશ. તારે બ્હિવાનું શું છે ? હું તારી પાસે મહેનતનું કામ કરાવીશ નહિ. તું મારી સાથે ઘણી મોજમજાહ કરજે. મ્હોટા ઘરની સ્ત્રીઓની માફક તું મારે ત્યાં રહી શકીશ; પરંતુ તારે મારૂં કહ્યું માનવું પડશે."

એમેલિનની સાથે લેગ્રી એ પ્રમાણે વાર્તાલાપ કરતો હતો એટલામાં ગાડી ખેતર આગળ આવી પહોંચી. એ ખેતર પહેલાં એક બીજા ઇંગ્રેજને આધિન હતું. તે લેગ્રીના જેવો નરાધમ નહોતો. તેના વખતમાં એ સ્થળ અત્યારના જેવું ભયંકર લાગતું નહોતું. પરંતુ તે ભાગ્યદેવીના ભયંકર સપાટામાં આવી જવાથી કરજદાર થઈ ગયો અને તેની પાસેથી લેગ્રીએ એ જમીન સસ્તામાં ખરીદી લીધી. હાલમાં એ સ્થળ જોતાં ખરેખર નરકાગારનો ભાસ થતો હતો.

ગાડી કમ્પાઉન્ડમાં આવી પહોંચતાં ગાડીનાં પૈડાંનો અવાજ સાંભળીને ઘરમાંથી ત્રણ ચાર *દાસ-શિકારી કુતરાંઓ ભસતાં ભસતાં બ્હાર આવ્યાં. એ કુતરાંઓ ટૉમ તથા બીજા નવા ગુલામોને અવશ્ય કરડી ખાત. પરંતુ પાછળથી ઘરમાંના એક ગુલામે તેમને હાંક પાડી તેમજ લેગ્રી ગાડીમાંથી ઉતરીને તેમના શરીર ઉપર હાથ ફેરવવા લાગ્યો.

ટૉમ તથા બીજા નવા ગુલામોના તરફ જોઇને લેગ્રી કહેવા લાગ્યો : "જોયું, મેં કેવા બહાદુર કુતરા રાખ્યા છે ? જો ન્હાસવાનો યત્ન કર્યો તો એમ જ માનજો કે, મૃત્યુના મુખમાં જ પડશો. મારા બહાદુર કુતરાઓ તમને ક્ષણવારમાં પકડી પાડીને ફાડી ખાશે."

---

* ન્હાશી ગયેલા ગુલામોને શોધી કાઢનાર કુતરા.

એમ કહીને તેણે 'સૅમ્બો' નામથી હાંક પાડી. થોડીવારમાં એક નરપિશાચ જેવો જણાતો ગુલામ આવી પહોંચ્યો. તેણે જોઇને લેગ્રીએ પૂછ્યું : " કેમ, કામકાજ તો બરાબર ચાલે છે ને ? "

સૅમ્બો બોલ્યો : " હા, સરકાર ! " પછી ' કુઇમ્બો ' નામથી હાંક પાડી. તે સાંભળીને એક બીજો પિશાચ જેવો માણસ ત્યાં આવ્યો. તે અત્યારસુધી દૂર ઉભો રહીને માલિકનું ધ્યાન પોતાના તરફ આકર્ષવા માટે યત્ન કરી રહ્યો હતો. લેગ્રીએ તેને કહ્યું : " મેં તને જે કામ કરવાનું કહ્યું હતું તે પૂરૂં કર્યું કે ? "

કુઇમ્બોએ ઉત્તર આપ્યો : " હા જી. "

એ બન્ને નરપિશાચો લેગ્રીના ખેતરના પ્રધાન કાર્યવાહક હતા. ઘણા વખતથી નિર્દય કાર્યો કરીને તેમનાં અંતઃકરણ એવાં નિષ્ઠુર બની ગયાં હતાં કે, ગમે એવું નીચ કાર્ય કરતાં તેઓ પાછી પ્હાની કરે એવા નહોતા. લેગ્રીએ જેવી રીતે શિકારી કુતરાંઓને ક્રૂર સ્વભાવના બનાવી દીધા હતા તેવીજ રીતે આ બન્ને ગુલામોને પણ ઘણા ક્રૂર સ્વભાવના બનાવ્યા હતા. દાસત્વ-પ્રથા-પ્રચલિત પ્રદેશમાં એ સીધીઓ ઇંગ્રેજો કરતાં પણ અધિક ક્રૂરતાથી વર્તતા હતા. તેનું મૂળ કારણ બીજું કાંઇ જ નથી. કેવળ તેમના આત્માનું હદ કરતાં પણ અધિક અધઃપતન થઈ ગયું હતું. જગતમાં કોઇ પણ સ્થળે અત્યાચારથી પિડાતી અથવા સદાની પરાજિત જાતિના લોકોના મનમાં કોઈ પણ પ્રકારનો વીરોચિત ભાવ રહેવા પામતો નથી. એવી જાતિના લોકોના હૃદયમાં નીચતા, સ્વાર્થપરાયણતા, દ્વેષ, હિંસા વગેરે વિવિધ પ્રકારનાં દોષો પોતપોતાનું ઘર કરી લે છે. એટલા માટે જ સીધી ગુલામો સ્વજાતિય લોકોના ઉપર જુલ્મ કરતાં જરા પણ અચકાતા નહોતા.

લેગ્રીએ પોતાના ખેતરનું કામકાજ વ્યવસ્થાપૂર્વક ચલાવવાને માટે એક યુક્તિ કરી હતી. તે સારીપેઠે જાણતો હતો કે, અત્યાચારથી પીડાતી જાતિના લોકોમાં સંપ હોતો નથી—એકબીજા પ્રત્યે સહાનુભૂતિ હોતી નથી. સૅમ્બો કુઇમ્બો ઉપર વેરભાવ રાખતો હતો અને કુઇમ્બો સુયોગ મળતાં સૅમ્બોનું અનિષ્ટ કરવાનું ભૂલતો નહિ. ખેતરનાં સકળાં ગુલામો એ બન્ને જણા ઉપર દ્વેષભાવ રાખતા હતા. લેગ્રી, સૅમ્બોનો વાંક કુઇમ્બોના મ્હોડેથી અને કુઇમ્બોનો વાંક સૅમ્બોના મ્હોડેથી સાંભળી લેતો હતો.

લેગ્રીની સ્હામે તેના બે કાર્યવાહકો ઉભા રહેવાથી ત્રણે દૈત્યો એકત્ર થયા ન હોય, એવો ભાસ થયો હતો. તેમના સ્વભાવ હિંસ્ર પ્રાણીઓ કરતાં

ઘણુ અધિક ક્રૂર હતાં. તેમની ભીષણ મૂર્તિ, ભયદર્શક નેત્રો, તથા કર્કશ સ્વર એ સ્થાનને માટે સર્વથા યોગ્ય જણાતા હતા.

લેગ્રી બોલ્યો: "સૅમ્બો, આ ગુલામોને તેઓને રહેવાની જગ્યાએ લઇ જા, અને આ સ્ત્રી હું તને સોંપું છું. મેં તારે માટે એક ગોરી ગુલામડી લાવવાનું તને વચન આપ્યું હતું, તેથી હું લેતો આવ્યો છું. જા, તેને તારી સાથે લઈ જા."

એમ કહીને એમેલિનની સાથે બાંધેલી લુસીને તેણે મુક્ત કરી અને તેને સૅમ્બોની તરફ હડસેલી દીધી.

લુસી ચમકીને બે ડગલાં પાછળ ખસી ગઇ. તે બોલી: "પ્રભુ! ન્યુઓર્લિન્સમાં મારા સ્વામી હયાત છે."

લેગ્રીએ કહ્યું: "તેથી શું થયું? શું તને અહિંયાં કોઈ પુરૂષની જરૂર નહિ પડે કે? હું તારી વાત સાંભળવા માગતો નથી." એમ કહીને તેણે હાથમાં ચાબુક લીધો અને લુસીના તરફ લાલચોળ નેત્રો કરી કહ્યું: "જા, ગુપચુપ સૅમ્બોની સાથે જતી રહે."

ત્યારપછી તે એમેલિનના તરફ જોઇને બોલ્યો: "વ્હાલી, તું મારી સાથે આવ."

લેગ્રીએ જ્યારે બારણામાં ઉભા રહીને એમેલિનને 'વ્હાલી'ના નામથી બોલાવી ત્યારે ઝરૂખામાંથી એક સ્ત્રીનું મ્હોં દેખાયું. જેવો લેગ્રી બારણું ઉઘાડીને ઘરમાં ગયો કે તરત જ તે સ્ત્રીએ ક્રોધસૂચક સ્વરે તેને બે ચાર વાતો સંભળાવી દીધી. લેગ્રી તેના ઉત્તરમાં બોલ્યો: "ચુપ રહે. હું મારી ઇચ્છાનુસાર કરીશ. મારી ઇચ્છામાં આવશે તો એકને બદલે ત્રણ લઈ આવીશ."

ટૉમ અશ્રુપૂર્ણ નેત્રોથી એમેલિનના તરફ નિહાળી રહ્યા હતો. ત્યારપછી ટૉમ સૅમ્બોની સાથે ચાલ્યો ગયો.

લેગ્રીનાં દાસ-દાસીઓને રહેવાનું સ્થળ ઘણું જ ગંદુ હતું. ગુલામોને રહેવા માટે અશ્વશાળાની માફક સુકા ઘાસની ન્હાની ન્હાની ઝુંપડીઓ બાંધવામાં આવી હતી. એ સર્વ ગંદી ઝુંપડીઓ જોઇને ટૉમનું હૃદય સુકાઇ ગયું. તે સૌથી પહેલાં પોતાના બાઇબલને મૂકવાને માટે ઝુંપડીમાં કોઇ તાકું શોધવા લાગ્યો. પછી સૅમ્બોને કહ્યું: "આ બધી ઝુંપડીઓમાંથી મને કઇ ઝુંપડી આપવામાં આવશે?"

સૅમ્બો બોલ્યો: "હમણાં મને કાંઇ ખબર નથી. બધી ઝુંપડીઓ ભરેલ છે. તને કઇ ઝુંપડી આપશે તે હું જાણતો નથી."

ઘણીવાર પછી ટૅામને રહેવા માટે એક ઝુંપડી આપવામાં આવી. પરંતુ એ કેવી જગ્યા હતી તે હમણાં જણાવવાનું કાંઇ પ્રયોજન નથી. "

× + × × +

સ્હાંજે ખેતરમાંથી દાસ–દાસીઓ પોતાની ઝુંપડીઓ તરફ પાછા ફર્યાં. તેમના દરેકના શરીર ઉપર ફાટેલાં લુગડાં હતાં. સઘળાનાં શરીર ઉપર ધૂળ ચોંટેલી હતી તથા મુખ કરમાઇ ગયા હતાં. દુષ્કાળથી પીડાતા લોકોની માફક ક્ષુધા તથા તૃષાથી વ્યાકુળ થઇને તેઓ પોતપોતાની ઝુંપડીઓમાં આવ્યાં. સ્હવારથી સ્હાંજ સુધી તેમણે ખેતરમાં સખ્ત મહેનતનું કાર્ય કર્યું હતું, તથા કેટલીયેવાર ઓવરસીયરોના હાથનો માર ખાધો હતો. હવે આ વખતે દરેક જણને એક એક પવાલી ઘઉં આપવામાં આવ્યા. તેઓ હવે ઘઉંને દળીને રોટલીઓ બનાવશે. ટોમ દરેકના મ્હોનું અવલોકન કરીને જોવા લાગ્યો કે, એમાં કાઇ પોતાનો સાથીદાર થવાને યોગ્ય છે કે નહિ. પરંતુ તેમનામાંથી એકજણમાં પણ મનુષ્યાત્મા હોય એમ તેને લાગ્યું નહિ. પુરૂષો પશુ જેવાં ક્રૂર, સ્વાર્થી તથા નિર્દય હતા; સ્ત્રીઓ અત્યાચારથી પીડાયેલી તથા ઘણી નબળી હતી. તેઓમાં જે બળવાન હતી તે બીજી સ્ત્રીઓને દૂર હડસેલી મૂકી પોતાનું કાર્ય કરીને ચાલી જતી હતી. કોઇના મ્હોં ઉપર દયાનું ચિહ્ન સુદ્ધાં જણાતું નહોતું. દરેકજણ એક બીજા પ્રત્યે વેરભાવથી જોઈ રહ્યા હતા. સૌ પોતપોતાના પેટની ચિન્તા કરતા હતા. વાસ્તવિક રીતે ભીષણ અત્યાચાર સહન કરી કરીને તેમનાં અંતઃકરણ પાષાણ જેવાં કઠણ થઇ ગયાં હતાં. ભુખ તથા તરસ સિવાય માનવ પ્રકૃતિની બીજી સર્વ પ્રકારની સ્વભાવ–સિદ્ધ આકાંક્ષાઓ ઘટી ગઇ હતી. સ્હાંજે તેઓને જે પાશેર પાશેર ઘઉં આપવામાં આવતા તે તેઓ જૂદા જૂદા દળી લેતા. ગુલામોની સખ્યાના પ્રમાણમાં ઘંટીઓ ઘણી જ થોડી હતી. તેથી મોડી રાત સુધી ઘંટીઓ ફર્યા કરતી. જેઓ બળવાન હતા, તેઓ પોતાનું કામ સૌથી પહેલું કરી લેતા; નિર્બળોનો સૌથી પછી ભોજન તૈયાર કરવાનો વારો આવતો.

લેગ્રીએ સૅમ્બોને જે પ્રોઢા સ્ત્રી સોંપી હતી તેને એક થેલી ઘઉં આપતાં સૅમ્બોએ કહ્યું : " તારૂં નામ શું ? "

સ્ત્રીએ કહ્યું : " લુસી. "

સૅમ્બો બોલ્યો : "લુસી, હવેથી તું મારી સ્ત્રી છે. તું આ ઘઉં દળીને આપણા માટે રોટલીઓ બનાવ. "

લુસીએ કહ્યું : " હું તમારી સ્ત્રી નથી, અને થઇશ પણ નહિ. તમે અહિંથી જતા રહો. "

સૅમ્બોએ કહ્યું : "જો હવેથી આવું બોલીશ તો લાકડીથી તારૂં માથું જ ભાંગી નાંખીશ."

લુસીએ કહ્યું : "તમારી જેવી ઇચ્છા. જેમ મ્હોત વહેલું આવે તેમ સારૂં. જો અત્યાર પહેલાં હું મરી ગઈ હોત તો ઘણું સારૂં થાત."

સૅમ્બો તે સ્ત્રીને મારવા તૈયાર થયો તે જોઈ કુઇમ્બો બોલી ઉઠયો : "ખબરદાર સૅમ્બો, લોકોને મારી કામનું નુકસાન કરે છે! હું શેઠને કહી દઇશ." કુઇમ્બો પોતાના ઘઉં દળતો હતો. તેના પહેલાં ત્રણ ચાર સ્ત્રીઓ ઘઉં દળવા માટે ઉભી રહી હતી પણ તેઓને દૂર હડસેલી મૂકીને તે પોતાના ઘઉં દળતો હતો. તેથી સૅમ્બો બોલ્યો,—

"હું પણ શેઠને કહી દઇશ કે ચાર સ્ત્રીઓને દૂર હડસેલી મૂકીને તું તારા ઘઉં દળી લેતો હતો."

ટૉમને આખો દિવસ પગે ચાલવું પડયું હતું. તેથી તે થાકીને લોથ-પોથ થઇ ગયો હતો અને ભૂખ પણ કકડીને લાગી હતી; પરંતુ ખાવાનું ઠેકાણું કયારે પડશે તે હજી નક્કી નહોતું. કુઇમ્બોએ તેના હાથમાં ઘઉંની થેલી આપતાં કહ્યું : "જા, જઇને રાંધી ખા. આ એક અઠવાડિયાનો ખોરાક છે." ટૉમ લગભગ મધ્ય રાત્રિ સુધી રાહ જોઇને બેસી રહ્યો છતાં ઘઉં દળવાનો તેનો વારો ન આવ્યો. રાત્રે એક વાગ્યે જ્યારે ઘંટી ખાલી પડી ત્યારે તેણે જોયું કે, બે માંદી સ્ત્રીઓ ઘંટીની પાસે બેસી રહી છે. તેમના શરીરમાં શક્તિ નથી. કોઇએ તેમને ઘઉં દળવા દીધા નહોતા. ટૉમે ઉઠીને પ્રથમ તેમના ઘઉં દળી આપ્યા અને પછી પોતાના ઘઉં દળ્યા. આ સ્થળે દયાનું આ પ્રથમ દૃષ્ટાંત હતું. અત્યાર પહેલાં અહિં કોઇએ કોઇના પ્રત્યે દયા દેખાડી નહોતી. અહિંયાંને માટે આ એક અલૌકિક વાત હતી. જો કે તે એક ઘણું સામાન્ય દયાનું કામ હતું, તથાપિ ટૉમનું એ આચરણ જોઇને એ સ્ત્રીઓનાં અંતઃકરણ કૃતજ્ઞતાથી ભરાઇ આવ્યાં. તેના બદલામાં તેમણે ટૉમ-ની રોટલીઓ તૈયાર કરી આપી. જ્યારે તે સ્ત્રીઓ રોટલીઓ તૈયાર કરતી હતી, ત્યારે ટૉમે ચુલાની પાસે બેસી ખિસ્સામાંથી બાઇબલ કાઢયું. તેના હાથમાં બાઇબલ જોઇને એક સ્ત્રીએ પૂછયું :—"તમારા હાથમાં એ શું છે?"

ટૉમે ઉત્તર આપ્યો: "બાઇબલ, આપણું ધર્મપુસ્તક."

સ્ત્રી : "કેન્ટાકિ છોડયા પછી બાઇબલનું નામ સુદ્ધાં સાંભળ્યું નથી."

ટૉમ : "શું તું પહેલાં કેન્ટાકિમાં હતી?"

સ્ત્રી : "હા, ત્યાં સુખમાં હતી. આવી દુર્દશા થશે તેની સ્વપ્નમાં પણ ખબર નહોતી."

૮

બીજી સ્ત્રીએ પૂછ્યું: " એ કયું પુસ્તક કહ્યું ? "

ટૉમ: " બાઇબલ. "

બીજી સ્ત્રી: " બાઇબલ કોને કહેવાય ? "

પ્રથમ સ્ત્રી: " શું તેં કદાપિ એ પુસ્તકનું નામ સાંભળ્યું નથી ? "

"કેન્ટાકિમાં મારી શેઠાણી કોઇ કોઇવાર એ પુસ્તક વાંચ્યા કરતી હતી."ત્યારે બીજી સ્ત્રીએ ઉત્તર આપ્યો: " હું સાંભળતી હતી. અહિંયા તો ફક્ત ગાળો અને બિભત્સ શબ્દો જ સાંભળવામાં આવે છે. વારૂ, તમે જરા વાંચો તો હું સાંભળું. "

ટૉમ બાઇબલમાંથી વાંચવા લાગ્યો: " હે થાકી ગયેલા મનુષ્યો! તમે મારી પાસે આવો. હું તમને વિશ્રામ આપીશ. "

પ્રથમ સ્ત્રી બોલી:"અહા કેવી સુંદર વાત છે! એ કોણ કહે છે વારૂ?"

ટૉમ: " ઇશ્વર. "

પ્રથમ સ્ત્રી: " એ ક્યાં રહે છે તેની જો માહિતી હોત તો હું તેની પાસે જાત. તેની પાસે ગયા વિના મને વિશ્રામ મળશે નહિ. મારૂં શરીર ઘણુંજ દુર્બળ થઇ ગયું છે; તેમાં વળી સૅમ્બો મને નિરંતર માર્યા કરે છે. કોઈ દિવસે પણ મધ્ય રાત્રિ કરતાં વહેલું ખાવાનું મળતું નથી. જ્યાં ખાઇ રહીને જરા નિદ્રા આવી જાય છે કે તરત જ સવાર પડી જાય છે અને ખેતરમાં જવાનો ઘંટ વાગે છે. જો પરમેશ્વરનું રહેઠાણ માલૂમ હોત તો તેની પાસે જઇને આ બધું કહેત. હા પરમેશ્વર! હવે તો આ દુઃખ સહન થતું નથી. "

ટૉમ: " ઇશ્વર તો સર્વવ્યાપક છે. તે સર્વત્ર રહે છે. "

સ્ત્રી: " હું તમારી વાત ઉપર વિશ્વાસ રાખી શકતી નથી. એવી વાતો મેં ઘણીવાર સાંભળી છે કે, પરમેશ્વર અહિં છે, ત્યાં છે; પરંતુ મારૂં દુઃખ જોઇને તે કંઇ પણ કરતો નથી. તે મારો ઉદ્ધાર કરતો નથી. હું તો હવે ઝુંપડીમાં જઇને સુઈ જાઉં છું. અહિં ઇશ્વિર કદાપિ નથી. "

એમ કહીને તે સ્ત્રી જતી રહી. ટૉમ એકલો બેસીને પ્રાર્થના કરવા લાગ્યો.

આસ્માની આકાશમાં જેવી રીતે ચંદ્રમા ઉદય થઇને ચુપચાપ ગંભીરતા પૂર્વક જગતનું નિરીક્ષણ કરે છે, તેવી જ રીતે પરમેશ્વર ચુપચાપ ગંભીરભાવથી જગતનાં પાપ, તાપ તથા અત્યાચારો જોઇ રહ્યો છે. તેથી જે વખતે એ કાળો ગુલામ હાથમાં બાઇબલ લઇને નિસ્સહાય અવસ્થામાં તેને પોકારી રહ્યો હતો. તે વખતે તેની પ્રત્યેક વાત પરમાત્માના કાનસુધી પહોંચી હતી.

પરંતુ ઇશ્વિર સર્વવ્યાપક હોવાથી અહિંયા પણ હાજર છે એવું તે એ અભણ સ્ત્રીને કેવી રીતે સમજાવી શકે? એવા અત્યાચાર તથા દુઃખમાં પડેલી અભણ સ્ત્રી ઇશ્વિર પ્રત્યે વિશ્વાસ રાખી શકે એ શું સંભવિત છે?

ટૉમને આજે પ્રાર્થના કરી રહ્યા પછી પૂર્ણ શાંતિ મળી નહિ. તે ઉદ્વિગ્નચિત્તે સુઇ રહેવાને ગયો. ઘરમાં ગંદી હવા તથા દુર્ગંધીને લીધે તેને બ્હાર આવવાનું મન થતું હતું; પરંતુ શું કરે, તે તદ્દન થાકી ગયો હતો. તેથી નિરૂપાયે સૂઇ રહ્યો. ક્ષણવારમાં તે ઉંઘી ગયો. નિદ્રિતાવસ્થામાં તે સ્વપ્ન નિહાળવા લાગ્યો, જાણે તે સરોવર પાસે આવેલા ઉદ્યાનમાં એક પત્થરના બાંકડા ઉપર બેઠો છે, તથા ઇવા ગંભીર સ્વરે તેની આગળ બાઇબલ વાંચી રહી છે; કે—

" જ્યારે તમે પાણી ઉપર થઇને ચાલ્યા આવશો, ત્યારે હું તમારી સાથે રહીશ. તેથી પાણી તમને ડૂબાડી શકશે નહિ. જ્યારે અગ્નિમાં કૂદશો ત્યારે પણ હું તમારી સાથે રહીશ, તેથી અગ્નિ તમને બાળી શકશે નહિ. હું જ તમારો પ્રભુ તથા પરમેશ્વર છું. "

એ શબ્દો સુમધુર સંગીતની માફક ટૉમના કાનોમાં પ્રવેશ કરવા લાગ્યા. જાણે ઇવા સુવર્ણ રથ ઉપર આરૂઢ થઇને વારંવાર તેના તરફ સ્નેહપૂર્ણ દૃષ્ટિથી જોતી આકાશ માર્ગે ઉડતી હતી અને રથમાંથી તેના ઉપર પુષ્પની વૃષ્ટિ કરતી હતી.

ટૉમ જાગ્રત થયો. પરંતુ આ કેવું સ્વપ્ન? અવિશ્વાસી મનુષ્ય એને સ્વપ્ન માનીને અસત્ય ગણી શકે; પરંતુ જે દયાળુ દીલની બાલિકાએ જીવિત અવસ્થામાં સદૈવ બીજાનું દુઃખ જોઇને આંસુ પાડયા હતા, તે શું મૃત્યુ પછી દુઃખીને ધીરજ આપવાને આવી ન શકે કે? શું એ અસંભવિત છે? કદાપિ નહિ.



# પ્રકરણ ૩૬ મું.



## કેસી.



ટૉમ ટૂંક સમયમાં લેગ્રીના ખેતરનું કામકાજ તથા ત્યાંની રીતભાત શીખી ગયો. તે કાર્ય કરવામાં ઘણો હુશિયાર હતો, તથા પોતાના પૂર્વાભ્યાસ અને ચરિત્રની સાધુતાને લીધે કોઇ કાર્યમાં ભૂલ અથવા બેદરકારી કરતો નહિ. તેનો સ્વભાવ પણ શાંત હતો, તેથી તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, કામમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા પડવા ન દેવાથી કદાચિત્ ચાબુકનો માર ખાવો નહિ પડે. અહિંયા થતા અત્યાચારો જોઇને તેનું હૃદય સ્થંભિત થઇ ગયું હતું. પરંતુ તે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખીને કામ કરવા લાગ્યો. તેનું મન કદાપિ સર્વથા નિરુત્સાહિત બની જતું નહોતું. કોઇ પણ પ્રકારે તે મંગળમય પરમાત્મા પોતાનો અવશ્ય ઉદ્ધાર કરશે એવો તેને અડગ વિશ્વાસ હતો.

લેગ્રી ટૉમનાં કામકાજ ઉપર વિશેષ લક્ષ્ય રાખવા લાગ્યો. તે ટૂંક વખતમાં જાણી શકયો કે, ટૉમ કામકાજમાં ઘણો હુશિયાર છે, તથાપિ તેના મનમાંથી ટૉમ પ્રત્યેનો વૈરભાવ કોઇ પણ પ્રકારે દૂર ન થયો. તેનું મૂળ કારણ શું હશે એ સમજી શકવાને લેગ્રી સર્વથા અસમર્થ હતો. વાસ્તવિક રીતે ટૉમના ઉપરથી લેગ્રીનો વૈરભાવ કોઈ પણ પ્રકારે દૂર થઇ શકે તેમ નહોતો. જુઠ્ઠાઓને સાચા ઉપર, પાપીઓને પુણ્યાત્મા ઉપર, તથા અધર્મીઓને ધર્માત્માઓ ઉપર એક પ્રકારનો સ્વભાવ-સિદ્ધ દ્વેષભાવ હોય છે. એટલા માટે જ સંસારમાં પરમ ધાર્મિક દેશસુધારક પોતાના જ દેશબંધુઓની દૃષ્ટિમાં ખુંચે છે, તથા જેઓને માટે તેઓ પોતાનો પ્રાણ સુદ્ધાં ત્યાગવાને તત્પર રહે છે, તેઓ જ તેમનો પ્રાણ લે છે.

લેગ્રી સારીપેઠે સમજતો હતો કે, તે ગુલામોના ઉપર અત્યાચાર કરે છે, તેથી ટૉમ તેને તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી નિહાળે છે. પરંતુ સંસારમાં સારા ખોટા સર્વે પ્રકારના લોકો બીજાના મ્હોડેથી પોતાની પ્રશંસા સાંભળવાને ઇચ્છે છે. તેમનાં આચરણ તથા મતને બીજા લોકો અનુમોદન આપતાં નથી તો તેઓને મનમાં સંતોષ થતો નથી. તેથી કોઈ કોઈવાર એવું પણ બને છે કે એક ગુલામ સુદ્ધાંનો પ્રતિકૂળ મત અસહ્ય થઈ પડે છે. તદુપરાંત લેગ્રીએ પણ જોયું કે, ટૉમ વખતો વખત દાસ-દાસીઓ પ્રત્યે દયાભાવ

દર્શાવે છે; તેઓને કંઇ કષ્ટ પડતાં તે પોતે ઘણો દુઃખી થાય છે. લેગ્રીના ખેતરમાં દાસ–દાસીઓમાં કોઈ પણ એક બીજાના ઉપર કદાપ સહાનુભૂતિ પ્રગટ કરતું નહિ; તેથી ટૉમનું આચરણ તેને અસહ્ય થઈ પડ્યું. તેણે ટૉમને પોતાના ખેતરમાં પરિદર્શકના કાર્ય ઉપર નીમવાના હેતુથી ઘણી મોંઘી કિમ્મત આપીને ખરીદ્યો હતો. પરંતુ પરિદર્શક થનાર મનુષ્ય અત્યંત નિષ્ઠુર સ્વભાવનો હોવો જોઇએ, જ્યારે ટૉમ બીજા કાર્યમાં વિશેષ નિપૂણ હોવા છતાં એ અતિ આવશ્યક ગુણથી સર્વથા વંચિત હતો. તેથી લેગ્રીએ વિચાર્યું કે, ટૉમને નિષ્ઠુર સ્વભાવનો બનાવવાને માટે જલ્દીથી કંઇ ઉપાય કરવો પડશે. તેથી વિના વિલંબે તેને હૃદય નિષ્ઠુર બનાવવાની નવિન શિક્ષાપ્રણાલીનો ઉપયોગ કરવામાં આવ્યો.

એક દિવસ પ્રાતઃકાળમાં ટૉમ તથા બીજા ગુલામો ખેતરમાં જવાને એકત્ર થયા, એટલે એક નવિન સ્ત્રી પણ તેમના ટોળામાં ભળી ગઇ. તે સ્ત્રી ઉંચી અને રંગે સ્હેજ શ્યામળી હતી. તેના હાથપગ સુકુમાર જણાતા હતા, તથા પોશાક ઉપરથી તે ગૃહસ્થ મહિલા જેવી જણાતી હતી. તેની ઉમ્મર આશરે ચાળીશ પિસતાળીશ વર્ષની હશે. તેના મ્હોંનો ભાવ એવો હતો કે તેને એકવાર જોનાર કદિ પણ તેને ભૂલી શકે નહિ. તેના મ્હોં ઉપરથી એમ લાગતું હતું કે તેના જીવનનો ઇતિહાસ અનેક કષ્ટમય તથા અદ્‌ભુત ઘટનાઓથી ભરપૂર છે. પ્રશસ્ત લલાટ, વિશાળ ઉજ્જવળ નેત્રો, તથા બાણ સમાન ભ્રકૂટીઓથી તેનું મુખમંડળ સુશોભિત થઇ રહ્યું હતું. તેના શરીરનાં અવયવો ઉપરથી અનુમાન કરી શકાતું હતું કે તે રમણી યૌવનકાળમાં અપૂર્વ રૂપલાવણ્યવતી હશે પરંતુ શોક તથા દુઃખનાં ચિહ્નોએ હવે એ સૌંદર્યનો નાશ કર્યો છે. તેના મુંખમંડળમાં વિદ્વેષ, હૃદયવિદારક નિરાશા તથા અહંકારમિશ્રિત અદ્‌ભુત સહિષ્ણુતાનો ભાવ જણાતો હતો.

એ સ્ત્રી કોણ છે અને કયાંથી આવી તેની ટૉમને બિલકુલ માહિતી નહોતી. પરંતુ તે સ્ત્રી ખેતરમાં જતી વખતે બરાબર ટૉમની પાસે પાસે જ ચાલતી હતી. ખેતરનાં બીજાં ગુલામો તેને સારી પેઠે ઓળખતાં હોય એમ માલૂમ પડતું હતું. કેમકે એ હલકા સ્વભાવના ફાટેલાં તૂટેલાં લુગડાંથી ઢંકાયેલાં ગુલામોમાંથી તેને જોઇને કોઇએ મશ્કરી કરી, કોઇ સહેજ હસ્યું, કોઈ તેના તરફ દયાથી જોવા લાગ્યું, કોઇ વળી રાજી થયું.

એકજણ બોલ્યો : “ કેમ ? હવે તો અમારી સાથે ખેતરમાં કામ કરવા આવવું પડ્યું ને ? હું ઘણો ખુશી થયો.” બીજો માણસ બોલ્યો : “હવે બાઈ સાહેબને માલૂમ પડશે કે ખેતરમાં કેવી રીતે કામ થાય છે. ”

ત્રીજી વ્યક્તિએ વળી કહ્યું : " હા, હવે જોઈશું કે તેનાથી કેવી રીતે કામ થાય છે ! તેને પણ આપણી માફક માર ખાવો પડશે. "

તે સ્ત્રી એ લોકોની વાત ઉપર બિલકુલ ધ્યાન આપ્યા વિના અભિમાનથી ચાલવા લાગી. ટૉમ સભ્ય સમાજમાં રહેલો હોવાથી તેની રીતભાત ઉપરથી સમજી ગયો કે તે કોઇ ગૃહસ્થ મહિલા હોવી જોઇએ. પરંતુ તેની આવી દુર્દશા કેમ થઇ હશે તેનો કંઈ તે નિર્ણય કરી શક્યો નહિ. તે સ્ત્રી બરાબર ટૉમની સાથે સાથે જ ચાલ્યા કરતી હતી, પણ તેણે મ્હોંમાંથી એક શબ્દ સુદ્ધાં ઉચ્ચાર્યો નહિ.

ટૉમ ખેતરમાં પહોંચતાં જ કામ કરવા મંડી પડયો. કામ કરતાં કરતાં ટૉમ વારંવાર તે સ્ત્રીની તરફ જોવા લાગ્યો. તે તેનાથી થોડે જ દૂર કામ કરતી હતી. બીજા કુલીઓના કરતાં તે વિશેષ ઝડપથી કપાસ વીણતી હતી, પરંતુ તે તિરસ્કાર તથા અભિમાનની સાથે જાણે કામ કરતી ન હોય, એમ લાગતું હતું. ટૉમની પાસે જ લુસી નામની ગુલામડી કે, જેને તેની સાથે લિલામમાંથી ખરીદવામાં આવી હતી, તે કપાસ વીણતી હતી. તે સ્ત્રી અહિં આવ્યા પછી ઘણી જ દુર્બળ તથા માંદી થઈ ગઈ હતી. તે કપાસ વીણતાં વીણતાં વારંવાર મૃત્યુની યાચના કર્યા કરતી હતી અને કોઇ કોઇવાર થાકી જવાથી જમીન ઉપર પડી જતી હતી. ટૉમે પોતાની ટોપલીમાંથી થોડો કપાસ લુસીની ટૉપલીમાં નાંખ્યો.

લુસી આશ્ચર્યચકિત થઇને બોલી ઉઠી : " અરે, આ શું કરો છો ? ના, ના, મને મદદ કરતા નહિ. કદાચ મારે માટે તમારે શિરે સંકટ આવી પડશે. "

એટલામાં પરિદર્શક સૅમ્બો ત્યાં આગળ આવી પહોંચ્યો. લુસીએ તેને પોતાના ઉપપતિ તરિકે ગ્રહણ કર્યો નહોતો, તેથી તે તેના ઉપર ઘણો ગુસ્સે થયેલો હતો. તેણે તરત જ લુસીને એક લાત મારી. લુસી બેશુદ્ધ થઇને ધરણી પર ઢળી પડી. પછી સૅમ્બો ટૉમની પાસે જઇને તેની પીઠ તથા તેના મ્હોં ઉપર ચાબુકનો પ્રહાર કરવા લાગ્યો. ટૉમ ચુપચુપ કપાસ વીણવા મંડી પડયો. પરંતુ લુસીને બેશુદ્ધ થઇ ગયેલી જોઇને સૅમ્બોના હાથ નીચેનો એક નોકર કહેવા લાગ્યો : " આ હરામજાદીને હમણાં જ શુદ્ધિમાં લાવું છું. " એમ કહી તેણે પોતાના કોટમાંથી એક ટાંકણી કાઢી તેના કપાળમાં ભોકી દીધી. તેથી વેદના થવાથી તેણે કારમી ચીસ પાડી. તે માણસ બોલ્યો: " ઉઠ હરામજાદી, મારી આગળ તારા આવા ઢોંગ નહિં ચાલે. "

લુસી શુદ્ધિમાં આવતાં સ્હેજ ઉત્તેજીત બનીને ઝડપથી કપાસ વીણવા

લાગી એ જોઇ તે માણસે કહ્યું : " જો આ પ્રમાણે ઝડપથી કામ નહિ કરે તો તને યમરાજના દરબારમાં મોકલી દઇશ. "

લુસી મનમાં બોલી : " હું યમરાજને ત્યાં જવાને ઘણી ખુશી છું. ત્યાં જવાથી આ સકળ દુઃખોનો સત્વર અંત આવી જાય ! હા પરમેશ્વર ! શું તું મને આ નરકાગારમાંથી ઉપાડી નહિ લે ? "

ટૉમ સારીપેઠે જાણતો હતો કે, જો લુસી સ્હાંજ સુધીમાં ટોપલી ભરીને કપાસ આપી નહિ શકે તો લેગ્રી તેને મારીને અધમૂવી કરી નાંખશે. તેથી તેણે પોતાની વિપદ્‌નો જરા પણ વિચાર ન કરતાં તેની ટોપલીમાં જેટલો કપાસ હતો તેટલો બધો લુસીની ટોપલીમાં નાંખી દીધો.

લુસી બોલી : " હવેથી આ પ્રમાણે ન કરતા. નહિંતર તમારે માર ખાવો પડશે."

ટૉમ કહ્યું : " તારૂં દુઃખ મારાથી જોઇ શકાતું નથી. તારે માર ખાવો ન પડે, એટલા માટે હું આવું કરૂં છું. તું મારે માટે ચિન્તા ન કરીશ."

એટલામાં અચાનક પૂર્વે જણાવેલી અપરિચિત રમણી ટૉમની પાસે આવી અને પોતાની ટોપલીમાંથી ટૉમની ટોપલીમાં થોડો કપાસ નાંખતાં બોલી : " તમે હજી અહિં નવા આવ્યા છો, તેથી અહિંયાની રીતભાતથી સર્વથા અજાણ્યા છો. અહિં એક મહિનો કામ કર્યા પછી બીજાંને મદદ કરવાનું તો દૂર રહ્યું પણ તમે પોતાનું જ કામ પૂરૂં નહિં કરી શકો. "

પરંતુ એકજણ પરિચાલક—મજૂરોનો ઉપરી તે સ્ત્રીની હીલચાલ ઉપર દેખરેખ રાખતો હતો તે હાથમાં ચાબુક સહિત ત્યાં આવ્યો, અને તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો : " કેમ, શું કરે છે ? હું બધું જોયાં કરૂં છું. અત્યારે તું મારા તાબામાં છે. તારી એ બધી ચાલાકી મારી આગળ ચાલશે નહિ. સમજી કે?"

તે રમણી તીવ્રદૃષ્ટિથી પરિચાલકના મ્હોં તરફ જોઇ રહી. તેના હોઠ હાલવા લાગ્યા, તથા તેની આંખોમાંથી અગ્નિકણ નીકળવા લાગ્યા. તે પરિચાલકને સંબોધીને કહેવા લાગી : " કુતરા, જરા મારી પાસે તો આવ. તને હું સ્વાદ ચખાડું ! હજી પણ તને શિકારી કુતરાઓ મારફતે ફાડી નંખાવવાની મારામાં શક્તિ છે. મારા મ્હોમાંથી એક શબ્દ નીકળતાંની સાથે જ તને ધગધગતા અગ્નિમાં હોમવામાં આવશે. તું મારી આગળ રૂવાબ દેખાડવા આવ્યો છે ?"

એ સાંભળી પરિચાલક સ્હેજ દબાઈ ગયો અને બોલ્યો : " ત્યારે તું ખેતરમાં કામ કરવાને શામાટે આવી છે ? મિસ કેસી, મારૂં કંઇ ખરાબ ન કરીશ હોં ! "

રમણી બોલી : " જા, મારી પાસેથી દૂર જતો રહે. "

પરિચાલક બીજી તરફ કુલીઓનું કામ જોવાને ચાલ્યો ગયો. તે રમણી

પુનઃ કપાસ વીણવા લાગી. તેને ઝડપથી કામ કરતી જોઇને ટૉમ તો દિગ્મૂઢ થઇ ગયો. તેણે સ્હાંજ પડતાં પહેલાં જ પોતાની ટોપલી ભરી લીધી. વળી તેણે વખતો વખત પોતાની ટોપલીમાંથી ટૉમની ટોપલીમાં કપાસ નાંખ્યો હતો. સંધ્યા પછી ધીમે ધીમે ચોતરફ અંધારૂં થવા આવ્યું, એટલે સઘળા દાસ-દાસીઓ પોતપોતાની ટોપલી માથે મૂકીને રૂના ગોડાઉન તરફ ચાલ્યા. લેગ્રી સઘળાનું કપાસ તોલી જોવા માટે ત્યાં બેઠો હતો, અને તેના બે પરિચાલકોની સાથે નીચે પ્રમાણે વાર્તાલાપ કરી રહ્યા હતો.

લેગ્રી બોલ્યો : " એ કાળા ગુલામ ટૉમને સુધારવો પડશે. પરંતુ તેને ઠેકાણે લાવતાં ઘણી મુશીબત વેઠવી પડશે. "

નિગ્રો સીધી પરિચાલક દાંત બ્હાર કાઢીને વિકટ હાસ્ય કરવા લાગ્યો. પણ કુઇમ્બો બોલી ઉઠયો : " આપના વિના તે સુધરશે નહિ. આપને જેવી રીતે ચાબુકથી ફટકાવતાં આવડે છે, એટલું તો શયતાનને પણ આવડતું નથી."

લેગ્રી : " એને ઠેકાણે લાવવાનો મારી પાસે એક ઘણો સરસ ઉપાય છે. ગુલામડીઓને મારવાનું કામ આપણે તેને જ સોંપીશું. "

કુઇમ્બો : "જી સાહેબ, પણ તે કાર્યએ કરવાને કદાપિ રાજી નહિ થાય. લોકોને મારવાને તે કદિ પણ કબૂલ થશે નહિ. તેનું એ ધાર્મિકપણું સહેજમાં દૂર કરી શકાય તેમ નથી. "

લેગ્રી : " હું હમણાં જ તેનો ધર્મભાવ કાઢી નાંખુ છું. "

એટલામાં સૅમ્બો ત્યાં આવીને બોલ્યો : " સાહેબ, આ જુઓ, લુસી એ આજે બિલકુલ કામ કર્યું નથી. કુલીઓમાં એના જેવી ખરાબ સ્ત્રી બીજી કોઇ પણ નથી. "

એ સાંભળી કુઇમ્બો વચ્ચે બોલી ઉઠયો : " સૅમ્બો ! ખબરદાર ! હું જાણું છું કે તું લુસી ઉપર શામાટે રોષ રાખે છે. "

સૅમ્બો તેને ઉત્તર ન આપતાં લેગ્રી તરફ જોઇને બોલ્યો : " સાહેબ, આપે જ તેને મારી સ્ત્રી થવા કહ્યું હતું; પરંતુ તે આપની આજ્ઞા જરા પણ માનતી નથી. "

લેગ્રી : " હું એને મારી મારીને યમને ત્યાં મોકલી દેત; પરંતુ શું કરૂં કે હમણાં ઘણું કામ હોવાથી નુકસાન થાય તેમ છે. "

સૅમ્બો : " લુસી ઘણી જ લુચ્ચી છે. તે બિલકુલ કામ કરતી નથી. કેવળ હેરાન કરે છે અને આ ટૉમ તેને સહાયતા આપે છે. "

લેગ્રી : " શું ટૉમે તેને મદદ કરી છે ? ત્યારે ટૉમના હાથે જ લુસીને શિક્ષા આજે કરવામાં આવશે. એથી ટૉમને પણ શિક્ષણ મળશે. એ બુદ્ધી

અધમૂવી થઇ ગઇ છે. ટૉમ એને તારી માફક જોરથી મારશે નહિ, એટલે મરી જવાની બ્હીક નથી. ”

એ સાંભળી સૅમ્બો તથા કુઇમ્બો હાઃ હાઃ હાઃ કરીને હસી પડયા.

પરિચાલક બોલ્યો : “ મિસ કેસી તથા ટૉમ પોતાની ટોપલીમાંથી લુસીને કપાસ આપતા હતા. ”

લેગ્રી : “ મિસ કેસીએ પોતાનું કામ પૂરૂં કર્યું કે નહિ ?”

પરિચાલક : “ હાજીં. જો એ કામ કરવા બેસે તો ભૂતની માફક કામ કરી શકે છે. ”

લેગ્રીએ કપાસ તોલવાની આજ્ઞા આપી. બધા કુલીઓ ઘણા થાકી ગયેલા જણાતા હતા. દરેક જણુ વારા ફરતી પોતપોતાની ટોપલી કાંટા ઉપર મૂકવા લાગ્યા. લેગ્રી દરેકનું વજન લખી લેવા લાગ્યો. ટૉમની ટોપલીનું વજન કરવામાં આવ્યું. તેનું કામ સંતોષજનક નીકળ્યું. ટૉમ ઉત્સુક નયને લુસીની ટોપલી તરફ જોઈ રહ્યો. લુસીએ ધ્રુજતા ધ્રુજતા આવી પોતાની ટોપલી કાંટા ઉપર મૂકી. જો કે વજન બરાબર હતું, છતાં આજે તેને શિક્ષા કરવાની હોવાથી કૃત્રિમ ક્રોધ દેખાડીને લેગ્રી બોલ્યો : “ કેમ, આજે પણ ઓછું કામ કર્યું કે ? વારૂ ઉભી રહે. હમણાં જ તને સીધી કરવામાં આવે છે. ”

લુસી નિરાશ થઇ જઇને ભયથી રોવા લાગી. ત્યાર પછી કેસી નામની તે નવિન સ્ત્રી ઘણી જ ઉદ્ધતાઇથી પોતાની ટોપલી લઇને આવી. લેગ્રી કૌતુહલપૂર્ણ દૃષ્ટિથી તેના મુખ તરફ જોવા લાગ્યો. રમણી સ્થિર નેત્રોથી તેને નિહાળવા લાગી. તેના હોઠ હાલવા લાગ્યા. તેણે ફ્રેંચ ભાષામાં લેગ્રીને કંઇ કહ્યું. તેણે શું કહ્યું તે કોઇ સમજી શકયાં નહિ. પરંતુ તેણે જે કંઈ કહ્યું તે ઉપરથી લેગ્રીનું મુખ સાક્ષાત પિશાચ જેવું થઇ ગયું. તેણે કેસીને મારવા માટે હાથ ઉગામ્યો. કેસી તિરસ્કાર દર્શાવી નિડરપણે ત્યાંથી ધીમે ધીમે જતી રહી.

થોડીવાર પછી લેગ્રીએ ટૉમને પાસે બોલાવી કહ્યું : “ટૉમ ! મેં તને સાધારણ કુલીનું કામ કરવા માટે કંઇ ખરીદ્યો નથી.તને પરિચાલકની જગ્યાએ નિમવાનો મારો વિચાર છે. તારી હુશિયારી જોઇ હું તને આગળ ઉપર ઉંચી પદવી આપીશ. કુલીઓને કેવી રીતે મારવામાં આવે છે તે તું તારા આટલા દિવસના અનુભવથી સમજી શકયો હોઇશ. આજે તું લુસીને ચાબુકવડે માર. એ ઘણી જ લુચ્ચી છે. ”

ટૉમ બોલ્યો : “ પ્રભુ ! મને ક્ષમા કરો. હું સ્ત્રીજાતિ ઉપર હાથ ઉગામી શકીશ નહિ. કૃપા કરી મને એ કાર્ય ન સોંપો. હું એવું કાર્ય કદાપિ કરીશ નહિ. ”

એ સાંભળી લેગ્રી ક્રોધસૂચક સ્વરે બોલ્યો: "તારે અવશ્ય એ કાર્ય કરવું જ પડશે." એમ કહીને તે ટૉમને ચાબુકથી મારવા લાગ્યો, તથા તેના મ્હોં ઉપર વારંવાર તમાચા મારવા લાગ્યો. લગભગ પંદર મિનિટ સુધી એ પ્રમાણે સતત્ પ્રહાર કરીને તે પુનઃ બોલ્યો: "હવે કહીશ કે, તેને કદાપિ નહિ મારૂં? બોલ, હવે એ સ્ત્રીને મારીશ કે નહિ?"

ટૉમના નાકમાંથી લોહી નીકળતું હતું. તે લોહી લોહતાં લોહતાં બોલ્યો: "પ્રભુ! હું બીજું બધું કામ કરીશ. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી રાત્રિ દિવસ આપનું કાર્ય કરીશ. પરંતુ સ્ત્રીને મારવાના કાર્યને હું સર્વથા અયોગ્ય માનું છું–હું એને કદાપિ મારી શકીશ નહિ. કદાપિ નહિ!"

ટૉમ હમ્મેશ અતિ નમ્રતાપૂર્વક વાત કરતો. તેથી લેગ્રીએ જાણ્યું કે, ટૉમ બ્હિ ગયો છે, એટલે હમણાં તાબે થઈ જશે. પરંતુ ટૉમનાં છેલ્લાં વચનો સાંભળીને સઘળાં કુલીઓ ગભરાઈ ગયાં. લુસી હાથ જોડીને બોલી: "ઓ પરમેશ્વર!" સઘળાં એક બીજાનાં મ્હોનું નિરીક્ષણ કરવા લાગ્યાં અને આવનાર આપત્તિની રાહ જોવા લાગ્યાં.

લેગ્રી થોડીવાર સુધી તો જડભરત જેવો થઈ ગયો, પણ થોડીવારમાં ભયંકર મૂર્તિ ધારણ કરી બોલી ઉઠ્યો: "કેમ હરામજાદા! હું તને જે કામ કરવાનું કહું છું તેને તું અયોગ્ય માને છે? શાલા ઢોર, યોગ્ય અને અયોગ્યની પંચાત કરવાની તને શી જરૂર છે? તું તારા મનમાં શું સમજે છે? તું પોતાને મોટો પંડિત માને છે, તેથી તારા શેઠની સ્હામે યોગ્ય અને અયોગ્ય કરવા બેઠો છે, કેમ? એ છોકરીને મારવાના કાર્યને તું અન્યાય માની બ્હાનાં બતાવે છે?"

ટૉમ: "પ્રભુ! હું એને મારવાના કાર્યને અન્યાય માનું છું. એ સ્ત્રી ઘણી જ દુર્બળ તથા માંદી છે. તેને મારવી એ ખરેખર નિર્દયતાનું કામ છે. એવું કાર્ય મારાથી કદાપિ થશે નહિ. પ્રભુ, જો મને મારી નાંખવાની ઇચ્છા હોય, તો ભલે તેમ કરો પરંતુ હું મારો પ્રાણ જતાં સુધી આમાંથી કોઇને પણ મારવા માટે હાથ ઉગામીશ નહિ."

ટૉમ ધીમા સ્વરે બોલ્યો હતો, પણ તેનાં વાક્યોથી તેના હૃદયની દૃઢતા તથા અડગ પ્રતિજ્ઞા જણાઇ આવતી હતી. લેગ્રી ક્રોધથી કંપવા લાગ્યો. તેનાં નેત્રોમાંથી અગ્નિકણો નીકળવા લાગ્યા. પરંતુ કોઇ ક્રૂર જાનવર જેવી રીતે પોતાના પંજામાં સપડાયેલા શિકારને તત્કાળ મારી ન નાંખતાં રમત કરી ધીમે ધીમે રિબાવી રિબાવીને મારી નાંખે છે, તેવી જ રીતે લેગ્રીએ તત્કાળ તો ટૉમને કોઈ મ્હોટી સજા ન કરી, તથા ક્રોધના વેગને સ્હેજ રોકી રાખીને મશ્કરી કરતાં કહ્યું:—

"ચાલો, અંતે આપણા જેવા પાપીઓના દળમાં એક ધાર્મિક કુતરાની પધરામણી થઈ! એ કોઇ મહર્ષિ અથવા સજ્જન પુરૂષથી ઉતરે તેમ નથી. આપણે સઘળાં પાખંડી છીએ. તે આપણાં પાપોને દેખાડવા માટે આપણી પાસે આવ્યો છે. અહા કેવો મહાન્ ધર્માત્મા પુરૂષ છે! કેમ રે હરામખોર! તું ધર્મનો ઢોંગ કરે છે, પણ તેં તારા બાઇબલમાંથી આ વાત સાંભળી નથી કે, 'અરે નોકરો, તમારા માલિકના હુકમને માન આપો.' શું હું તારો માલિક નથી? શું મેં તારા આ કાળા શરીરને માટે બારસેં રૂપિયા રોકડા આપ્યા નથી? કહે, તારૂં શરીર તેમજ તારો આત્મા મારી માલિકીના છે કે નહિ?" એમ કહીને લેગ્રીએ જોરથી ટૉમને લાત મારતાં પુનઃ કહ્યું: "બોલ, બોલ! હવે કેમ જવાબ આપતો નથી?"

એવી અસહ્ય શારીરિક વેદનામાં તથા ઘોર અત્યાચારથી મરી ગયા જેવો થઈ ગયા છતાં લેગ્રીના એ પ્રશ્નથી ટામના હૃદયમાં આનંદ થવા લાગ્યો. જયોલ્લાસ પ્રવાહિત થવા લાગ્યો. ટૉમ અચાનક મસ્તક ઉંચુ કરીને ઉભો થયો. તેના ઘાયલ થયેલા મુખમાંથી જે રક્તધારા વહી રહી હતી, તેની સાથે આંસુઓનું મિશ્રણ થવા લાગ્યું. ટૉમ વિશ્વાસપૂર્વક ઉંચે નજર કરી કહેવા લાગ્યો;—

"ના! ના! ના! સાહેબ, મારો આત્મા આપનો નથી. આપે મારો આત્મા ખરીદ્યો નથી, પણ જે આત્માનું રક્ષણ કરી શકવાને શક્તિમાન છે તે ઇશ્વિરે જ ખરીદ કર્યો છે. તેણે જ તેનું મૂલ્ય આપ્યું છે. આપ મારા શરીરને દુઃખ આપી શકશો; પરંતુ આત્માને કંઇ પણ કરી શકશો નહિ."

લેગ્રી બોલ્યો: "હું કંઈ જ કરી નહિ શકું? તારે જોવું છે? અરે સૅમ્બો! અરે કુઇમ્બો! આ કુતરાને ઠેકાણે લાવો. એક મહિના સુધી ઉભો થઈ ન શકે એટલો સખ્ત મારો."

એ બન્ને યમદૂત જેવા જણાતા નરપિશાચો તરત જ ટૉમને ઘસડી બહાર લઈ જઇને મારવા લાગ્યા. એ જોઇને લુસી વારંવાર ચીસો પાડવા લાગી.



# પ્રકરણ ૩૭ મું.

## કેસીની કર્મકથા.



રાત્રિનો લગભગ બીજો પ્રહર વીતિ ગયો હશે. ચોતરફ અંધકારનું સામ્રાજ્ય સ્થપાઇ ગયું હતું. કેટલાક ભાંગ્યા તુટ્યા સરસામાનથી તથા કોહવાઈ ગયેલા કપાસથી ભરેલી એક ન્હાની કોટડીમાં ટૉમ મારના કષ્ટથી અચેતન્ન અવસ્થામાં પડી રહ્યો છે. આખો દિવસ કંઈ પણ આહાર મળ્યો ન હોવાથી તેનો કંઠ સુકાઈ ગયો હતો. તેમાં વળી મચ્છરોના ઉપદ્રવથી તેના દુઃખમાં વિશેષ ઉમેરો થતો હતો. સ્હેજ આંખો મીંચવાનો પણ સુયોગ મળતો નથી.

પાઠક ! આવો આપણે જોઇએ કે એવા દુઃખના સમયમાં ટૉમ શું કરે છે ? તે જમીન ઉપર પડી રહીને પોકારી રહ્યો હતો કે, "હે પરમેશ્વર ! હે જગન્નિયંતા ! હે દીનબન્ધુ ! એકવાર દીનના પ્રત્યે નજર કર. પાપ તથા અત્યાચારો ઉપર વિજય મેળવવા માટે શક્તિ આપ."

એ પછી કોટડીમાં કોઇનો પગરવ સાંભળવામાં આવ્યો. તરત જ એક ફાનસમાંથી આવતો પ્રકાશ તેના મુખ ઉપર પડયો. ટૉમ બોલી ઉઠ્યો: "અહિં કોણ છે ? કૃપા કરીને મને થોડું પાણી આપો, મારૂં ગળું સુકાઈ ગયું છે."

આવનાર વ્યક્તિ કેસી હતી. તેણે હાથમાંનું ફાનસ જમીન ઉપર મૂક્યું અને પાણીનું પત્તાલું ભરીને ટૉમના મુખ આગળ ધર્યું. ટૉમ પાણી પીને જરા સ્વસ્થ થયો. તેણે બીજું પાણી માગ્યું. કેસીએ તેને વારા ફરતી બે ત્રણ ગ્લાસ પાણી પીવડાવ્યું. તે બોલી: "મારી પાસે પૂરતું પાણી છે. તમારે જેટલું પીવું હોય એટલું નિરાંતે પીજો. આવી સ્થિતિમાં તમને પાણીની ઘણી જરૂર હશે તેની મને સારી પેઠે ખબર હતી. જ્યારે જ્યારે કુલીઓમાંથી કોઇને તમારી માફક મારવામાં આવે છે, ત્યારે હું રાત્રે તેની પાસે આવીને પાણી પીવાડી જાઉં છું. હું કાંઇ આજે પહેલીવાર તમારી પાસે આવી નથી."

ટૉમ પાણી પીને બોલ્યો: "મેમ સાહેબ, હું આપને આર્શીવાદ આપું છું."

કેસી બોલી: "મને મેમ સાહેબના નામથી શા માટે બોલાવો છો ? જેવા તમે હતભાગ્ય ગુલામ છો, તેવી જ હું પણ એક અભાગિની ગુલામડી છું. તમારા કરતાં પણ હું તો ઘણી દુઃખિની છું."

એમ કહીને તે બારણાં આગળ ગઇ અને પોતાની સાથે જે પથારી

લેતી આવી હતી તે ટૉમની પાસે લઇ આવી. તેણે ટૉમને પથારી પાથરી આપી અને તેના ઉપર પાણીથી ભીની કરેલી ચાદર બિછાવી આપતાં કહ્યું: “ મારા હતભાગ્ય સાથી, ગમે તેમ કરીને અહિં આવી પથારીમાં સુઈ જાઓ. ”

ટૉમનું આખું શરીર લોહીલુહાણુ થઇ ગયું હતું. તેનામાં ઉઠવાની શક્તિ નહોતી; પરંતુ જેમ તેમ કરીને ખસતો ખસતો આવી પથારીમાં સુતો. પથારીમાં સુઇ જતાં જ તેને થોડો ઘણો આરામ થયો.

લેગ્રીના એ નરકાગારમાં લાંબા વખતથી કેસી રહેતી હોવાથી શરીરના ઘવાયેલા ભાગની ચિકિત્સા કરવાના કાર્યમાં તે વિશેષ નિપૂણુ થઈ ગઈ હતી. તે ટૉમના ઘવાયેલા ભાગો ઉપર મલમ ચોપડવા લાગી. ઔષધના ગુણથી ટૉમની વેદના કેટલેક અંશે ઓછી થઈ. એ પછી કેસીએ ટૉમનું મસ્તક ઉંચકીને ઉશિકાની જગ્યાએ થોડું રૂ મૂક્યું. તે બોલી: “ તમારે માટે મારાથી જેટલું બન્યું તેટલું મેં કર્યું. ”

ટૉમે અંતઃકરણથી તેનો આભાર માન્યો. રમણી જમીનપર બેસી ગઇ અને બન્ને હાથ ઘુંટણુ ઉપર મૂકીને તીવ્ર વેદનાસૂચક મુખે, અનિમિષ નેત્રે ટૉમના તરફ નિહાળવા લાગી. તેના મસ્તક ઉપરથી વસ્ત્ર પાછળ ખસી ગયું, અને તેનો લાંબો કૃષ્ણવર્ણ કેશકલાપ તેના શોકાતુર મુખમંડળ ઉપર વિખરાઇ ગયો.

કેટલીકવારે તે રમણી બોલી ઉઠી:—“ એથી કાંઈ લાભ નહિ થાય. હતભાગ્ય ! તમારા સઘળા પ્રયત્નો વ્યર્થ જશે. તમે આજે વિલક્ષણ સાહસ દેખાડયું હતું, ન્યાય પણ તમારી તરફેણમાં જ હતો; પણ આ સંગ્રામ વૃથા છે; એમાં તમને જય મળશે નહિ. તમે સાક્ષાત્ શયતાનના હાથમા સપડાયા છો, તેની શક્તિ અગાધ છે. અંતે તમારે નિરૂપાયે તેને તાબે થવું જ પડશે અને આત્મસમર્પણ કરવું પડશે—ન્યાયના પક્ષનો ત્યાગ કરવો પડશે.”

ન્યાયનો પક્ષ છોડવો પડશે ! શું મનુષ્ય હૃદયની દુર્બળતાએ તથા શારીરિક અસહ્ય વેદનાએ પણ તે પહેલાં તેના કાનમાં એ વાત નહોતી કહી ? ટૉમ ધ્રુજી ઉઠયો. જે પ્રલોભન—લાલચની સાથે ટૉમ અત્યાર સુધી યુદ્ધ કરતો આવ્યો હતો, તે પ્રલોભનની સાક્ષાત્ પ્રતિમા એ રમણી ન હોય, એવું ટૉમને લાગ્યું. ટૉમ દુઃખી સ્વરે બોલ્યો: “ હે પરમેશ્વર ! હે દીનદયાળ ! હું કેવી રીતે ન્યાયના પક્ષનો ત્યાગ કરી શકું ? ”

તે રમણીએ સ્થિર કંઠે કહ્યું: “ પરમેશ્વરને બોલાવ્યાથી કંઈ લાભ નથી. તે કંઇ પણ સાંભળતો નથી. મારો દૃઢ વિશ્વાસ છે કે પરમેશ્વર છે જ

નહિ; જો કદાચ હોય, તો તે આપણા પક્ષમાં નથી, તે આપણો વિરોધી છે. સ્વર્ગ, મૃત્યુ સઘળું આપણી વિરૂદ્ધ છે. સઘળાં એકત્ર થઈને આપણને નરક તરફ ઘસડી જાય છે. ત્યારે પછી આપણે શા માટે નરકમાં ન જવું ?"

ટૉમે નેત્રો મીંચી દીધાં. તે રમણીના મુખમાંથી એવાં નાસ્તિક વચનો સાંભળીને તેનું હૃદય ધ્રુજી ઉઠયું.

રમણી પુનઃ કહેવા લાગી: "જુઓ, હજી તમને અહિંયાની સઘળી માહિતી મળી નથી; પરંતુ હું સઘળું જાણું છું. છેલ્લાં પાંચ વર્ષોથી હું આ સ્થળે નિવાસ કરૂં છું. મારૂં શરીર તથા આત્મા એ નરપિશાચ નરાધમના પગ નીચે છે, તથાપિ હું તેને અંતઃકરણથી ધિક્કારૂં છું. જો અહિંયા કદાપિ તમને જીવતા જ અગ્નિમાં નાંખીને શેકી નાંખવામાં આવે, તમારા શરીરના ટૂકડે ટૂકડા કરી નાંખે, કુતરાઓની પાસે તમને ફાડી નંખાવે, ઝાડની ડાળે લટકાવીને ચાબુકના પ્રહાર કરી તમારો પ્રાણ લેવામાં આવે, તથાપિ તેને કોઈ શિક્ષા કરનાર નથી. કાયદા પ્રમાણે ગોરા ઈંગ્રેજની સાક્ષી સિવાય તેના વિરૂદ્ધમાં કામ ચલાવી ન શકાય. પરંતુ પાંચ ગાઉની અંદર એક પણ ઈંગ્રેજ વસતો નથી. અને કદાચ હોય તોપણ શું ? આ મિથ્યાવાદી વણિક જાતિએ શું કોઈ પણ પ્રકારનું અસત્ય કાર્ય કરવાનું બાકી મૂક્યું છે ? તેઓ શું તમારા માટે સત્ય વાત કહેશે ? ઈશ્વર અથવા મનુષ્યનો રચેલો એવો એક પણ કાયદો નથી કે, જેથી આપણને કાંઈ લાભ થાય. અને મારો તથા તમારો માલિક પેલો નરાધમ, નરરાક્ષસ, પૃથ્વીમાં એવું એક પણ પાપ નથી કે જે કરતાં તે પાછી પ્હાની કરે ! મેં અહિં આવીને જે જે ભીષણ અત્યાચાર જોયા છે તેનું જો સવિસ્તર વર્ણન કરૂં તો મનુષ્ય ભયથી ગાંડો જ બની જાય. એ પાપાત્માની ઇચ્છા વિરુદ્ધ વર્ત્તન કરવામાં કંઈ પણ લાભ નથી. શું એ નરાધમની સાથે હું મારી ઇચ્છાથી રહું છું ? શું મેં સભ્ય સમાજમાં રહીને શિક્ષણ લીધું નથી ? એ માણસ—હા પરમેશ્વર ! એ માણસ કેવો હતો અને કેવો થઈ ગયો ! તોપણ મેં આ પાંચ વર્ષ તેની સાથે વિતાડયા. એ પાંચ વર્ષોમાં દિવસ રાત્રિ, દરેક ક્ષણે, મેં મારા દુર્ભાગ્યને ગાળો દીધા કરી છે. પરંતુ હવે એ પાપાત્મા મારો ત્યાગ કરીને એક પંદર વર્ષની બાલિકાને પોતાની ઉપપત્ની બનાવવા સારૂ લઈ આવ્યો છે. મેં તેના મ્હોડેથી સાંભળ્યું છે કે તેની શેઠાણીએ તેને ઉંચી કેળવણી તથા ધર્મનું શિક્ષણ આપ્યું છે. તે અહિં પોતાનું બાઈબલ લેતી આવી છે—નરકાગારમાં બાઈબલ લઈને આવી છે." એમ કહીને હસી ઉન્માદિની-ની માફક હસવા લાગી.

ટૉમ તે સ્ત્રીના મુખમાંથી એવી વાત સાંભળીને ચોતરફ અંધકાર જોવા લાગ્યો. તે હાથ જોડીને બોલી ઉઠયો : " પ્રભુ, તું ક્યાં છે ? શું આ દીન દુઃખીને તું તદ્દન ભૂલી ગયો છે ? જો તું સહાય નહિ કરે તો અમારો સહાયક બીજો કોણુ થશે ? "

ક્રૅસી પુનઃ કહેવા લાગી : " વળી તમે આ કુતરા જેવા હતભાગ્ય ગુલામોને માટે શા માટે આટલું બધું કષ્ટ સહન કરો છો ? જો તેમને તક મળે તો તમારૂં અનિષ્ટ કરવાને પણુ તેઓ ચૂકે એવા નથી. તમે એ લોકોમાંથી કોઈના ઉપર પણ પ્રહાર કરવાને કબુલ ન થયા; પરંતુ જો શેઠનો હુકમ મળે, તો તેઓ તમને મારતાં જરા પણુ અચકાય નહિ. તેઓમાંથી દરેક જણુ એક બીજાને માટે નિષ્ઠુર છે ! તમારે એ લોકોને માટે દુઃખી થવાની બિલકુલ જરૂર નથી. "

ટૉમ બોલ્યો : " હાય, એ લોકો શાથી એટલા બધા નિષ્ઠુર થઈ ગયા છે ? જો હું તેમના માફક બીજાઓને ચાબુક મારવાને રાજી થાઉં તો હું પણ ટૂંક વખતમાં તેમના જેવો નિષ્ઠુર સ્વભાવનો બની જાઉં. મેમ સાહેબ, મેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે—મારૂં સઘળું ગયું છે; સ્ત્રી, પુત્ર, કન્યા બધું જતું રહ્યું છે. એક અતિ દયાળુ માલિક મળ્યો હતો, તે પણ મરી ગયો. જો કદાપિ તે એક અઠવાડિયું વધારે જીવ્યો હોત તો હું ગુલામગીરીમાંથી મુક્ત થઈ જાત. પરંતુ મનુષ્ય ધારે છે શું અને પરમેશ્વર કરે છે શું ! હવે આ સંસારમાં મારૂં કાંઈ જ રહ્યું નથી ! કંઈ જ નથી ! કંઈ જ નથી ! શું હવે હું મારો ધર્મ પણ ગુમાવી બેસું ? ના, ના. હું કદાપિ અયોગ્ય માર્ગ ગ્રહણુ કરીશ નહિ. "

ક્રૅસીએ કહ્યું : " પરંતુ આપણાં પાપ માટે શું પરમેશ્વર આપણુને અપરાધી ઠરાવશે ? મારી માન્યતા એવી છે કે, જે બળાત્કારે આપણી પાસે પાપ કૃત્યો કરાવે છે, તેને જ પરમેશ્વર આપણાં પાપને માટે દોષિત ગણુશે. "

ટૉમ : " એ ખરૂં છે. પરંતુ પાપકૃત્યો કરીને હસ્ત કલંકિત કરતાં કરતાં આપણાં હૃદય પણુ પાપી થઇ જાય ! જો કદાપિ હું સૅમ્બોના જેવો પાષાણુ હૃદયનો અને અત્યાચારી થઈ જાઉં અને પછી વિચાર કરૂં કે એમ શાથી બન્યું તો કંઈ લાભ ન નીકળે. હું જેવો દુરાચારી બની જાઉં તેવો જ પછી રહું તેની મને ફીકર છે. "

ક્રૅસી ટૉમની વાત સાંભળીને દિગ્મૂઢ જેવી થઈ ગઈ અને તેના તરફ ઉન્માદિનીની માફક જોઇ રહી. જાણે સહસા તેના હૃદયમાં નવિન

ચિન્તાએ પ્રવેશ કર્યો ન હોય! કેટલીકવાર પછી ગંભીર નિશ્વાસ મૂકીને તે બોલી:—

"હે પરમેશ્વર! હું કેવી પાપિની છું! ટૉમ! તમે ખરૂં કહ્યું! હાય! હાય! મેં શું કર્યું—સર્વસ્વનો મેં નાશ કરી નાંખ્યો!" એમ બોલતાં બોલતાં દારૂણ માનસિક વેદનાથી અસ્થિર થઇ જઇને તે જમીન પર પટકાઇ પડી.

કેટલીકવાર સૂધી ઉભય નિસ્તબ્ધ રહ્યાં. અંતે ટૉમ ધીમા સ્વરે બોલ્યો: "મેમ સાહેબ, કૃપા કરીને—"

રમણી સહસા ઉભી થઈ. તેનું મુખ પ્રથમની માફક વિષણ્ણ તથા કઠોર જણાતું હતું. ટૉમ બોલ્યો: "એ લોકોએ મને મારતી વખતે મારો કોટ પેલા ખૂણામાં ફેંકી દીધો હતો. એ કોટમાં મારૂં બાઇબલ છે. જો આપ જઇને બાઇબલ લઇ આવો તો અત્યંત ઉપકાર થાય."

કૅસી ઉઠીને બાઇબલ લઈ આવી. ટૉમ બાઇબિલમાંથી તેણે નીશાની કરેલો ભાગ દેખાડતાં બોલ્યો: "મેમ સાહેબ, કૃપા કરીને અહિંથી વાંચશો કે? પાણી પીવડાવ્યાથી જેટલો ઉપકૃત થયો છું, તેથી અધિક ઉપકૃત એટલું કાર્ય કરશો તો થઇશ."

કૅસીએ નિરસ હૃદયે તથા અશ્રદ્ધાથી બાઇબલ હાથમાં લીધું અને જ્યાં ટૉમે નીશાની કરી રાખી હતી ત્યાંથી વાંચવા લાગી. તેને સારી પેઠે લખતાં વાંચતાં આવડતું હતું. તે સ્પષ્ટસ્વરે ને મૃદુ મધુર કંઠે ઇસુ ખ્રિસ્તે વધસ્તંભ ઉપર પોતાનો પ્રાણ ત્યાગ્યો હતો તેનો વૃતાંત્ત વાંચવા લાગી. વાંચતાં વાંચતાં વારંવાર તેનો કંઠ રૂંધાવા લાગ્યો. વચ્ચે વચ્ચે સ્વર સ્ખલિત થવા લાગ્યો. એ વખતે કૅસી ક્ષણવાર ચુપ થઈ જતી હતી અને પછી જરા રહીને આત્મસંયમ કરી પુનઃ વાંચતી હતી. અંતે જ્યારે "પિતા! તેઓને ક્ષમા કરજે; કેમકે તેઓ જાણતા નથી કે, તેઓ શું કરી રહ્યાં છે."* એ વાકય વાંચવામાં આવ્યું ત્યારે પુસ્તક બંધ કરીને તે રોવા લાગી. ટૉમ પણ રોતો હતો. કેટલીકવાર પછી ટૉમ કહેવા લાગ્યો:—

"મેમ સાહેબ, જો કદાપિ આપણે ઇસુના દૃષ્ટાંતનું અનુસરણ કરી શકયા હોત, તો શું આ સંસારનાં દુઃખ તથા કષ્ટથી ગભરાઇ જાત? મેમ સાહેબ, હું સારી પેઠે સમજું છું કે તમે મારા કરતાં વિશષ કેળવાયેલાં

---

* જ્યારે ઇસુ ખ્રિસ્તને વધસ્તંભ ઉપર ચઢાવવામાં આવ્યો, ત્યારે તેણે પોતાના શત્રુઓને માટે ઇશ્વિરની આગળ એ પ્રમાણે પ્રાર્થના કરી હતી.

છો તથા દરેક પ્રકારે મારા કરતાં અધિક શ્રેષ્ટ છો; છતાં આ મૂર્ખ ગરીબ ટૉમ પણ તમને એક વિષયમાં શિક્ષણ આપવાનું સામર્થ્ય ધરાવે છે. તમે કહો છો કે, 'ઇશ્વિર આપણી વિરૂદ્ધ છે, તથા તે ગોરા ઇંગ્રેજોનો પક્ષપાત ખેંચે છે. નહિ તો તેઓ આપણા ઉપર અત્યાચાર કરે છે તેને માટે તે એ લોકોને શિક્ષા ન કરે કે? પરંતુ એમ માનવામાં ખરેખર તમારી મ્હોટી ભૂલ છે. પરમ ધાર્મિક ઇશ્વિરના પ્રિય પુત્ર ઇસુ ખ્રિસ્તને અતિ ભયંકર અત્યાચાર સહન કરવા પડયા હતા. તેમણે દીન દરિદ્રની માફક પોતાનું જીવન વ્યતિત કર્યું હતું, અંતે પાપાત્માઓએ તેમનો પ્રાણ સુદ્ધાં લીધો. પરંતુ આપણામાંથી તેમના જેવું દુઃખ કોઇને પણ ભોગવવું પડયું છે? હું દ્દઢતાપૂર્વક કહું છું કે ઇશ્વિર આપણને ભૂલી ગયો નથી. આપણે દુઃખ ભોગવીએ છીએ તેથી એમ માની લેવું ઉચિત નથી કે ઇશ્વિરે આ-પણો ત્યાગ કર્યો છે. જો આપણે તેના ઉપર દ્દઢ વિશ્વાસ રાખીને સદૈવ પાપકૃત્યોથી દૂર રહીએ તો અવશ્ય આપણને સ્વર્ગની પ્રાપ્તિ થશે. વર્ત્ત-માન વિપદ્, વર્ત્તમાન દુઃખ તથા કષ્ટો આપણા અંતરાત્માને ધીમે ધીમે શુદ્ધ કરીને ઇશ્વિરના સહવાસમાં રહેવાને યોગ્ય બનાવે છે."

કૅસી બોલી: "પરંતુ જે દુર્દશામાં પડવાથી આપણે માટે પાપમાર્ગ-થી દૂર રહેવાનું અસંભવિત થઇ જાય છે, તેવી સ્થિતિમાં તે આપણને શા માટે મૂકે છે?"

ટૉમ: "આપણે ગમે એવી સ્થિતિમાં પડીએ, તથાપિ મારી મા-ન્યતા પ્રમાણે પાપમાર્ગથી દૂર રહેવાનું આપણે માટે અસંભવિત નથી."

કૅસી: "એ બધું હવે આગળ ઉપર માલૂમ પડશે. કાલે કદાચ પુનઃ તમને સતાવશે તો શું કરશો? હું અહિંયાની દરેક વાતથી વાકેફગાર છું. તમને તેઓ કેવી રીતે રિબાવશે તેનો વિચાર કરતાં જ મારૂં હૃદય કંપી ઉઠે છે. એ પ્રમાણે તમને દુઃખ દઇને અંતે તમારી મારફતે પાપકૃત્ય કરા-વશે, અને તમારે નિરૂપાયે તેઓનું કહ્યું માનવું જ પડશે."

ટૉમ: "ઇશ્વિર! શું તું મારૂં રક્ષણ નહિ કરે? પ્રભુ! તું મારો મદદગાર થજે. તારો આ સેવક અત્યાચાર તથા દુઃખથી ભય પામી જઇને પાપમાર્ગે દોરાઈ ન જાય તેની સંભાળ રાખજે."

કૅસી: "મેં આવી રીતે ઘણું રૂદન તથા ઘણી પ્રાર્થનાઓ સાંભળી છે. પરંતુ અંતે જોયું છે કે, તેઓના દ્દઢ સંકલ્પ તૂટી ગયા છે તથા પાપા-ત્માઓએ તેમને વશીભૂત કર્યા છે. એક તરફ ઍમેલિન પણ પ્રાણપણે પ્ર-યત્ન કરી રહી છે અને તમે પણ ધર્મનો ત્યાગ ન કરવો પડે તેને માટે

યત્ન કરી રહ્યા છો; પરંતુ એથી લાભ શું થશે? કાંતો તમારે તેમની ઇચ્છાને આધિન થવું પડશે અથવા રિબાઇને મૃત્યુને આલિંગન કરવું પડશે."

ટૉમ: "વારૂ, ત્યારે હું મરવાને જ કબૂલ છું. તેની ઇચ્છામાં આવે ત્યાં સુધી ભલે તે મને સતાવ્યા કરે; પરંતુ એક દિવસ અવશ્ય મારે મરવું જ પડશે, એમાં કોઈ અટકાવ નાંખી શકશે નહિ. મૃત્યુ પછી તેઓ મને શું કરી શકશે? મરણ પછી હું તેઓના પંઝામાંથી મુક્ત થઇ શકીશ. ઇશ્વર મારી સાથે સાથે છે, તે જ મને આ પરીક્ષામાં ફતેહમંદ કરશે."

કૅસીએ કંઇ ઉત્તર ન આપ્યો. તે નીચું મસ્તક રાખીને જમીન તરફ જોઇ રહી. કેટલીકવાર પછી પોતાની મેળે જ કંઈ બોલવા લાગી: "તેમજ થશે. પરંતુ જેઓ અત્યાચાર તથા દુઃખથી ભય પામીને પાપમાર્ગે ગયા છે, તેઓની મુક્તિ થવાની જરા પણ આશા નથી. અપવિત્રતામાં રહીને અમારૂં એટલે સુધી અધઃપતન થઇ ગયું છે કે અમને પોતાના જ ઉપર તિરસ્કાર આવે છે. મરી જવાની ઇચ્છા થાય છે, પરંતુ આત્મહત્યા કરવાની હિમ્મત ચાલતી નથી. કંઇ આશા જ નથી! હાય! હાય! કંઈ આશા જ નથી! પેલી બાલિકા ઍમેલિન—એ વખતે બરાબર મારી પણ એટલી જ ઉમ્મર હતી." ત્યાર પછી ટૉમના તરફ જોઇને તે ઝડપથી કહેવા લાગી: "હું કેવી થઈ ગઈ છું, તે તમે જુઓ છો ને? પરંતુ હું ઐશ્વર્યની ગોદમાં ઉછરેલી છું. બાલ્યકાળમાં હું સુંદર પોશાક પરિધાન કરીને ફરતી હતી. મારૂં બાલ–સૌંદર્ય જોઇને સઘળા મુગ્ધ થઇ જતા હતા. જે કોઇ મારે ત્યાં આવતું તે મારા રૂપલાવણ્યની પ્રશંસા કરતું. મને હજી પણ યાદ છે કે, હું બાલ્યકાળમાં અમારા ભાઈ બ્હેનોની સાથે સંતાકુકડી રમતી હતી. મને અગિયાર વર્ષની ઉમ્મરે એક શિક્ષાશ્રમમાં મૂકવામાં આવી. જ્યાં હું સંગીત, વાદ્ય, ફ્રેંચ ભાષા, ભરતકામ, તથા બીજા અનેક વિષયોનું જ્ઞાન સંપાદન કરવા લાગી. પરંતુ ચૌદ વર્ષની ઉમ્મરે મારા પિતાનું મરણ નિપજ્યું. પિતાની અંત્યેષ્ટિ ક્રિયા વખતે હું ઘેર આવી. પિતાનું આકસ્મિક મરણ થયું હતું. જ્યારે તેમની મિલકતનો હિસાબ કાઢવામાં આવ્યો, ત્યારે માલૂમ પડયું કે એટલી મિલકતમાંથી તેમનું કરજ પતાવી શકવું મુશ્કેલ છે. લેણદારોએ મિલકતનું પત્રક બનાવતી વખતે તેમાં મારૂં પણ નામ લખ્યું. હું ગુલામડીના પેટે જન્મી હતી, પણ મને ગુલામગીરીમાંથી મુક્ત કરી દેવાનો મારા પિતાનો વિચાર હતો. પરંતુ તેમના મનની વાત મનમાં જ રહી ગઇ અને આકસ્મિક મૃત્યુ આવતાં પરલોકમાં ચાલ્યા ગયા. તેથી તેમની મિલકતમાં મારી પણ ગણત્રી

કરવામાં આવી. પિતાની અંત્યેષ્ટિ ક્રિયા થઇ ગયા પછી બીજે જ દિવસે તેમની પરિણીતા પત્ની મિલકતનો વહીવટ કરવાનું કામ પોતાના વકીલને સોંપી તેના પેટે જન્મેલા પુત્રને લઇ પોતાના પિયેરમાં જતી રહી. તેની વર્ત્તણુંકથી મને ઘણું જ આશ્ચર્ય થયું, પરંતુ તે મને એવી અવસ્થામાં મૂકીને શામાટે જતી રહી તેની મને એ વખતે સમજણ પડી નહિ. જે વકીલના હાથમાં મને બીજી મિલકતની સાથે સોંપવામાં આવી હતી, તે દરરોજ અમારે ત્યાં આવતો હતો, તથા મારી સાથે ઘણી જ સભ્યતાથી વર્ત્તતો હતો. એક દિવસ તે પોતાની સાથે એક પરમ સુંદર યુવાન ઇંગ્રેજને લઈ આવ્યો. મને લાગ્યું કે મેં તેના જેવો સુંદર યુવક પહેલાં કદિ પણ જોયો નથી. હું તે સ્હાંજને કદાપિ ભૂલી શકીશ નહિ. તેની સાથે ઉદ્યાનમાં હું ફરી હતી. હું દુઃખ તથા શોકથી તદ્દન નિરુત્સાહિત થઇ જઇને એકલી રહેતી હતી. તેણે મારા પ્રત્યે હદઉપરાંત દયા દેખાડી. તેણે મને કહ્યું કે, ‘મેં તને શિક્ષણશાળામાં ગયા પૂર્વે જ જોઈ હતી અને ત્યારથી જ હું તારા પ્રેમમાં પડ્યો છું, તથા હવે હું તારો મિત્ર તથા રક્ષક થવા ઇચ્છું છું.’ પરંતુ એ વખતે તેણે મને કહ્યું નહિ કે, મેં તને બે હજાર રૂપિયા આપીને ખરીદી છે તથા હવેથી તું મારી મિલકત બની છે. મેં મારી ઇચ્છાથી તેને આત્મસમર્પણ કરી દીધું, કેમકે તેને હું ચાહતી હતી. હજી પણ તેને ચાહું છું! જ્યાં સુધી આ દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી તેને ચાહીશ. તે જેવો સુંદર હતો તેવું જ તેનું ચારિત્ર શુદ્ધ તથા અંતઃકરણ ઉદાર હતું. તેણે મને દાસ–દાસી, ગાડી–ઘોડા, જાત જાતનું ફરનીચર તથા વસ્ત્રાલંકારથી ભરપૂર એક અતિ સુસજ્જિત મકાનમાં લાવીને રાખી. પૈસાથી જે વસ્તુઓ પ્રાપ્ત થઇ શકે છે તે સઘળી તેણે મને લાવી આપી. પરંતુ એ સર્વેને હું તુચ્છ સમજતી હતી. હું કેવળ તેના પ્રેમની ભૂખી હતી. હું ઇશ્વર તેમજ મારા આત્મા કરતાં પણ તેને વિશેષ ચાહતી હતી; તેની ક્ષુદ્ર ઇચ્છાનું પાલન કરવા માટે મારૂં સર્વસ્વ આપી શકતી હતી.

તેની આગળ મારી કેવળ એક જ પ્રાર્થના હતી—હું ઇચ્છતી હતી કે તે શાસ્ત્રાનુસાર મારી સાથે વિવાહ કરે. હું વિચાર કરતી હતી કે, જ્યારે તે મને આટલા બધા પ્રેમથી ચાહે છે, ત્યારે અવશ્ય મારી સાથે શાસ્ત્રાનુસાર લગ્ન કરી મને ગુલામગીરીમાંથી મુક્ત કરશે; પરંતુ જ્યારે હું તેની આગળ લગ્ન સંબંધી વાત કહાડતી ત્યારે તે કહેતો કે, ‘લોકાચાર અને દેશાચાર પ્રમાણે આપણો વિવાહ થઈ શકે એ સંભવિત નથી. જો આપણે એકબીજા પ્રત્યે વિશ્વાસ રાખીને ચાલીએ તો ઇશ્વરની દૃષ્ટિમાં આપણે વિવાહિત જ

છીએ.' જો એ સત્ય હોય તો શું હું તેની ધર્મપત્ની નહોતી? શું મેં તેના ઉપરના પ્રેમમાં સહેજ પણ ન્યૂનતા પડવા દીધી હતી? મેં લાગલાગટ સાત વર્ષો સુધી તેના સ્વભાવનો અભ્યાસ કર્યો હતો. તેને કેવી રીતે સુખી કરી શકાય તેની જ દિવસ રાત્રિ મારા મનમાં ચિન્તા થયા કરતી હતી. તેને માટે જ હું મારૂં જીવન સમજતી હતી. એક વખત તેને ઝેરી તાવ લાગુ પડયો હતો, ત્યારે લાગલાગટ એકવીસ દિવસ સુધી હું તેની પથારી પાસે બેસી રહી હતી. હું તેને મારા હાથે જ ઔષધ આપતી હતી. તે જ્યારે નિરોગી થઇને શય્યામાંથી ઉઠયો ત્યારે મને તેની મંગલકારિણી દેવી કહીને બોલાવ્યા કરતો હતો, અને કહેતો હતો કે તેં જ મૃત્યુના મુખમાંથી મારૂં રક્ષણ કર્યું છે. મારે પેટે બે સંતાન થયાં. પ્રથમ પુત્ર જન્મ્યો હતો. તેના પિતાના નામ પ્રમાણે તેનું નામ હેનરી પાડયું હતું. તે સર્વાંશે તેના પિતાની આકૃતિને મળતો આવતો હતો. તે સુંદર નેત્રો, તે પ્રશસ્ત લલાટ, તે કરચલીઓવાળા વાળ, સઘળું તેના પિતાને આબેહૂબ મળતું આવતું હતું; રૂપની સાથે તેણે તેના પિતાની તેજસ્વિતા તથા બીજા ગુણો પણ પ્રાપ્ત કર્યા હતા. બીજી કન્યા હતી. તે કહેતો કે આ છોકરી તને બરાબર મળતી આવે છે. વળી તે કહેતો કે સમસ્ત લુસિયાના પ્રદેશમાં તું એક અદ્વિતીય સુંદરી છે. તે મારે માટે તથા બન્ને સંતાનોને માટે ઘણું અભિમાન ધરાવતો હતો. તે મને તથા સંતાનોને સુંદર વસ્ત્રોથી સુસજ્જિત કરી ગાડીમાં ફરવાને લઇ જતો હતો. રસ્તામાં ચોતરફથી લોકોમાં મારી તથા મારા સંતાનોની જે પ્રશંસા થતી, તે મને દરરોજ કહી સંભળાવતો. અહા! એ કેવા સુખી દિવસો હતા! હું વિચાર કરતી હતી કે, મારા જેવું બીજું કોઈ ભાગ્યે જ સુખી હશે. પરંતુ તે સુખ નાશ પામ્યું! દુઃખના દિવસો આવ્યા! તેનો એક કાકાનો ભાઈ હતો, તે ન્યુઑર્લિન્સમાં આવ્યો. તેને તે અંતઃકરણથી ચાહતો હતો. પરંતુ તે માણસને પ્રથમવાર જોતાં જ મારા હૃદયમાં એક પ્રકારના ભયનો સંચાર થયો. મને લાગ્યું કે, એ માણસને લીધે અમારા સર્વસ્વનો નાશ થશે. તે માણસ હેનરીને દરરોજ ફરવા લઈ જતો અને પાછા ઘેર ફરતા કોઈવાર રાત્રિના બે અથવા ત્રણ વાગી જતા. મારાથી સાહસ કરીને હેનરીને કંઇ કહી શકાતું નહિ, કેમકે હું જાણતી હતી કે તે ઘણો અભિમાની છે. એ દુષ્ટ તેને જુગારખાનામાં લઇ જવા લાગ્યો; અને ધીમે ધીમે તેને જુગારી બનાવી દીધો. હેનરીનો સ્વભાવ એવો હતો કે જેની ઉપર તેને આસક્તિ થતી તેને તે સહેજમાં છોડી દેતો નહિ. ત્યાર પછી તે દુષ્ટે તેની સાથે એક દંગ્રેજ રમણીની ઓળખાણ કરાવી. તેનું મન ધીમે ધીમે

એ સ્ત્રીના પ્રત્યે આકર્ષાવા લાગ્યું. હવે મારા ઉપરથી તેનો પ્રેમ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. તે મને સ્પષ્ટ શબ્દોમાં કંઈ પણ કહેતો નહિ, પણ હું સઘળું સમજી ગઈ. દિવસે દિવસે મારૂં અંતઃકરણ ચીરાઇ જવા લાગ્યું; પરંતુ હું કંઈ પણ કહી શકતી નહિ. આ તરફ તે જુગાર રમતાં રમતાં કરજદાર થઇ ગયો. તે પાપિષ્ઠે મને તથા મારા બાળકોને વેચી નાંખી દેવું પતાવી દઇને તે રમણી સાથે લગ્ન કરવા માટે હેનરીને સલાહ આપી, અને તેણે અમને ખરીદી લેવાની ઇચ્છા જણાવી. હેનરીએ મને બન્ને બાળકો સાથે તે પાપાત્માને વેચી દીધી. એક દિવસ હેનરીએ મારી પાસે આવીને કહ્યું કે, 'હું કંઇ કામ પ્રસંગે થોડા વખતને માટે બહાર ગામ જવાનો છું.' તે દિવસે તેણે મારા પ્રત્યે રોજના કરતાં વિશેષ પ્રેમ દર્શાવ્યો અને કહ્યું કે 'હું ટૂંક વખતમાં આવતો રહીશ.' પરંતુ હું તેના એવા મધુર સંભાષણથી છેતરાઈ નહિ. હું સમજી ગઇ કે મારા સર્વસ્વનો નાશ થવાનો સમય સમિપ આવી પહોંચ્યો છે. હું પાષાણપ્રતિમા સમાન સ્તંભિત થઇ ગઇ. મારા મુખમાંથી એક ઉચ્ચાર સુદ્ધાં નીકળી શક્યો નહિ, તેમ જ મારાં નેત્રોમાંથી અશ્રુનું એક બિન્દુ પણ પડ્યું નહિ. જતી વખતે હેનરી વારંવાર બન્ને બાળકોના મુખ ઉપર ચુમ્બન કરવા લાગ્યો; ત્યાર પછી બહાર નીકળીને ઘોડેસ્વાર થયો. હું એકિ દૃષ્ટિથી તેના તરફ જોઇ રહી. જેવો તે દૃષ્ટિ આગળથી અદૃશ્ય થઇ ગયો કે, તરતજ હું બેશુદ્ધ થઈ જઇને ધરણી પર ઢળી પડી.

ત્યાર પછી બીજે જ દિવસે તે પાપાત્મા મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, મેં તને તારાં બાળકો સહિત ખરીદી છે. તેણે મને વેચાણનો દસ્તાવેજપત્ર દેખાડ્યો. હું તેને વારંવાર ગાળો દેવા લાગી, અને બોલી કે, પ્રાણ જતાં સુધી કદાપિ તારી થઇશ નહિ, તારી સાથે રહીશ નહિ.

વાસ્તવિક રીતે હું તેને એટલો બધો ધિક્કારતી હતી કે તેની છાયાનો સ્પર્શ થતો તો હું મને દોષિત થયેલી માનતી. તે દુષ્ટે જોયું કે હું કોઇ પણ પ્રકારે તેને તાબે થતી નથી, ત્યારે તે મને ભય દેખાડીને કહેવા લાગ્યો કે જો તું મારી સાથે સીધી રીતે નહિ ચાલે તો તને તથા તારાં બાળકોને બીજે ઠેકાણે વેચી નાંખીશ. મેં તેને મ્હોડેથી જ સાંભળ્યું કે મને ખરીદ કરવાને માટે જ તેણે યુક્તિપૂર્વક હેનરીને કરજદાર બનાવી દીધો હતો. એક ગૃહસ્થ રમણીની સાથે તેના વિવાહ કરાવી આપ્યા છે અને અંતે મને વેચી નાંખવાની પણ તેણે પોતે જ સલાહ આપી હતી. તે પાપાત્મા કહેવા લાગ્યો કે, બે ચાર અશ્રુબિન્દુઓથી અથવા તિરસ્કારથી હું બ્હિ જાઉં એવો નથી. તું મારા હાથમાં છે. મારે આધિન થયા વિના તારો છૂટકો જ નથી.

મેં જોયું કે મારા હાથપગ બંધાયેલા છે—મારાં બન્ને બાળકો તેના હાથમાં હતાં; હું જ્યારે તેની ઇચ્છા વિરુદ્ધ વર્ત્તતી, ત્યારે તે દુષ્ટ મારા બાળકોને વેચી નાંખવાની ધમકી આપતો. બાળકોનું સંરક્ષણ કરવા સારૂ નિરૂપાયે મારે તેને તાબે થવું પડયું. પરંતુ એ કેવું ધિક્કારયુક્ત જીવન હતું! દિવસ રાત્રિ મારા હૃદયમાં મર્મભેદી વેદનાનો અગ્નિ બળ્યા કરતો! હું હેનરીની આગળ પુસ્તક વાંચતી, તેની સાથે નૃત્ય કરતી, તેને ગાયન ગાઇ સંભળાવીને ખુશ કરતી. પરંતુ એ માણસને રાજી રાખવાને માટે જે કાંઇ કરવું પડતું તે હું ઘણી બ્હિતાં બ્હિતાં અનિચ્છાથી કરતી હતી. પરંતુ જે સંતાનોનું રક્ષણ કરવા માટે હું એ નરાધમની ઇચ્છાને આધિન થઇ હતી, તેઓની સાથે તે ઘણી જ ખરાબ રીતે વર્ત્તવા લાગ્યો. મારી પુત્રી ઘણી બ્હિકણ સ્વભાવની હતી, તે હમેશાં તેના ભયથી ધ્રુજ્યા કરતી હતી. પરંતુ મારો પુત્ર હેનરી તેના પિતાના જેવો તેજસ્વી તથા સ્વાધીનતાપ્રિય હતો. તે સદૈવ એ નરાધમની સાથે ઝગડો કર્યા કરતો હતો. તે જોઈ હું હમેશાં બ્હિતી હતી અને બન્ને બાળકોને તેનાથી દૂર રાખ્યા કરતી હતી. પરંતુ કોઈ પણ પ્રકારે એ પાષાણ હૃદયના મનુષ્યને દયા ન આવી. તેણે મારા હૃદયના ધન, મારા જીવનના સર્વસ્વ એ બન્ને બાળકોને વેચી નાંખ્યા. ક્યારે અને કોને વેચ્યા તેની મને જરા પણ ખબર ન પડી. તે દુષ્ટ એક દિવસ મને ફરવા લઇ ગયો. હું જ્યારે ઘેર પાછી આવી ત્યારે મેં મારાં બાળકોને જોયાં નહિ. મેં તે નરાધમને પૂછ્યું, ત્યારે તેણે અમ્લાનવદને ઉત્તર આપ્યો કે, "મેં બન્ને જણાને વેચી નાંખ્યાં છે. તેણે મને તેમની કિમ્મતના રૂપિયા—તેમના રક્તનું મૂલ્ય દેખાડયું.

સંતાન વેચાઈ ગયાનું જાણી હું ઉન્માદિની થઇ ગઇ. અને ખરા ખોટાનો ખ્યાલ કર્યા વિના હું તેને ગાળો દેવા લાગી, ઈશ્વરના નામથી અનેક પ્રકારના શાપ આપવા લાગી. પરંતુ ષડ્યંત્ર, લુચ્ચાઈ, છળકપટ, તથા બીજાં જાત જાતનાં કૌશલને જેઓએ પોતાનાં અસ્ત્ર બનાવી રાખ્યાં છે, તેઓનું હૃદય કદાપિ પરાજિત થતું નથી, કદાપિ પિગળતું નથી. તેઓ કૌશલનો આશ્રય લઇ લોકોને છેતરવાનો યત્ન કરે છે. તે ધૂર્ત લુચ્ચાઇથી મને વશીભૂત કરવાના હેતુથી કહેવા લાગ્યો કે, 'જો તું મારાથી વિરૂદ્ધ વર્તન કરીશ તો આ જન્મમાં તારા સંતાનોનું સુખ પુનઃ જોઇ શકીશ નહિ, તથા તારી ઉદ્ધતાઇને લીધે તારાં બાળકોને વિશેષ કષ્ટ સહન કરવું પડશે; પણ જો મારી વાત માનીશ તો કોઈ કોઈ વખતે તારાં બાળકોનાં સુખનું દર્શન કરવાનો તને સુયોગ આપીશ, તથા તેમને પુનઃ ખરીદી લા-

વીશ.' સ્ત્રીઓનાં અંતઃકરણ બાળકના દુઃખની વાત આવતાં સહેજમાં પીગળી જાય છે અને તેઓને વશીભૂત કરતાં કશી મુશ્કેલી પડતી નથી. તે પાખંડીએ મને ભય દેખાડી તથા આશ્વાસન આપીને પુનઃ વશીભૂત કરી લીધી. તેથી બે ત્રણ અઠવાડિયા વિના કંકાસે વીતિ ગયાં. ત્યાર પછી એક દિવસ હું દંડગૃહની પાસે થઇને જતી હતી. દંડગૃહની પાસે ઘણાં માણસોની ભીડ તથા એક બાળકની ચીસો સાંભળી હું જોવાને માટે થોડે દૂર ઉભી રહી. તરત જ દંડગૃહમાંથી મારો હેનરી ત્રણ ચાર માણસોને દૂર હડસેલી દઇ રોતો રોતો મારી આગળ દોડી આવ્યો અને મને બાઝી પડયો. તે ત્રણ ચાર માણસો ઘણી બિભત્સ ગાળો દેતાં દેતાં તેને પકડવા માટે દોડી આવ્યાં. તેઓમાંથી એક તદ્દન પિશાચ જેવો જણાતો ગોરો વણિક કહેવા લાગ્યો કે, તે હેનરીને દંડગૃહમાં લઈ જતો હતો એટલામાં તેનો હાથ છોડાવીને હેનરી નાશી છૂટયો હતો, તેથી તેને ચારગણી શિક્ષા કરવામાં આવશે. એ મનુષ્યના મુખની આકૃતિ આ જીવનમાં કદાપિ ભૂલી શકીશ નહિ. તે નિષ્ઠુરતાનો અવતાર જ જણાતો હતો. હું ત્યાં એકત્ર થયેલા લોકોને મારા પુત્રને છોડાવવા સારૂ વિનંતી કરવા લાગી. પરંતુ મારી વાત સાંભળીને તેઓ હસવા લાગ્યાં. હેનરી નિરાશ થઇને મારા મુખ તરફ જોવા લાગ્યો તથા મારૂં વસ્ત્ર જોરથી પકડી રાખીને રોવા લાગ્યો. દંડગૃહના તે નરપિશાચો મારી પાસેથી મારા હેનરીને છોડાવીને લઈ ગયા ત્યારે મારા વસ્ત્રનો થોડો ભાગ ફાડીને લઈ ગયા. કેમકે હેનરીએ મારૂં વસ્ત્ર જોરથી પકડી રાખ્યું હતું. લઈ જતી વખતે મારો પુત્ર 'મા! મા!' કરીને ચીસો પાડવા લાગ્યો. મારી પાસે એક માણસ ઉભો હતો, તેને મેં કહ્યું કે, મારી પાસે થોડા રૂપિયા છે તે આપીને કૃપા કરી તેને ચાબુકના મારમાંથી મુક્ત કરાવો. તેણે માથું હલાવીને કહ્યું કે 'કોઈ પણ પ્રકારે તેને શિક્ષામાંથી મુક્ત કરાવી શકાય તેમ નથી. જે માણસ તેને અહિંયા લાવ્યો છે તે તેનો માલિક છે. કોઈ પણ પ્રકારે તેને વશીભૂત ન કરી શકવાથી તે તેને અહિં દંડગૃહમાં લઈ આવ્યો છે, તેથી તેને તે છોડશે નહિ.' હું દોડતી દોડતી ઘેર આવી. રસ્તામાં હેનરીનો તે રૂદન સ્વર વારંવાર મને સંભળાવા લાગ્યો. મેં ઘરમાં પ્રવેશ કરતાં જ તે નરાધમ બટલરના ઓરડામાં જઇને દુઃખી સ્વરે તથા વિનંતીપુર્વક હેનરીને એ સંકટમાંથી બચાવવા માટે કહ્યું. તે નરાધમ હસતાં હસતાં બોલ્યો: 'ઠીક થયું. તેને એવી શિક્ષા થવી જ જોઇએ. તે તેને જ લાયક છે. ચાબુકનો માર ખાધા સિવાય તે સુધરી શકે તેમ નથી.'

નરાધમમની એવી નિર્દય વર્તણૂક તથા તેના મુખમાંથી એવાં નિષ્ઠુર વચનો સાંભળીને હું ઉન્મત્ત જેવી બની ગઇ. મારા મસ્તક ઉપર વજ્રાઘાત થયો હોય એમ મને લાગ્યું. મારૂં મસ્તક ફરવા લાગ્યું. મેં ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. ત્યાર પછી શું થયું તેની મને ખબર નથી. કેવળ એટલું જ યાદ છે કે, ટેબલ ઉપરથી તીક્ષ્ણ છૂરી લઇને હું તેને મારવા માટે ધસી ગઈ હતી. એ પછી હું બેશુદ્ધ થઈ ગઇ અને ચાર પાંચ દિવસ સુધી એવી અવસ્થામાં જ પડી રહી. જ્યારે મને શુદ્ધિ આવી ત્યારે મેં જોયું કે, હું એક અપરિચિત ઘરમાં આવી છું. એક કાળી સ્ત્રી મારી સેવા સુશ્રુષા કરી રહી છે. એક ડૉક્ટર ઉશિકા આગળ બેઠો છે. પછી મને માલૂમ પડયું કે, તે નરાધમ મને વેચી નાંખવા માટે એ ઘરમાં મૂકી ગયો છે. મારૂં મૂલ્ય વધારે ઉપજે એ હેતુથી તેણે મારે માટે ડૉક્ટરનો બંદોબસ્ત કર્યો હતો.

હવે મને જીવવાની આકાંક્ષા રહી નહોતી. હું સદૈવ મૃત્યુની યાચના કરતી હતી; પણ મૃત્યુએ મને પોતાના પંજામાં ન લીધી. મારી ઇચ્છા નહોતી છતાં હું દિવસે દિવસે સારી થવા લાગી અને અંતે પ્રથમની માફક સશક્ત થઈ ગઇ. ત્યાર પછી એ ઘરના લોકો મને સારાં સારાં વસ્ત્રો પહેરવાને આપવા લાગ્યા. ઘણા માણસો દરરોજ મારી પાસે આવવા લાગ્યાં. તેઓ મારા શરીરની પરીક્ષા કરીને મારી સાથે મીઠી મીઠી વાતો કરતા અને ઘરનાં લોકોને મારી કિમ્મત પૂછતા. પરંતુ હું એવું ઉદાસ મ્હોં કરીને બેસી રહેતી કે, મને કોઇ ખરીદવાનો આગ્રહ કરતું નહિ. તે જોઇને ઘરના માણસો મારા પર ચાબુકના પ્રહાર કરતા અને મને પ્રફુલ્લિત મુખે બેસવાનું કહેતા. ત્યાર પછી કૅપ્ટન સ્ટુઅર્ટ નામનો એક ઇંગ્રેજ મને ખરીદ કરવાને આવ્યો. તે સહેજ સહૃદય જણાતો હતો. તે સમજી શક્યો કે, કોઇ ગંભીર શોકને લીધે મારી આવી સ્થિતિ થઇ ગઈ છે. તેણે ઘણીવાર મને એકાંતમાં મળીને મારા દુઃખનું સવિસ્તર વર્ણન કરવાનું કહ્યું. અંતે તેણે મને ખરીદી લીધી અને મારા સંતાનોને પુનઃ ખરીદી લેવાનું કહી મને આશ્વાસન આપ્યું. એક દિવસ હેનરીની શોધ કરતાં માલૂમ પડયું કે તેને પર્લ નદીની પાસેના એક ગામડામાં કોઇ ખેડૂતને ત્યાં વેચી દેવામાં આવ્યો છે. તેથી હેનરીને પુનઃ ખરીદી શકવાનો સંભવ રહ્યો નહિ. એ વાતને આજે અઢાર વર્ષો વીતિ ગયાં છે. તે અરસામાં મેં મારા હેનરીના સંબંધમાં કાંઇ પણ સાંભળ્યું નથી. ત્યાર પછી મારી પુત્રીની શોધ કરતાં ખબર પડી કે, એક વૃદ્ધ સ્ત્રી તેનું પાલનપોષણ કરે છે. સ્ટુઅર્ટે વિશેષ મૂલ્ય આપીને તેને ખ-

રીદ કરવાની ઇચ્છા પ્રકટ કરી, પણ તે નરપિશાચ પાપાત્મા બટલર સમજી ગયો કે, મારે માટે સ્ટુઅર્ટ મારી કન્યાને ખરીદવાને તૈયાર થયો છે. તેથી મને દુઃખ દેવાના હેતુથી તેણે સ્ટુઅર્ટને મારી પુત્રી વેચાતી આપી નહિ. કૅપ્ટન સ્ટુઅર્ટ ઘણો દયાળુ હૃદયનો હતો. તે મને લઇને તેના ખેતરવાળા બંગલામાં રહેવા માટે ગયો. ત્યાં હું તેની સાથે રહેવા લાગી. એક વર્ષ વીત્યું નહિ હોય એટલામાં તેના ઔરસથી મારા પેટે એક પુત્ર ઉત્પન્ન થયો. અહા ! કેવો સુંદર પુત્ર હતો ! હું તેને કેટલો ચાહતી હતી. તે છોકરો મારા હેનરીને આબેહુબ મળતો આવતો હતો. પરંતુ મેં પ્રથમથી જ દૃઢ સંકલ્પ કરી મૂક્યો હતો કે તેને ઉછેરીને મ્હોટો ન કરવો ! પંદરમા દિવસે હું તેને હૃદય સરસો ચાંપી રાખીને વારંવાર તેના મુખ ઉપર ચુમ્બન કરવા લાગી; વારંવાર તેના તરફ સતૃષ્ણ નયને નિહાળવા લાગી; પછી તેને અફીણનો અર્ક પીવડાવીને છાતી સાથે દબાવી રાખી સૂઈ ગઈ. બાળક સદાની નિદ્રામાં મગ્ન થઇ ગયો. તે નિદ્રામાંથી પુનઃ કદાપિ જાગ્રત થવા પામ્યો નહિ. એ કલાકમાં જ તેનું મૃત્યુ નિપજ્યું. સમસ્ત રાત્રિ તેને હૃદય સાથે દબાવી રાખી વારંવાર તેનું મુખ ચુમ્બીને હું કહેવા લાગી—વત્સ, મેં તને પાખંડીઓના હાથમાંથી મુક્ત કર્યો. તેં સંતાન–ઘાતિનીના ગર્ભે શા માટે જન્મ ધારણ કર્યો ? પોતાના પુત્રના વધ કરવાથી મારા મનમાં જરા પણ કષ્ટ થયું નહિ. ઉલટું તેને અત્યાચાર તથા દુઃખમાંથી મુક્ત કર્યો એ વિચારથી મને આનંદ થવા લાગ્યો. ગુલામ—ગુલામડીઓનાં સંતાન સંતતિઓને માટે મૃત્યુ કરતાં વિશેષ સુખદાયક તથા શાંતિદાયક બીજી કઇ વસ્તુ હોઇ શકે ?

" કેટલાક દિવસ પછી અતિસારના રોગથી કૅપ્ટન સ્ટુઅર્ટનું મરણ થયું, પરંતુ ક્રૂર કાળે મને ઉપાડી ન લીધી ! મને તેના વારસદારોએ વેચી નાંખી. એ પ્રમાણે વારા ફરતી ચાર પાંચ માણસોએ મને ખરીદી. ત્યાર પછી આ નરરાક્ષસ લેગ્રીએ મને ખરીદી અને આજ પાંચ વર્ષોથી હું તેની સાથે અહિં રહું છું. " આટલું બોલતાં બોલતાં કૅસીનો કંઠ રૂંધાઈ જવા લાગ્યો. તેનાથી આગળ બોલી શકાયું નહિ. તેને લેગ્રીનું નામ યાદ આવતાં જ તેના હૃદયમાં કોઈ વિશેષ નવિન પ્રકારનો શોક, દુઃખ અથવા વૈરભાવનો સંચાર થયો હોય એમ લાગ્યું.

ઉપરોક્ત કર્મકથા કહેતી વખતે તે કોઇવાર ટૅામને સંબોધીને કહેતી, તો કોઇવાર પાગલિનીની આફક પોતાની મેળે જ બોલ્યા કરતી હતી.

ટૅામ કૅસીની કર્મકથા સાંભળીને પોતાનું દુઃખ સર્વથા ભૂલી જઇ

હતો અને પોતાના બન્ને હાથ ઉપર ટેકો દઇને એકાગ્રચિત્તે કૅસીના મુખ તરફ અનિમેષ નેત્રે નિહાળી રહ્યા હતો.

કેટલીકવાર પછી કૅસી પુનઃ કહેવા લાગી: "તમે કહો છો કે પૃથ્વી ઉપર પરમેશ્વર છે, તે સઘળું જુએ છે. કદાચ પરમેશ્વરની હસ્તી હોઈ શકે. હું જ્યારે ધર્માશ્રમ ( Convent ) માં હતી, ત્યારે ધર્માશ્રમમાં રહેતી બ્હેનો ( Sisters ) કહેતી કે, 'એક દિવસ મનુષ્યનાં પાપ તથા પુણ્યનો વિચાર થશે.' પરંતુ તે દિવસે શું ગોરાઓને તેમનાં પાપોનું પ્રતિફળ ભોગવવું નહિ પડે ? શું તેમનાં પાપોને માટે ઇશ્વર તેઓને શિક્ષા નહિ કરે ? તેઓ એમ સમજે છે કે આપણને કોઈ પણ પ્રકારે કષ્ટ નથી. આપણા મનમાં કદિ પણ સંતાન શોક ઉત્પન્ન થઈ શકતો નથી. પરંતુ મને લાગે છે કે, મારા મનમાં જે શોકનો અગ્નિ બળ્યા કરે છે, તેનાથી આ દેશ ભસ્મીભૂત થઈ જઇ શકે. હું ઇશ્વરની પાસે પ્રાર્થના કરૂં છું કે, આ આખા દેશની સાથે તે મને પૃથ્વીના ગર્ભમાં સમાવી દે, પૃથ્વીમાંથી અગ્નિ નીકળે અને સમસ્ત દેશ બળીને ભસ્મ થઈ જાય. તે વિચારનો દિવસ હવે સત્વર આવશે. જે સકળ અત્યાચારીઓએ મારો તથા મારાં સંતાન સંતતિનો સર્વનાશ કર્યો છે, જેમણે મારા શરીર તથા આત્માનો વિનાશ કર્યો છે, તેઓની વિરુદ્ધમાં તે રાજરાજેશ્વર પરમેશ્વરની સન્મુખ હું ઉભી થઇને ન્યાય માગીશ; તેને કરગરીને ન્યાય કરવાની પ્રાર્થના કરીશ.

"બાલ્યકાળમાં મને ધર્મ ઉપર વિશેષ ભક્તિ હતી. હું ઇશ્વર પ્રત્યે પ્રેમ રાખતી તથા નિરંતર તેની પ્રાર્થના કરતી. પરંતુ હવે મારા શરીરનું તથા આત્માનું સંપૂર્ણ અધઃપતન થઇ ગયું છે, મારા સ્કન્ધ ઉપર સદૈવ શયતાન બિરાજે છે. તે શયતાન સર્વદા મને મારા હાથે અત્યાચાર તથા નિષ્ઠુરતાનું પ્રતિફળ આપવાને ઉત્તેજીત કર્યા કરે છે. હું એક દિવસ આ અત્યાચારોનું ફળ અવશ્ય આપીશ. હાલના એ નરપિશાચને તેના પોતાના રહેઠાણમાં મોકલી આપીશ. કોઇ રાત્રે સુયોગ પ્રાપ્ત થતાં હું મારો મનોરથ પૂર્ણ કરીશ." એમ કહીને કૅસી હાઃ હાઃ હાઃ કરીને વિકટહાસ્ય કરવા લાગી. પરંતુ અચાનક અચેતન થઈ ગઇ. કેટલીકવાર પછી ચૈતન્ય આવતાં તે આત્મસંયમ કરીને બેઠી થઈ અને ટૉમને કહેવા લાગી: "કહો, તમારે માટે હું બીજું શું કરૂં ? બીજું પાણી આપું ?"

જ્યારે કૅસીના મુખમાંથી દયાની વાત નીકળતી, ત્યારે તે દયાની સાક્ષાત દેવી રૂપ જણાતી હતી; પરંતુ પ્રતિહિંસાનો ભાવ હૃદયમાં ઉદય થતાં તે પિશાચિની જેવી જણાતી હતી. આ સંસારમાં મનુષ્ય કોઇ વાર

દેવતા જણાય છે તો કોઇ વાર રાક્ષસ દેખાય છે! જ્યારે દયા, પ્રેમ તથા ભક્તિના પ્રવાહમાં ધસડાય છે ત્યારે તો મનુષ્ય દેવતા જેવો જણાય છે; પણ જ્યારે પ્રતિહિંસાથી ઉત્તેજીત થઈ જાય છે, ત્યારે ખરેખર તે રાક્ષસ-નું રૂપ ધારણ કરે છે.

ટૉમ પાણી પીને દયાર્દ્રચિત્તે તથા વ્યાકુળ નેત્રે કૅસીના મુખ તરફ જોઇને કહેવા લાગ્યો: "મેમ સાહેબ! હું ઇચ્છું છું કે તમે મંગળમય પ્રભુનો આશ્રય લ્યો. તે દુઃખી, પાપી, જ્ઞાની સર્વને કોઇ પણ પ્રકારનો ભેદ–ભાવ રાખ્યા સિવાય શાંતિસુધાનું પાન કરાવે છે. તેની અમૃતમય ગોદ સર્વને માટે ખુલ્લી છે!"

કૅસી બોલી: "તેની પાસે જાઉં? એ કોણ છે? તે ક્યાં રહે છે?"

ટૉમે કહ્યું: "જેને વિષે હમણાં તમે બાઇબલમાંથી વાંચ્યું."

કૅસી બોલી: "તે અહિંયાં નથી. અહિં પાપ તથા અત્યાચાર સિ-વાય કંઇ જ દેખાતું નથી."

એમ કહીને કૅસી વારંવાર છાતી કૂટવા લાગી. ટૉમ તેને કંઈ કહેવા જતો હતો, પરંતુ કૅસીએ તેને બોલવાનો અવસર ન આપ્યો. તે બોલી: "તમે હવે સૂઈ જાઓ, વધારે બોલશો નહિ." એટલું કહીને ટૉમને બો-લતો બંધ રાખ્યો અને તેની પાસે પાણીનું પાત્ર મૂકીને તથા તેના સુખને સારૂ બીજો બંદોબસ્ત કરીને તે ત્યાંથી જતી રહી.

---

## પ્રકરણ ૩૮ મું.

### માનવ સમાજમાંનો નરરાક્ષસ.



લેગ્રી સાહેબ ઘરમાં બેસીને સુરાપાન કરી રહ્યા છે અને ગુસ્સામાં પોતાની મેળે જ બોલ્યા કરે છે, "એ શાલા સૅમ્બોએ જ બધી ગરબડ કરી છે. ટૉમ એક માસ પર્યંત પથારીમાંથી ઉઠી શકશે નહિ. હાલમાં મોસમ ચાલતી હોવાથી માણસોની ઘણી જરૂર છે. જો સૅમ્બોએ ફરિયાદ કરી ન હોત તો આટલી બધી ગરબડ થવા ન પામત."

તે પૂરૂં બોલી રહ્યો નહિ હોય, એટલામાં પાછળથી કોઈ બોલી

ઉઠયું: " એ ખરૂં છે, આવી ધમાલથી હાનિ સિવાય કંઇ પ્રાપ્તિ નથી. " લેગ્રીએ પાછળ દૃષ્ટિ કરી તો કૅસીને ઉભી રહેલી જોઈ.

લેગ્રી બોલ્યો : " કેમ પિશાચિની ! પાછી તું આવી ?"

કૅસી : " હા આવી તો ખરી. "

લેગ્રી : " તું ઘણી જુઠ્ઠી છે, ઘણી લુચ્ચી છે, મારૂં કહ્યું માન અને શાંતિથી રહે. નહિ તો હું તને ખેતરમાં મજુરી કરવા મોકલીશ. સમજી ? "

કૅસી : " હું ખેતરમાં કુલીનું કામ કરીશ. કુલીઓની માફક ગંદી ઝુંપડીમાં રહીશ, તથાપિ તમારા પગ નીચે નહિ રહું. "

લેગ્રી : " તું મારા પગ નીચે હમણાં પણ છે. હશે ચાલ, હવે એ બધી વ્યર્થ વાતો રહેવા દે. " એમ કહી તેણે કૅસીની કમરમાં હાથ નાંખતાં કહ્યું : " પ્રિયે ! તું મારા ખોળામાં બેસ. જો સાંભળ, હું તને તારા લાભની વાત કહું છું ! "

કૅસી : " લેગ્રી, ખબરદાર ! મને સ્પર્શ ન કરતા. મારા શરીરમા શયતાને પ્રવેશ કર્યો છે. "

કૅસીનાં લાલચોળ નેત્રો જોઇ તથા તેનો ક્રોધસૂચક સ્વર સાંભળીને લેગ્રી સહેજ ભય પામ્યો. વાસ્તવિક રીતે લેગ્રીને ભય પામવાનું એક કારણ હતું; પરંતુ તે બ્હિ ગયેલો હોવા છતાં પોતાનો મનોભાવ સંતાડી દઇને કૅસીને ધમકાવતાં બોલ્યો : " ના, અહિંથી જતી રહે. " પછી જરા રહીને પુનઃ બોલ્યો : " કૅસી ! તું કેમ આ પ્રમાણે કરે છે ? પહેલાં તું મારા ઉપર જેવો પ્રેમ રાખતી હતી, તેવો હવે શામાટે રાખતી નથી ? "

કૅસી બોલી : " શું હું પ્રેમ રાખતી હતી ? " એટલું બોલતાંમાં તેનો કંઠ રૂંધાઇ ગયો. તે આગળ બોલી શકી નહિ.

ઉન્મત્ત સ્ત્રીઓ પશ્વાચારી પુરૂષોને સહેજમાં દબાવી શકે છે. કૅસીનું પણ લેગ્રીના ઉપર ઘણું દબાણ હતું; પરંતુ હમણાં કૅસી ગુલામગીરીના બંધનના દુઃખથી પહેલાં કરતાં ઘણી ક્રોધી સ્વભાવની તથા અધીર થઈ ગઇ હતી. જ્યારે જ્યારે તેનો ક્રોધાનલ પ્રજ્વલિત થતો ત્યારે તે ઉન્માદિની-ની માફક થઈ જતી. એ જોઈ લેગ્રીના મનમાં શંકાઓ ઉત્પન્ન થતી. વિશેષતઃ આજ કાલ કૅસીની સાથે લેગ્રીને ઝઘડો થયા કરતો હતો. તે એમેલિનને પોતાની ઉપપત્ની બનાવવાને ખરીદી લાવ્યો હતો. પરંતુ એમેલિન કોઇ પ્રકારે પોતાના ધર્મનો ત્યાગ કરવાને કબૂલ થતી નહોતી, તેથી પશ્વાચારી લેગ્રી એમેલિનના ઉપર વિવિધ પ્રકારના અત્યાચારો કરતો

હતો, તથા કોઇ કોઈ વખતે તેને મારવાને પણ તૈયાર થઈ જતો હતો. એમેલિનની દુર્દશા જોઇને કૅસીના હૃદયની ધુંધવાતા અગ્નિની માફક—તે સ્ત્રી જાતિ-સુલભ સહાનુભૂતિ જાગી ઉઠી. તેથી તે એમેલિનનો પક્ષ લઇને તેને લેગ્રીના આક્રમણમાંથી યુક્તિપૂર્વક બચાવતી હતી. એટલા માટે લેગ્રીની સાથે કૅસીને વિવાદ થવા લાગ્યો. કૅસીને ઠેકાણે લાવવાના હેતુથી બીજા કુલીઓની માફક તેને પણ ખેતરમાં કામ કરવા માટે મોકલવામાં આવી; પરંતુ એથી કૅસી તેને તાબે ન થતાં તેના તરફ તિરસ્કાર દર્શાવીને ખેતરમાં કામ કરવાને કબૂલ થઇ. પહેલે દિવસે એટલા માટે જ કૅસીએ બીજા કુલીઓની સાથે ખેતરમાં જઇને કામ કર્યું હતું. કૅસીની એવી વર્તણુક જોઇને લેગ્રીના મનમાં ઘણી ચિન્તા થવા લાગી. પ્રથમ દિવસ ખેતરમાં કરેલું કામ તપાસતી વખતે લેગ્રીએ તેની સાથે સંધી કરવાના હેતુથી થોડી સાંત્વના તથા થોડા તિરસ્કારયુક્ત ભાવથી તેની સાથે વાતચિત કરી હતી; પરંતુ કૅસી તેના તરફ તિરસ્કાર દર્શાવીને ચાલી ગઇ. આજે પુનઃ કૅસીને સંબોધીને લેગ્રી કહેવા લાગ્યો: "કૅસી! તું કંઈ પણ ઉત્પાત મચાવ્યા વિના શાંતિથી રહે."

કૅસી: "તમે મને શાંતિથી રહેવાનું કહો છો, પરંતુ તમે પોતે કેવી રીતે વર્તો છો? હાલ કામનો વખત છે એ શું તમે જોતા નથી? તમે આવી મોસમના વખતમાં એક મહેનતુ માણસને માર મારીને કામ કરવાને નાલાયક શું કરવા કરી મૂક્યો? એથી તમને કંઇ પણ લાભ ન થતાં ઉલટું નુકસાન થયું."

લેગ્રી: "મેં ઘણી મૂર્ખાઇ કરી છે. પરંતુ કોઇ માણસ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે તેને ઠેકાણે ન લાવવો જોઇએ કે?"

કૅસી: "હું ખાત્રીપૂર્વક કહું છું કે તમે એ વિષયમાં તેને કદાપિ સુધારી શકશો નહિ."

લેગ્રી ક્રોધે ભરાઇને બોલી ઉઠ્યો: "શું કહ્યું? તે મારાથી સુધરશે નહિ? વારુ, હું જોઇશ. મેં આજ સુધીમાં એવો એક પણ માણસ જોયો નથી કે, જે મારા હાથે સુધર્યો ન હોય! હું તેનાં સઘળાં હાડકાં ભાંગી નાંખીશ."

લેગ્રીનું વાક્ય પૂરૂં થઈ રહ્યું નહિ હોય, એટલામાં બારણું ઉઘડયું અને સૅમ્બો હાથમાં એક કાળી પોટલી લઇને અંદર આવ્યો. તેને જોઇને લેગ્રી બોલ્યો: "શાલા કુતરા! તારા હાથમાં એ શું છે?"

સૅમ્બો બોલ્યો: "સાહેબ, જાદુની પડીકીઓ લાવ્યો છું."

લેગ્રીએ કહ્યું: "શું કહે છે?"

સૅમ્બો બોલ્યો: “ જી, નિગ્રો—સીધીઓ જાદુની દવા પોતાની પાસે રાખે છે. જો તે પાસે હોય તો ચાબુકના ફટકા વાગતા નથી. ટૉમે આ પોટલી કાળા દોરાથી પોતાના ગળામાં બાંધી રાખી હતી. ”

ઇશ્વિરવિહીન હૃદય જ કાયરતા તથા કુસંસ્કારોનો એક માત્ર આધાર હોય છે. લેગ્રીને ઇશ્વરના ઉપર બિલકુલ વિશ્વાસ નહોતો, તેથી તેનું મન અનેક પ્રકારના કુસંસ્કારોથી ભરપૂર હતું! તેણે સૅમ્બોના હાથમાંથી તે કાળી પોટલી લીધી અને ઉઘાડી જોતાં તેમાંથી એક રૂપાનો સિક્કો તથા વાળનું એક ગુંચળું નીકળ્યું. તે સુવર્ણની માફક ચળકતા વાળ કોઇ જીવતી વસ્તુની માફક લેગ્રીની આંગળીઓ ઉપર વિંટળાઈ ગયા, તે ભયભીત થઇને બૂમ પાડી ઉઠ્યો: “ જહાનમમાં જાય ! ” એ વખતનો તેનો ભાવ જોતાં માલૂમ પડતું હતું કે એ વાળના સ્પર્શથી તેના હાથ બળતા હતા. તેણે જમીનપર જોરથી પગ પછાડી વાળને આંગળીઓ ઉપરથી કાઢી લઈ દૂર ફેંકી દેતાં સૅમ્બોને કહ્યું: “ તું આ વાળ ક્યાંથી લાવ્યો ? જા, હમણાંજ જઇને બાળી મૂક. ” એમ કહીને સામે પડેલી સગડીમાં તેણે વાળ નાંખી દીધા; અને પછી સૅમ્બોને ધમકાવીને કહ્યું: “ હવેથી પુનઃ કદાપિ મારી આગળ આવું જંતર મંતર લાવતો નહિ. ”

સૅમ્બો ઘણો વિસ્મત થઇને ‘ વારૂ ’ કહી ઉભો રહ્યો. કૅસીએ સઘળું જોઈ ઘણી આશ્ચર્યચકિત્ થઇને લેગ્રીના મુખ તરફ જોઈ રહી. લેગ્રી સહેજ સ્થિર થતાં સૅમ્બોને એક લપડાક મારતાં બોલ્યો: “ જો ભવિષ્યમાં કદાપિ મારી આગળ આવી બલા લઈ આવ્યો તો તને જીવતો નહિ મૂકું. ” સૅમ્બો ત્યાંથી ગચ્છંતી કરી ગયો. તેના ગયા પછી એવી નજીવી બાબત માટે પોતાને ઘણો ગુસ્સો આવ્યો એ વિચારથી તે મનમાં શરમાવા લાગ્યો, અને પુનઃ ગ્લાસમાં બ્રૅન્ડી રેડીને પીવા લાગ્યો. કૅસી ધીમે ધીમે બહાર થઇને છાનામાના ટૉમને કંઈ દવા પાણી આપવા સારૂ જતી રહી.

પરંતુ એ વાળ જોઇને લેગ્રી શા માટે ગુસ્સે થઇ ગયો, તથા શાથી ભય પામ્યો, એ જાણવા માટે પાઠકો ઘણા ઉત્સુક થઈ રહ્યા હશે. એ વિષયનું મૂળ કારણ જણાવતાં પહેલાં લેગ્રીના પૂર્વ જીવનની એક બે ઘટનાઓનો અત્રે ઉલ્લેખ કરવો પડશે.

એ નરરાક્ષસ બાલ્યકાળમાં સચ્ચરિત્રા તથા મમતામયી માતાની ગોદમાં ઉછર્યો હતો. સુમધુર ધર્મ સંગીત તથા ઇશ્વિરનું નામ એ વખતે કેટલીયે વાર તેના કાનમાં પડયું હતું. પરંતુ તેનો પિતા ઘણો દુરાચારી હતો. તે પશ્ચાચારી પિતાના વીર્યથી લેગ્રીનો જન્મ થયેલો હોવાથી જેમ જેમ તે

મ્હોટો થતો ગયો તેમ તેમ તે તેના પિતાના સ્વભાવને આબેહુબ મળતો આવવા લાગ્યો. તેની માતા આયર્લાંડવાસી કોઈ ખેડૂતની કન્યા હતી. એ દયાળુ રમણીનો અકપટ પ્રેમ તથા વિશુદ્ધ પ્રણય, પશુપ્રકૃતિ અયોગ્ય પાત્રમાં પડ્યો હતો. યુવાવસ્થાનો આરંભ થતાં જ લેગ્રી મમતામયી માતાનું રૂદન ન ગણકારતાં અનેક પ્રકારનાં નીચ કૃત્યો કરવા લાગ્યો. પૈસા પ્રાપ્ત કરીને તે વડે ઇન્દ્રિઓને તૃપ્ત કરવી એજ તેના જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો. સત્તર અઢાર વર્ષની ઉમ્મર થતાં તે ધન કમાવા માટે દેશનો ત્યાગ કરીને વહાણુ-વટાના કાર્યમાં પ્રવૃત્ત થયો, અર્થાત્ તેણે વહાણ ઉપરની નોકરી ગ્રહણ કરી. એ વખતે પણ સમુદ્ર–યાત્રી રમણીઓના ઉપર વખતો વખત તે ઘોર અત્યાચાર કરતો હતો. ત્યારપછી તે કેવળ એક જ વાર પોતાને ઘેર ગયો હતો. એ વખતે તેની માતાએ તેને સ્વદેશમાં જ રહીને ગૃહસ્થ તરીકે જીવન ગાળવા માટે ઘણો સમજાવ્યો. તેની માતા ઘણું રોઇ, તેને ઘણો ઘણો વિનવ્યો, તેથી તેનું પાષાણ અંતઃકરણ ક્ષણવારને માટે પિગળ્યું. તેના જીવનની એ પળ જ પવિત્ર જીવન પ્રાપ્ત કરવાને તેને અનુકૂળ હતી. જો તેણે એ પળ ગુમાવી ન હોત તો અવશ્ય તે પોતાનું ચરિત્ર સુધારી શકત; પરંતુ તેના પાષાણુ હૃદયે માન્યું નહિ. તે માતાનાં વચનોનું ઉલ્લંઘન કરવાને તૈયાર થયો. ત્યારે મમતામયી માતા તેને ગળે વળગી પડીને રૂદન કરવા લાગી, પરંતુ તે પાપાત્મા માતાને લાત મારી દૂર હડસેલી દઇને ઘરમાંથી બહાર ચાલ્યો. તેની માતા ચૈતન્ય રહિત અવસ્થામાં જમીન ઉપર પડી રહી. વિદેશમાં જઇને તે કદી પણુ માતાની ખબર લેતો નહિ. એક દિવસ તે પોતાના જેવા પશ્વાચારી કેટલાક ઇંગ્રેજ યુવકોની સાથે બેસીને સુરાપાન કરતો હતો, ને એ ત્રણુ નિરાધાર કુલી રમણીઓની બળાત્કારે લાજ લૂંટવાની તૈયારી કરતો હતો, એટલામાં તેના એક નોકરે ત્યાં આવીને તેના હાથમાં એક પત્ર મૂક્યો. તે પત્ર ઉઘાડતાં જ તેમાંથી વાળનું એક ગુંચળું નીકળ્યું. વાળ તેની આંગળીઓની આસપાસ વિંટળાઇ ગયા. એ પત્રમાં તેની માતાના મરણુના સમાચાર, તથા મૃત્યુ વખતે તેણે તેના સઘળા અપરાધોની ક્ષમા આપીને ઇશ્વરની આગળ તેના કલ્યાણુને માટે પ્રાર્થના કરી હતી, એ વિષે સવિસ્તાર લખ્યું હતું. પત્ર વાંચીને લેગ્રીના અંતરમાં ભયનો સંચાર થયો. તેની માતાનાં અશ્રુપૂર્ણ નેત્રો, તથા માતાએ મૃત્યુ વખતે કરેલી પ્રાર્થનાનું સ્મરણ થતાં જ તેનું હૃદય ધ્રુજી ઉઠયું; પરંતુ બ્રૅન્ડીની બાટલી તથા કુલી રમણીઓ સામે ઉભી હતી. જો માતાની સઘળી સ્મૃતિને જલદી હૃદયમાંથી દૂર કરવામાં ન આવે તો બધી મોજમજાહ ઉડી જાય તેમ હતું ! લેગ્રીએ માતાના વાળ તથા

પત્રને અગ્નિમાં નાંખી દીધા; પરંતુ વાળ બળવા લાગ્યા કે પુનઃ તે ભયંકર નરકનું સ્મરણુ થયું, તેનું હૃદય ધ્રુજી ઉઠયું. તે સામે પડેલી બ્રૅન્ડીની બાટલીમાંથી વારંવાર ગ્લાસમાં બ્રૅન્ડી કાઢીને એ ભયાનક ચિન્તાને દૂર કરવા માટે યત્ન કરવા લાગ્યો. બ્રૅન્ડીએ થોડા વખતને માટે તેના મનમાંથી માતાની સ્મૃતિને દૂર કરી; પરંતુ ત્યાર પછી તે ગંભીર રાત્રે પોતાની માતાને વિષણ્ વદને તથા સજળનયને તેની પથારી પાસે ઉભી રહેલી જોવા લાગ્યો. માતાના તે વાળ આવીને તેની આંગળીઓની આસપાસ વિંટળાઇ જતા, જાગ્રત થતાં જ તે ભય તથા ત્રાસથી ધ્રુજી ઉઠતો. વાળ બાળી નાંખવાની બાબતમાં લેગ્રીના જીવનમાં એ પ્રમાણે એક બનાવ બન્યો હતો, તેથી આજે બીજી વખત વાળ બાળતાં તેને ઘણો ભય ઉપજ્યો. એટલા માટે જ તે સૅમ્બોના ઉપર ગુસ્સે થયો હતો. પરંતુ સૅમ્બો તથા કૅસીના જતા રહ્યા પછી પણ તે મન સ્થિર કરી શક્યો નહિ. ઘણીવાર પછી તે બોલ્યો : "જહાનમમાં જાય એવી વાતો. આવા વિચારો કરવાથી શું લાભ થશે ?" પુનઃ ગ્લાસમાં બ્રૅન્ડી રેડતાં મનમાં વિચારવા લાગ્યો કે, "પણ જેવી રીતે એ વાળ મારી આંગળીઓની આસપાસ વિંટળાઇ ગયા હતા, તેવી જ રીતે આ વાળ પણ શાથી વિંટળાઈ ગયા ? શું વાળમાં પણ જીવન હોય છે ? શું વાળ અગ્નિમાં બળી ગયા નહોતા ?" વળી વિચાર કરવા લાગ્યો, "હવેથી આવી નિરર્થક ચિન્તાઓને મનમાં પેસવા જ નહિ દઉં. જરા ઍમેલિનની પાસે જઇ આવું. વાંદરી મને ધિક્કારે છે, પણ હું તેને ઠેકાણે લાવીશ. આજે કોઇ પણ પ્રકારે તેને હું છોડવાનો નથી."

એમ વિચારીને લેગ્રી ઉપરના માળે એમેલિનની પાસે જવા લાગ્યો. નિસરણીમાં પગ મૂકતાં જ તેને ગાયન સંભળાવા લાગ્યું. ગાયન સાંભળીને તે ઉભો રહી ગયો. વાળ બાળીને તેનું મન અસ્થિર થઇ ગયું હતું. કોઇ અત્યંત કરૂણ સ્વરે ગાઇ રહ્યું હતું:—

"હા વિધાતા ! ક્યારે છૂટશે આ સંસાર;
દુઃખ સંકટથી ભરપૂર છે આ નરકાગાર,
દીનાનાથ બંધુ ! કૃપા કરીને વ્હારે ધાઓ;
આ પાપીઓના હાથમાંથી મુજને ઉગારો."

લેગ્રી ગાયન સાંભળીને ખિજવાયો. તે મનમાં કહેવા લાગ્યો: "હમણાં હું તારૂં ગળું દબાવી નાંખું છું." એમ કહીને તે ઝડપથી બૂમ પાડવા લાગ્યો, "એમ—એમ—" કોઇએ ઉત્તર ન આપ્યો. કેવળ મા, મા, નો પ્રતિધ્વનિ

સંભળાવા લાગ્યો. બાલિકાનું ગાયન બંધ ન રહ્યું. પુનઃ ગાયન સંભળાવા લાગ્યું:—

" દીન દયાળ પ્રભુ! દુઃખીઓનાં દુઃખ કાપો;
સત્યમાર્ગનું અવલંબન કરવાની શક્તિ મુજને આપો. "

લેગ્રી પુનઃ ઉભો રહ્યો. તેના લલાટેથી પરસેવો નીકળવા માંડ્યો. તેનું હૃદય ધ્રુજવા લાગ્યું. તેને જણાવા લાગ્યું કે, જાણે તેની માતા વિષણ્ણ વદને તથા સજળનેત્રે ઉભી રહી છે. ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે, " આ શું થયું ? શું ખરેખર એ શાલાને જાદુ કરતા આવડે છે? ગમે તેમ હોય, હવેથી તેને હું કદાપિ મારીશ નહિ. પરંતુ તેને એ વાળનું ગુંચળું ક્યાંથી મળ્યું ? શું એ મારી માતાના વાળ હતા? તે ક્યાંથી હોઇ શકે ? એ વાળ તો મેં કેટલાં વર્ષોથી બાળી મૂક્યા છે. ત્યારે એ વાળનું ગુંચળું મારી માતાના વાળના જેવું જ શાથી જણાતું હતું ? "

અરે નરાધમ લેગ્રી! તું એ વાળનો મહિમા ક્યાંથી જાણે? તારા જેવો પાપાત્મા એનું રહસ્ય સમજી ન શકે. એ ઇવાનિજેલિનના વાળ હતા. એ વાળના ગુંચળાએ જ આજે તારા હાથ પગ બાંધી રાખ્યા. નહિ તો તું આ ક્ષણે નિરપરાધ, નિર્મળ ચારિત્રની એમેલિનનું જીવન સર્વસ્વ લૂટી લઇને તેના હમ્મેશના પવિત્ર શરીરને અપવિત્ર કરત. તેના નિર્મળ હૃદયને કલંગ લગાડત.

આજે લેગ્રીના હૃદયમાં થતી દારુણ વ્યથા કોઇપણ પ્રકારે શાંત ન થઇ. તેથી તેણે મનમાં ને મનમાં નિશ્ચય કર્યો કે, આજે એકલો રહીશ નહિ. તેણે સૅમ્બો તથા ક્વિમ્બોને બોલાવ્યા. આખી રાત્રિ તેઓની સાથે બેસીને તે બ્રૅન્ડી પીવા લાગ્યો તથા નાચગાનમાં રાત્રિ વ્યતિત કરવા લાગ્યો. તેમની બૂમો તથા નાચગાનને લીધે બીજા લોકોની નિદ્રા પણ ઉડી ગઈ. કૅસી ટૉમને ઔષધ આપીને રાતના એક વાગ્યા પછી પાછી આવતી હતી. તેણે ઘરમાં આવતાં જ જોયું કે તેઓની બૂમરાણથી આખું ઘર ગાજી રહ્યું છે. સુરાપાન કરીને લેગ્રી, સૅમ્બો તથા ક્વિમ્બો હાથોહાથ ઉપર આવી જઇને મારામારી કરી રહ્યા છે. કૅસી વરંડામાં આવીને પડદો ખસેડી સ્થિર દૃષ્ટિથી તેમના તરફ જોવા લાગી. તેની આંખોમાં એ વખતે ભયંકર દ્વેષ તથા તિરસ્કારયુક્ત ભાવ જણાતો હતો. તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગી કે, માનવ સમાજમાંથી આવા નરરાક્ષસનું નિકંદન કાઢી નાંખીએ તો શું તે પાપ કહેવાય? એ પ્રમાણે વિચાર કરતી કરતી તે નિસરણી ઉપર ચઢીને બીજે માળે ગઈ અને ધીમે ધીમે ઍમેલિનના ઓરડાનું બારણું ખખડાવવા લાગી.

## પ્રકરણ ૩૯ મું.

### એમેલિન તથા કેસીની વાતચીત.

કે સીએ ઓરડામાં પ્રવેશ કરીને જોયું કે, એમેલિન એક ખૂણામાં બેઠી છે, તેનું મુખકમળ ત્રાસથી ફીક્કું પડી ગયું છે. કેસીનો પગરવ સાંભળીને તે ચમકી ઉઠી. જ્યારે તેણે કેસીને જોઇ ત્યારે તે ઝડપથી દોડી આવીને કેસીના ગળે બાઝી પડી. તે બોલીઃ "કેસી, તું આવી? મેં ધાર્યું કે બીજું કોઇ આવે છે. ચાલો, બહુ ઠીક થયું. મને ક્યારની ઘણી બ્હિક લાગતી હતી. તું જાણતી નથી કે, નીચેના ખંડમાં કેવો ભયંકર શોરબકોર થઈ રહ્યો છે?"

કેસીઃ "હું બધું જાણું છું. આજે હું કેટલાંક વર્ષોથી એવી ચીસો સાંભળતી આવી છું."

એમેલિનઃ "કેસી! વારૂ, શું અહિંથી નાશી જવાનો કંઈ ઉપાય જ નથી? આવા નરકાગારમાં રહેવા કરતાં વેરાન જંગલમાં રહેવું ઘણું સારૂં."

કેસીઃ "કબ્રસ્તાન સિવાય ક્યાંય જવાનો ઉપાય નથી."

એમેલિનઃ શું તેં કદાપિ યત્ન કર્યો છે?"

કેસીઃ "હા, મેં આ બાબતમાં ઘણીવાર યત્ન કર્યો છે."

એમેલિનઃ "હું જંગલમાં જઇને વૃક્ષનાં પાંદડાં ખાઇને રહેવા કબૂલ છું, પરંતુ આ નરકાગારમાં વધારે વાર રહેવાને ઇચ્છતી નથી. કોઇ ભયંકર સર્પને જોઇને હું જેટલી બ્હિ જાઉં તેના કરતાં પણ વિશેષ ભય એ નરાધમ લેગ્રીને જોતાં જ પામું છું."

કેસીઃ "અહિં જેટલાં મનુષ્યો આવી ગયાં છે, તે સૌના મ્હોંમાંથી મેં આવા જ ઉદ્‌ગારો સાંભળ્યા છે. પરંતુ નાશી જવાથી શું બચી શકાય તેમ છે? તે શિકારી કુતરાઓ મારફતે આપણને શોધી કાઢશે. અને પછી—"

એમેલિનઃ "અને પછી શું કરશે?"

કેસીઃ "પછી શું કરશે તે પૂછે છે? તેના કરતાં એમ પૂછ કે તે શું નહિ કરે. એવું એક પણ કાર્ય નથી કે, જે તે ન કરી શકે. ચાંચીયાઓના સહવાસમાં રહીને તે પોતાના કાર્યમાં દરેક પ્રકારે પ્રવિણ થઈ ગયો છે. મેં અહિં આવીને જે જે હૃદયભેદક દૃશ્યો જોયાં છે તે જો હું તને કહીશ તો તને ઊંઘ પણ નહિ આવે. આ મકાનની પાછળ એક અડધું બળી

ગયેલું વૃક્ષ છે. તેની નીચેની જમીન પર રાખ પાથરેલી જોવામાં આવે છે. અહિં રહેતા કોઈ પણ માણુસને પૂછી જોજે કે એ સ્થળે શું શું બન્યું છે ? તે તારા પ્રશ્નનો ઉત્તર આપવાનું પણ સાહસ કરી શકશે નહિ."

એમેલિન : "તું શું કહે છે તેની મને કાંઈ સમજણ પડતી નથી. જરા સમજણ પાડીને કહે."

કૅસી : "હું તને કહીશ નહિ. જો કદાપિ કાલે ટૉમ તેની આજ્ઞાનુસાર કાર્ય નહિ કરે, તો તું જોજે કે, કેવો ભયાનક બનાવ બને છે."

એમેલિન ભયથી ધ્રુજતી ધ્રુજતી બોલી : "ઓહ ! કેટલું ભયંકર છે ! અરે કૅસી ! મને કાંઇ રસ્તો દેખાડ."

કૅસી : "હું જે કરૂં છું તે તું પણ કર. બ્રૅન્ડી પીધા વિના મારે ચાલતું નથી. એકવાર તને તેની લહેજ્જત લાગશે કે પછી તું ઘણી ખુશી થઇને હમેશાં પીવા લાગીશ."

એમેલિન : "મારી માતાએ સુરાને સ્પર્શ સુદ્ધાં કરવાની મનાઈ કરી છે."

કૅસી : "તારી માતાએ ના પાડી છે ! હવે માતાની આજ્ઞાનું પાલન કરવાનું શું પ્રયોજન રહ્યું છે ? જેણે આપણને પૈસા આપીને ખરીદી લીધી છે, તે આપણા શરીર તથા આત્માનો માલિક છે. હું કહું છું કે, તું દારૂ પી. તારાથી જેટલો પી શકાય તેટલો પી. એનાથી તારા મનની સઘળી વેદના દૂર થઇ જશે."

એમેલિન : "કૅસી ! અરે કૅસી ! મારા ઉપર દયા કર. મારૂં દુઃખ જોઇને દુઃખી થા."

કૅસી : "શું હું તારા ઉપર દયા રાખતી નથી ? શું તારૂં દુઃખ જોઇને મને દુઃખ થતું નથી ? તારા જેવી મારે એક પુત્રી હતી. તે હવે કોણ જાણે ક્યાં છે ? કદાચ તેની માતાએ જે માર્ગનો સ્વીકાર કર્યો છે તેણે પણ એ જ માર્ગ લીધો હશે, ને તેનાં સંતાન પણ તેનું જ અનુસરણ કરશે. હાય ! આ અનંત દુર્ગતિનો ક્યાંય અંત નથી !"

એમેલિન : "મારો જન્મ જ ન થયો હોત તો ઘણું સારૂં હતું !"

કૅસી : "એવી પ્રાર્થનાઓ મેં ઘણીવાર સાંભળી છે. મનમાં એવી ઇચ્છા થાય છે કે જાણે આત્મહત્યા કરૂં. પરંતુ હિમ્મત ચાલતી નથી."

એમેલિન : "આત્મહત્યા કરવી એ મહા પાપ છે."

કૅસી : "આત્મહત્યાને શાથી મહા પાપ ગણવામાં આવે છે, તેની મને કાંઇ સમજણ પડતી નથી. આપણો નિરંતર જે પાપોમાં લુબ્ધ રહ્યા

કરીએ છીએ તેના કરતાં પણ શું કોઇ બીજું મહાન પાપ છે? પરંતુ જ્યારે હું શિક્ષાશ્રમમાં હતી, ત્યારે મેં ત્યાંની બ્હેનો (Sisters) ના મ્હોડેથી આ વિષયમાં જે કાંઇ સાંભળ્યું હતું તે ઉપરથી આત્મહત્યા કરતાં મને બ્હિક લાગે છે. જો આત્મહત્યાની સાથે સાથે આત્માનું અસ્તિત્વ નાશ પામતું હોત તો પછી,—"

એમેલિન ભયથી જરા પાછળ ખસી ગઇ અને બન્નો હાથ વડે તેણે મ્હોં ઢાંકી દીધું.

એ પ્રમાણે ઉભય વચ્ચે વાર્તાલાપ ચાલતો હતો, ત્યારે લેગ્રી દારૂના નિશામાં ચકચુર થઇને નીચેના ઓરડામાં ઉંઘતો હતો.

નિદ્રાવસ્થામાં તે સ્વપ્ન નિહાળતો હતો કે, જાણે શ્વેત વસ્ત્રો પરિધાન કરીને એક મનુષ્ય આકૃતિ તેની પાસે ઉભી રહી છે, તથા બરફ સમાન શિતળ હસ્ત વડે તેના શરીરને સ્પર્શ કરે છે. એ આકૃતિને તે પોતે સારી પેઠે ઓળખતો હોય એમ તેને લાગ્યું. ભયથી તેનું સમસ્ત શરીર જડ થઇ ગયું. એ પછી તેને લાગ્યું કે, જાણે તે વાળ આવીને તેની આંગળીઓની આસપાસ વિંટળાઇ ગયા. જોતજોતામાં એ વાળ તેના ગળા સૂધી આવી પહોંચ્યા, તથા તેના કાનમાં કાંઇ કહેવા લાગી. એ સાંભળીને તેનું હૃદય સૂકાઇ ગયું, તેના હોશકોશ ઉડી ગયા. પુનઃ તે જોવા લાગ્યો કે, જાણે તે એક ઉંડા કૂવાના કાંઠે ઉભો રહ્યો છે, એટલામાં કૅસીએ હસતાં હસતાં આવીને તેને ધક્કો મારી કૂવામાં નાંખી દીધો. તેણે પુનઃ એ શ્વેતવસ્ત્રધારી મનુષ્યાકૃતિને પોતાને પાસે ઉભી રહેલી જોઇ, એ મૂર્તિના મ્હોં ઉપરનું વસ્ત્ર ખસી ગયું. અરે આ શું? એ તો તેની માતા છે! માતા તેને જોઇને પાછી ચાલી ગઇ, અને તત્કાળ તે એક ઉંડા ખાડામાં ગબડી પડ્યો, તેની સન્મુખ પ્રેત પિશાચો વિકટ સ્વરે ચીત્કાર કરીને નૃત્ય કરી રહ્યાં છે! એ વિકટ હાસ્યધ્વનિ સાંભળીને લેગ્રીની નિદ્રામાં ભંગ પડયો.

રાત્રિ વીતિ પ્રભાત થયું.

પ્રત્યેક દિવસે નવિન ઉદય પામતો સૂર્ય મનુષ્ય હૃદયમાં નવા નવા ભાવ ઉત્પન્ન કરે છે. પ્રભાત વાયુ મધુર સ્વરે કહે છે, "અરે મનુષ્યો! તમારા પાપાસક્ત મનને સત્યના માર્ગે દોરી જવા માટે, તમારા પાપી હૃદયને પવિત્ર કરવા માટે, ઇશ્વરે પુનઃ તમને આ એક નવો અવસર આપ્યો છે,—પરંતુ લાલચોળ પ્રભાતકિરણો, ગગન મંડળમાં જણાતાં શુષ્ક તારાઓની શાંતદષ્ટિ, વા હૃદયને પ્રફુલ્લિત કરનાર પ્રાતઃકાલિન દશ્યથી લેગ્રીના જેવા સંસારાસક્ત પાપાત્માના હૃદયમાં પરિવર્તન થઇ શક્યું નહિ.

લેગ્રીના અંતઃકરણમાં પ્રાતઃકાળના ઉપદેશની જરા પણ અસર થતી નહોતી. તે શય્યામાંથી ઉઠતાં જ બ્રૅન્ડીની બાટલીમાંથી ગ્લાસમાં બ્રૅન્ડી રેડી પીવા લાગ્યો. એટલામાં તેની દૃષ્ટિ કૅસીના ઉપર પડતાં જ તે બોલ્યોઃ " કૅસી ! ગઇ રાત્રિ મેં ઘણી જ દુઃખદાયક રીતે વ્યતિત કરી છે. "

કૅસીઃ " હજી તો આગળ ઉપર ઘણું કષ્ટ ભોગવવું પડશે. "

લેગ્રીઃ " તારા કહેવાનો ભાવાર્થ શું ? "

કૅસીઃ " એનો ભાવાર્થ પછીથી જણાશે ! પરંતુ લેગ્રી ! હું તમારા લાભ માટે એક વાત કહું છું. "

લેગ્રીઃ " તું શું કહેવા માગે છે ? "

કૅસીઃ " હવેથી તમે ટૉમને કદાપિ મારતા નહિ. "

લેગ્રીઃ " હું તેને મારૂં કે ન મારૂં એમાં તને શું છે ? "

કૅસીઃ " મને તેની સાથે કંઇ જ સંબંધ નથી; પરંતુ જુઓ, હાલમાં કામની મોસમ ચાલે છે. આ વખતમાં મારવાથી ઉલટું તમને જ નુકસાન થશે. વિશેષતઃ તમે બારસો રૂપિયા આપીને એક ગુલામને ખરીદી લાવ્યા છો. જો તેને આવી રીતે નકામી શિક્ષા કરીને મારી નાંખો તો તમને કેટલું નુકસાન થાય એનો કંઇ તમને વિચાર આવે છે ? હું ઉલટી તમારા લાભને માટે તે જલદીથી સારો થઇ જાય એટલા સારૂ ઘણો પ્રયત્ન કરૂં છું. "

લેગ્રીઃ " શું તેને તું સારો કરવા ગઇ હતી ? મારી બાબતમાં તારે વચ્ચે પડવાની શી જરૂર છે ? "

કૅસીઃ " વાસ્તવિક રીતે મારે એમાં વચ્ચે પડવાની કંઇ જ જરૂર નથી; પરંતુ મેં આવી રીતે તમારા કેટલાયે રૂપિયા બચાવ્યા છે. જો ફસલ સારી નહિ ઉતરે તો તમને ખબર પડશે. "

કપાસની ફસલ સારી ઉતરે તેને માટે લેગ્રી તનતોડીને પ્રયત્ન કરતો હતો. એટલા માટે ટૉમને પુનઃ પ્રહાર કરવામાં ન આવે એ હેતુથી કૅસીએ યુક્તિ વાપરી ઉપરોક્ત વિષયનો ઉલ્લેખ કર્યો.

કૅસીની વાત સાંભળી લેગ્રી બોલ્યોઃ " જો ટૉમ મારી પાસે ક્ષમા માગે, તથા ભવિષ્યમાં મારી આજ્ઞાનું પાલન કરવા કબૂલ થાય તો હું તેને આ વખતે ક્ષમા આપીશ. "

કૅસીઃ " તે કદાપિ કબૂલ નહિ થાય. "

લેગ્રીઃ " શું ? કદિ પણ કબૂલ નહિ થાય ! "

કૅસી: "ના, કદાપિ નહિ."

લેગ્રી: "તેનું શું કારણ ?"

કૅસી: "તેનો વિશ્વાસ છે કે તેણે પોતે કંઇ અન્યાય કર્યો નથી."

લેગ્રી: "નિગ્રો ગુલામોને વળી ન્યાય અન્યાય કેવો ? હું જે આજ્ઞા કરૂં તે તેને માનવી જ પડશે."

કૅસી: "ત્યારે એ આ મોસમમાં પથારીમાં પડયો રહેશે અને આ વર્ષે તમારી ફસલ ખરાબ થશે."

લેગ્રી: "પરંતુ આજે તે અવસ્ય ક્ષમા માગશે. શું મને નિગ્રો–હબશીઓના સ્વભાવની ખબર નથી ?"

કૅસી: "લેગ્રી ! હું ખાત્રીપૂર્વક કહું છું કે તે કદાપિ તમારી પાસે ક્ષમા માગશે નહિ. તમે તેનો પ્રાણ લેશો તોપણ તે ક્ષમા નહિ જ માગે. તે પ્રાણ ત્યાગ કરશે તથાપિ ધર્મનો ત્યાગ કરશે નહિ."

લેગ્રી: "વારૂ, તે હું જોઇશ. તે હમણાં કયાં છે ?

કૅસી: "જે કોટડીમાં કોહવાઈ ગયેલું રૂ તથા જૂનો સરસામાન ભરેલો છે ત્યાં તે પડી રહ્યો છે."

લેગ્રીએ જો કે કૅસીની આગળ એ પ્રમાણે બડાઇ હાંકી હતી; પરંતુ તેના મનમાં આશંકા થવા લાગી કે, ટૅામ કદાચ ક્ષમા નહિ માગે. તેણે મનમાં વિચાર્યું કે, જો ટૅામ ક્ષમા ન માગે તોપણ હમણાં તેને મારવો નહિ. ફસલ ગયા પછી તેને સુધારીશ.

અમે પૂર્વે જ જણાવી ગયા છીએ કે, પ્રાતઃ સમીરણ તથા પ્રભાત સૌંદર્ય લોકોની પ્રકૃતિની ભિન્નતા પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારના ભાવ ઉત્પન્ન કરે છે. પરંતુ લેગ્રીના જેવા ભાવહીન, ચિન્તાહીન, અર્થલોભી, ઇન્દ્રિયાસક્ત નરરાક્ષસના અંતરમાં કોઇ પણ પ્રકારનો ભાવ ઉત્પન્ન થઈ શકતો નહિ. તેનું ચિત્ત કેવળ કપાસના ખેતરમાં, પૈસા પ્રાપ્ત કરવામાં તથા કુલી રમણીઓમાં જ ચોંટી રહ્યું હતું. ટૅામ અભણ હોવા છતાં તે ચિન્તાહીન નહોતો. પ્રભાત સૌંદર્યે તેના હૃદયમાં નવિન બળ આણ્યું. તેને લાગ્યું કે, પ્રભાતના આગમનથી ગગનમંડળમાં નિસ્તેજ જણાતા તારલાઓ આકાશમાંથી ઉતરી આવી તેને કહી રહ્યા છે, "ટૅામ, બ્હિશ નહિ, પરમેશ્વર તારી સાથે છે." ટૅામ મનમાં ને મનમાં ઘણું સુખ અનુભવવા લાગ્યો. વિશેષતઃ તે પહેલાં એવું જાણતો નહોતો કે લેગ્રી તેને મારી નાંખશે; પરંતુ કૅસીની પ્રથમ દિવસની વાતચિત ઉપરથી તે સમજી ગયો હતો કે, હવે તેનું મૃત્યુ ઘણું પાસે આવી પહોંચ્યું છે. તેથી એ મૃત્યુના સમાચાર સાંભ-

ગીતાં જ તેના અંતરાત્મામાં આનંદ પ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો કે, મૃત્યુ પછી મંગળમય પરમાત્માના અમૃતમય ધામમાં જઇને વિશ્રામ કરીશ; દ્વેષ, હિંસા, તથા અત્યાચાર વિનાના પ્રેમ રાજ્યમાં વિહાર કરીશ; પ્રાણથી પણ અધિક પ્રિયતમા ઇવાન્જેલિનનું મુખકમળ જોઇ શકીશ; પરમ દયાળુ પ્રભુ સેંટક્લેરની નાસ્તિકતા સ્વર્ગરાજ્યમાં જઇને લોપ થઈ ગઈ છે તે જોઇશ. આહા! ટૉમને માટે એથી અધિક સુખ તથા આનંદની વાત બીજી કઇ હોઈ શકે? ટૉમ શરીરની સઘળી વેદના ભૂલી ગયો છે, આનંદથી વ્યાકુળ થઈ રહ્યો છે, તેના મુખમંડળમાં પ્રીતિ તથા મૃદુ હાસ્યનો આભાસ જણાય છે. એ સમયે નરરાક્ષસ લેગ્રીએ તેની કોટડીમાં આવીને હાંક પાડી. તેને પગની ઠોકર મારીને કહ્યું: "કેમ છે? મેં તને નહોતું કહ્યું કે હું તને બરાબર ઠેકાણે લાવીશ? કેમ, આ શિક્ષા કેવી લાગે છે? આજે પણ આ પાપીને ધર્મનું શિક્ષણ આપવા ઇચ્છે છે? મને લાગે છે કે, ધર્મનું શિક્ષણ આપવાની આજે તારામાં શક્તિ રહી નથી." ટૉમ કંઇ બોલ્યો નહિ. તે નિરુત્તર રહ્યો. લેગ્રીએ પુનઃ જોરથી લાત મારીને કહ્યું: "ઉઠ, કુતરા! ઉઠ."

આગલા દિવસના પ્રહારથી ટૉમમાં ઉઠવાની શક્તિ મુદ્દલ રહી નહોતી છતાં ઘણી મુશ્કેલીથી ઉઠવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તે જોઇને લેગ્રી હસતાં હસતાં બોલ્યો: "કેમ રે! તને શું થયું છે? મને લાગે છે કે ટંડીમાં તું અકડી ગયો છે."

ટૉમ અતિ કષ્ટથી તેના સતાવનારની સન્મુખ નિડર થઇને ઉભો થયો.

લેગ્રી કહેવા લાગ્યો: "અરે શયતાન! મને લાગે છે કે હજી પણ તને બરાબર શિક્ષા થઇ નથી. મારી આગળ ઘુંટણીએ બેસીને ક્ષમા માગ. ચાલ, જલદી કર. કેમ કહ્યું માનતો નથી કે?" એમ કહીને તે ચાબુકથી ટૉમને મારવા લાગ્યો.

ટૉમ વિનંતીપૂર્વક બોલ્યો: "મિસ્તર લેગ્રી, હું ક્ષમા માગી શકીશ નહિ. મને જે ન્યાયયુક્ત તેમજ ધર્મયુક્ત લાગ્યું છે તે જ મેં કર્યું છે. હું આપના આજ્ઞા પ્રમાણે કોઇ સ્ત્રીને કદાપિ મારી શકીશ નહિ, એવું નિષ્ઠુર આચરણ મારા હાથે કદાપિ થશે નહિ."

લેગ્રી: "પણ મિસ્તર ટૉમ, હજી તમે જાણતા નથી. તમારી આ હઠનું તમને કેવું ફળ મળશે. તું એમ જાણે છે કે કાલે શિક્ષા કરી તે બસ થઇ ગઇ, પણ કાલનો માર તો કંઈ જ નથી. પરંતુ જ્યારે હું તને ઝાડ ઉપર લટકાવી નીચે તાપણી સળગાવીને શેકીશ ત્યારે તને કેવું થશે તેનો જરા ખ્યાલ કર."

ટૉમ: "મહાશય, હું સારી પેઠે જાણું છું કે. તમે ભયંકરમાં પણ ભયંકર કામ કરતા પાછી પ્હાની કરો એવા નથી." એટલું બોલતામાં ટૉમનાં નેત્રામાંથી ખળખળ કરતો અશ્રુપ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો. તે સજળ નયને હાથ જોડીને કહેવા લાગ્યો: "પરંતુ આ નશ્વર દેહનો વિનાશ કર્યા પછી આપનું કંઇ ચાલશે નહિ. ત્યાર પછી હું અનંતજીવન પ્રાપ્ત કરીશ."

'અનંતજીવન!' એ કેવો ચમત્કારી શબ્દ છે! તેમાં ભય તથા આનંદ બન્ને સમાયા છે. કૃષ્ણદેહધારી ટૉમના હૃદયમાં એ શબ્દથી શાંતિ તથા આનંદ થયો. એ શબ્દ સાંભળીને લેગ્રી અંતરમાં ને અંતરમાં જાણે વીંછીએ ડંખ માર્યો હોય એવો અનુભવ કરવા લાગ્યો.

ટૉમ પુનઃ સ્વતંત્રતાપૂર્વક કહેવા લાગ્યો: "મહાશય લેગ્રી! તમે મને ખરીદ્યા છે, તેથી હું તમારો દાસ છું. હું અવશ્ય તન તોડીને તમારૂં કામ કરીશ. મારૂં શારીરિક બળ તથા સમય સઘળું તમારા કામને માટે છે; પરંતુ મારા આત્માને હું કદિ પણ તમારા હાથમાં સમર્પણ કરીશ નહિ. મારો પ્રાણ જાય કે રહે, ગમે તેમ થાય, પણ હું ઇશ્વરના આદેશનું અવશ્ય પાલન કરીશ; કેમકે તેનાં જ ચરણોમાં મેં મારા આત્માને સમર્પણ કર્યો છે. હું તેના આદેશનું ઉલ્લંઘન કરીને કદિ પણ નિષ્ઠુર વ્યવહાર કરીશ નહિ! કદાપિ નહિ! તમારી ઇચ્છામાં આવે તો મને ચાબુકના ફટકા મારો, લાકડીઓ મારો, જીવથી મારી નાંખો; પરંતુ કોઇ પણ પ્રકારે હું ધર્મનો ત્યાગ નહિ જ કરૂં. કદિ નહિ—કદિ નાહ."

લેગ્રી ક્રોધસૂચક સ્વરે બોલ્યો: "વારૂ, હું તારૂં ધાર્મિકપણું કાઢી નાખીશ."

ટૉમ: "સત્ય ધર્મનું પાલન કરવામાં મને મદદ મળશે."

લેગ્રી: "હું જોઇશ કે, કોણ શાલો તને મદદ કરવા આવે છે?"

ટૉમ: "સર્વ શક્તિમાન્ ઇશ્વર મને સહાયતા કરશે."

એ સાંભળીને લેગ્રીએ એક લપડાક લગાવી ટૉમને જમીન પર ફેંકી દીધો અને કહ્યું: "જોઉં છું કે તારો ઇશ્વર તને કેવી રીતે મદદ કરે છે."

એ જ વખતે પાછળથી એક સુકોમળ શીતલ હસ્ત લેગ્રીના શરીરને અડકયો. તેણે પાછળ ફરીને જોયું તો કૅસીને ઉભી રહેલી જોઇ; પરંતુ શીતલ હસ્તનો સ્પર્શ થતાં રાત્રિના સ્વપ્નનું સ્મરણ થયું. તે વખતે તેને જેવો ભય ઉપજ્યો હતો, તેવો જ અત્યારે પણ ઉપજ્યો.

કૅસીએ ફ્રેંચ ભાષામાં કહ્યું: "લેગ્રી! તમે પણ કેવા મૂર્ખ છો? એને છોડી દો. હમણાં કામની મોસમ ચાલે છે એ જોતા નથી? તે જલદીથી સારો થઈ કામ કરવાને લાયક બને એટલા માટે તો હું તેની દવા કરૂં છું."

મગર તથા ગેંડાના ચામડા પર ગોળી અસર કરી શકતી નથી, તથાપિ તેમના શરીરમાં એક એવી જગ્યા હોય છે કે જ્યાંથી ગોળી પાર થઇને તેનું કામ ખતમ કરે છે. તે જ પ્રમાણે દુરાચારી, ઇન્દ્રિયાસક્ત, નિર્દય, અવિશ્વાસી તથા નાસ્તિકોને બ્હિવડાવવા માટે કોઇને કોઇ રસ્તો હોય છે. ભ્રાન્ત સંસ્કાર મિશ્રિત ભય તેમના મનમાં સદૈવ પ્રવેશ કરે છે. ગઈ રાત્રે સ્વપ્નાવસ્થામાં જોયેલી માતાની દૃષ્ટિનું સ્મરણ થતાં જ લેગ્રીના મનમાં ભય ઉત્પન્ન થયો ! તે જ વખતે તે બોલ્યો : " આ વખતે તો હું તને જવા દઉં છું, કેમકે હાલમાં કામની મોસમ ચાલે છે. પછીથી હું તારે માટે વિચાર કરીશ." એમ કહીને તે ચાલ્યો ગયો.

કૅસી મનમાં ને મનમાં કહેવા લાગી : " હમણાં તો તું અહિંથી જા, પછીથી બધું થઇ રહેશે." પછી તેણે ટૉમના તરફ જોઈ કહ્યું : " જુઓ, હમણાં તો એ દુષ્ટ તમને વધારે શિક્ષા નહિ કરે, પરંતુ ધીમે ધીમે તમારો પ્રાણ લેશે. દિવસે દિવસે તમારૂં રક્ત ચુસશે. હું એ નરરાક્ષસના સ્વભાવથી સારી પેઠે પરિચિત છું."

## પ્રકરણ ૪૦ મું.

### સ્વતંત્રતાની પ્રાપ્તિનો આનંદ.

" No matter with what Solemnities he may have been devoted upon the altar of slavery, the moment he touches the sacred of Britain the altar and the god sink together in the dust, and he stands redeemed, regenerated, and disenthralled, by the irresistible genius of universal emancipation."  —*Curran.*



આપણે હવે ટૉમ ને લેગ્રીને ત્યાં થોડા વખતને માટે રહેવા દઇ જ્યૉર્જ તથા ઇલિઝા તરફ નજર કરીએ છીએ. પાઠકોને યાદ હશે કે, ટૉમ લૉકરને આપણે એક વૃદ્ધ ક્વેકર રમણીના ઘરમાં વેદનાથી બૂમો પાડતો, તેના સાથી માર્કસને અનેક પ્રકારની ગાળો દેતો, તથા પુનઃ તેનો સંગ ન કરવા માટે પ્રતિજ્ઞા લેતો મૂકી આવ્યા છીએ. તે વૃદ્ધ દયાળુ ક્વેકર રમણી તેની

પાસે બેસીને માતાની માફક તેની શુશ્રુષા કરતી હતી. એ વૃદ્ધ સ્ત્રીનું નામ ડાર્ક હતું. તેને સઘળાં ડાર્કસ માશીના નામથી બોલાવતાં હતાં. તે શરીરે ઉંચી, તેમજ મુખમંડળ ઉપરથી દયા, માયા તથા પવિત્રતાની સાક્ષાત પ્રતિમા-રૂપ જણાતી હતી. તેનાં વસ્ત્રો બરફ સમાન સફેદ હતાં. રાત્રિ દિવસ તે પોતાના હાથે જ લૉકરને ઔષધ આપતી હતી.

લૉકર શય્યા પર બિછાવેલી ચાદરને આમતેમ વિખેરીનાંખતાં બોલ્યો: "ઓહ! કેટલી ગરમ છે? આ શાલી ચાદર કરડે છે."

ડાર્કસે મધુર સ્વરે કહ્યું: "વત્સ લૉકર! આવી ભાષા ન વાપર."

લૉકર: "ડાર્કસ માશી, મારૂં આખું શરીર બળે છે, તેથી મારાથી રહેવાતું નથી."

ડાર્કસે પુનઃ ચાદર બરાબર પાથરી આપતાં કહ્યું: "બાપુ! ખરાબ વચનો, શપથ, તથા અશ્લીલ ભાષાનો ત્યાગ કરવાનો યત્ન કર."

લૉકર: "એ શાલો માર્કસ ઘણો શયતાન છે. શાલો પહેલાં વકીલાત કરતો હતો તેથી સ્વભાવનો ઘણો લોભી છે. મને તેના ઉપર ઘણો જ ગુસ્સો આવે છે, તે મને આવી નિરાધાર અવસ્થામાં મૂકીને જતો રહ્યો તેનું ફળ હું તેને બરાબર ચખાડીશ. શાલાનું ગળું જ દબાવી નાંખીશ."

એમ કહીને તેણે પુનઃ ચાદર કાઢી નાંખી. ડાર્કસે પુનઃ બરાબર બિછાવી આપી. કેટલીકવાર પછી પાછો લૉકર બોલવા લાગ્યો: "પેલા નાશી આવેલાં દાસ–દાસીઓ હમણાં અહિં જ છે કે? જો હોય તો તેમને કહી દ્યો કે અહિંથી જલદીથી જતા રહીને વહાણમાં બેસી જાય."

ડાર્કસ: "તેઓ જલદીથી ચાલ્યાં જશે."

લૉકર: "તેઓને ઘણી સંભાળ રાખવી પડશે. કેમકે સૈનડસ્કીના વહાણની ઑફિસમાં મારા માણસો રાહ જોઇને બેઠા હશે. તેઓ દરેક મુસાફરની બારીક તપાસ કરશે. હું આ બધું કહી દઉં છું તે એટલા માટે જ કે એ શાલો માર્કસ એકલો પૈસા ખાઈ ન જાય. આ બાબતથી ગુલામોને ચેતવી દેજો."

ડાર્કસ: "વારૂ, હું તેઓને કહીશ; પરંતુ તું હવેથી આવાં ખરાબ વચનો ઉચ્ચારતો નહિ."

લૉકર: "ડાર્કસ માશી, મને આટલો ખેંચીને ન બાંધો, કેમકે જોરથી બાંધવાને લીધે ટૂટી જશે. હું ધીરે ધીરે સુધરીશ; પરંતુ એ નાશી આવેલા ગુલામોના સંબંધમાં હું જે કહું છું તે સાંભળો. તે સ્ત્રીને પુરૂષનો પોશાક

પહેરી વહાણમાં બેસવાનું કહેજો. અને તેના બાળકને તે બાલિકાનો પોશાક પહેરાવે; કેમકે તેમની છબીઓ સૈનડસ્કીં ઑફિસમાં ગઈ છે.

ડાર્કસ : " વારૂ, અમે સંભાળપૂર્વક કામ કરીશું."

* * * *

થોડા વખતમાં લેગ્રી મંદવાડમાંથી સારો થઇને ઉઠ્યો. ત્યાર પછી તેણે ગુલામો પકડવાનો ધંધો છોડી દીધો. કવેકર લોકો પ્રત્યે તેના મનમાં ઘણી ભક્તિ ઉત્પન્ન થઈ. જ્યારે કોઇ કવેકરોના સંબંધમાં વાતચિત કરવાનો પ્રસંગ આવતો ત્યારે તેની આંખોમાંથી અશ્રુબિન્દુ સરી પડતાં. તે સર્વદા લોકોને મ્હોડે કહ્યા કરતો કે, " મારી માતા કરતાં પણ હું ડાર્કસ માશીને વિશેષ ચાહું છું. મેં તેને ઘણું કષ્ટ આપીને હેરાન કરી હતી, છતાં તેણે મારા પ્રત્યે સહેજ પણ રોષ પ્રગટ કર્યો નહોતો."

પકડનારાઓ સૈનડસ્કીમાં જઇ પહોંચ્યા છે, તથા તેમના ચહેરાની તસવીરો પણ બહાર પાડવામાં આવી છે એવી ખબર લૉકરના મ્હોડેથી સાંભળી જ્યોર્જ તથા જીમ વિશેષ સાવધાન બન્યા. જો ભેગા જઇશું તો પકડાઇ જઇશું એમ ધારીને જીમ તથા તેની માતા બે દિવસ પહેલાં ગયાં, અને તેમની પછી જ્યોર્જ તથા ઇલિઝા પોતાના પુત્રને લઈ રાત્રિના સમયે સૈનડસ્કીમાં આવી પહોંચ્યાં. રાત્રિ લગભગ પૂરી થવા આવી હતી. રાત્રિ વિતતાં જ સ્વતંત્રતાનો સુખ–સૂર્ય હૃદયાકાશમાં ઉદય થશે. આહા! સ્વતંત્રતા! કેવો મધુર શબ્દ! 'સ્વતંત્રતા' એ શબ્દનો ઉચ્ચાર કરતાં જ હૃદય કેવું પ્રફુલ્લિત થઇ ઉઠે છે! સ્વતંત્રતા દેવી! તારા સહવાસમાં રહીને જો કદાપિ ઝાડ નીચે સૂવું પડે, તો પણ સુખ થાય; પરંતુ તારા વિના સંસારમાં ક્યાંય સુખ નથી. તને પ્રાપ્ત કરવા માટે અમેરિકાવાસી ઇંગ્રેજો રણક્ષેત્રમાં પ્રાણની આહૂતિ આપતાં પણ અચકાયા નહિ. સમસ્ત સંસાર તારે માટે જ ઉત્કંઠિત છે. તું ભીરુતા, કાયરતા તથા સ્વાર્થપરતાના સંસર્ગથી સર્વદા દૂર રહે છે, તેથી જ સંસારમાં કેટલી દુર્બળ, ભીરુ, તથા સ્વાર્થપરાયણ જાતિના લોકો તારા મુખનાં દર્શન કરવાની આશા રાખી શકતા નથી. ચંદ્રમાનો સુધામય પ્રકાશ પરાધીનના હૃદયને પ્રફુલ્લ બનાવી શકતો નથી, સૂર્યનાં પ્રખર કિરણો પરાધીનના હૃદયમાંથી અંધકાર કદિ દૂર કરી શકતાં નથી; પરંતુ તારાં અમૃતમય ઉજ્જવલ કિરણો પરાધીનના હૃદયમાં પડતાં જ તેમના હૃદયમાંથી સ્વાર્થરૂપી અંધકારનો નાશ થઇ જાય છે, દુર્બળ સબળ બને છે, મનુષ્યના મનમાં સાર્વભૌમિક પ્રેમચંદ્રમાનો ઉદય થાય છે.

અમેરિકાવાસી ઇંગ્રેજો સ્વતંત્રતાને માટે સંગ્રામમાં પ્રાણુ ત્યાગવાને તૈયાર થયા; પરંતુ જાતીય સ્વતંત્રતા તથા વ્યક્તિગત સ્વતંત્રતામાં શું કંઈ અંતર છે? જાતીય સ્વતંત્રતા એટલે શું? જૂદી જૂદી વ્યક્તિગત સ્વતંત્રતાના સમૂહને જ જાતીય સ્વતંત્રતા કહેવામાં આવે છે. તો પછી વ્યક્તિગત સ્વતંત્રતા વિના જાતીય સ્વતંત્રતા મેળવી શકાય ખરી કે? આજે નાશી આવેલો યુવક વિષ્ણુવદને ચિંતાતુર ચિત્તે બેઠો છે,—જ્યૉર્જ હેરિસ–એ કેવા પ્રકારની સ્વતંત્રતાને માટે વ્યાકુળ થઇ રહ્યો છે? આ વ્યક્તિ કેવી જાતના અધિકારની આકાંક્ષા રાખે છે? પોતાની પત્નીને પત્નીરૂપે ગ્રહણ કરી પારકાના અત્યાચારમાંથી તેનું રક્ષણ કરી શકે—પોતે પ્રાપ્ત કરેલું ધન પોતે જ રાખી શકે—પોતાના ધર્મવિશ્વાસ પ્રમાણે કાર્ય કરી શકે—એટલો જ અધિકાર તે માગે છે. એ કરતાં વિશેષ તેને કંઇ પણ જોઇતું નથી. અરે, સ્વાર્થી નરપિશાચો! શું તમે એને એટલો પણ અધિકાર નહિ આપો? એ પ્રમાણેના અધિકાર વિના શું મનુષ્ય કદાપિ જીવી શકે ખરો કે? આજે જ્યૉર્જ મનુષ્યના સ્વભાવ-સિદ્ધ એવા કેટલાક અધિકાર મેળવવાને માટે તમારા દેશમાંથી નાશી જવાનો પ્રયત્ન કરે છે, પોતાની સ્ત્રી તથા પુત્રને સારી રીતે શણગારે છે, સ્ત્રીના લાંબા લાંબા સુંદર વાળ કાપી નાંખે છે!

ઇલિઝાના વાળ કપાઇ રહ્યા એટલે તેણે સહેજ હસતાં કહ્યું: "જ્યૉર્જ, હવે હું એક સુંદર યુવકના જેવી લાગું છું, કેમ નહિ?"

જ્યૉર્જ: "તું ગમે એવા વેશમાં હોય, તો પણ મને હમેશાં સુંદર જ લાગે છે."

ઈલિઝા: "પણ, તમે આટલા ઉદાસ કેમ જણાઓ છો? અહિંથી કેનેડા ફક્ત ચોવીસ કલાકનો રસ્તો છે."

જ્યૉર્જ: "ઇલિઝા, મને વારંવાર એમ વિચાર આવ્યા કરે છે કે, આટલે દૂર આવીને કદાપિ પકડાઇ જઇશું તો આપણું શું થશે? મારાથી એ દુઃખ સહન નહિ થાય. એ દુઃખ નિશ્ચય મારૂં મૃત્યુ નિપજાવશે."

ઇલિઝા: "તમે બીઓ નહિ. જો કદાચ પકડાઇ જવાના જ હોત, તો તે જગન્નિયંતા પ્રભુ આપણને અહિં સુધી લાવત જ નહિ. તે દીનાનાથ અવશ્ય આપણો ઉદ્ધાર કરશે."

જ્યૉર્જ: "ઇલિઝા, તું દેવી છે! તું સદૈવ સર્વવ્યાપક ઇશ્વરનો મંગળ હાથ જુએ છે. વારુ કહે, શું આપણી દુર્દશાનો હવે અંત આવશે? શું મને મનુષ્યના અધિકાર મળશે?"

ઇલિઝા : "દૃઢતાથી કહું છું કે અવશ્ય આપણો ઉદ્ધાર થશે. મને એવો ભાસ થાય છે કે, જાણે તે કંગાલોનો બંધુ ઇશ્વર મારા કાનમાં કહી રહ્યો છે કે બીતા નહિ, હું તમારી સાથે છું."

ત્યાર પછી જ્યૉર્જ ઇલિઝાને ટોપી પહેરાવતાં બોલ્યો : "મિસિસ સ્મિથ હજી પણ આવી નહિ. ગાડીનો વખત પણ થઈ જવા આવ્યો."

એટલામાં ઘરનું બારણું ઉઘડયું અને એક મ્હોટી ઉમ્મરની ગૃહસ્થ સ્ત્રી હૅરીને બાલિકાના વેશમાં સુસજ્જિત કરી લઇ આવી. ઇલિઝા હૅરીને બાલિકાના વેશમાં જોઇને બોલી ઉઠી : "વાહ ! કેવી સુંદર બાલિકા લાગે છે. આપણે એને હેરિઅટના નામથી બોલાવીશું."

બાલક માતાને પુરૂષના વેશમાં જોઈ બુદ્ધિહીન બની ગયો. ઇલિઝા હાથ લાંબા કરીને કહેવા લાગી: "હૅરી, હવે માતાને ઓળખી શકે છે કે?" પરંતુ હૅરી તે સ્મિથ નામની સ્ત્રીને વળગી પડયો. જ્યૉર્જ બોલ્યો : "ઇલિઝા, હમણાં તું એને ન બોલાવ. તું જાણે છે તો ખરી કે એને આપણાથી જૂદો રાખવાની ગોઠવણ કરવામાં આવી છે." એ સાંભળી ઇલિઝા બોલી : "હા, હું જાણું છું." પરંતુ એને એક ક્ષણ પણ મારી નજર આગળથી અળગો કરવાની ઇચ્છા થતી નથી."

ત્યાર પછી ઇલિઝા, પુરૂષનો ઓવરકોટ પહેરીને તૈયાર થઇ ગઇ એટલે જ્યૉર્જે મિસિસ સ્મિથને કહ્યું : "હવેથી અમે તમને ફોઇ કહીને બોલાવીશું, અમે ફોઇની સાથે જઇએ છીએ, એવું આપણે દેખાડવું પડશે."

મિસિસ સ્મિથે કહ્યું:—"મેં હમણાં જ સાંભળ્યું કે, તમને પકડવા નીકળેલા લોકો ટીકીટ ઑફિસમાં બેસીને તમારી રાહ જુએ છે."

ગાડી તૈયાર થઈ એટલે જે ગૃહસ્થે તેઓને પોતાના ઘરમાં આશ્રય આપ્યો હતો તે પોતાના પરિવાર સહિત ગાડી પાસે આવી ઉભો રહ્યો અને તેઓના ઉદ્ધાર માટે વારંવાર પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો.

ટૉમ લૉકરની સલાહ પ્રમાણે તેમણે છદ્મવેશ ધારણ કર્યો હતો. વસ્તુતઃ સતકાર્ય તથા સદાચરણનું ફળ કોઈ કોઇ વખતે હાથો હાથ જ મળી જાય છે. જો વૈરની વસૂલાત વાળવા સારૂ ટૉમ લૉકરને જંગલમાં જ પડયો રહેવા દીધો હોત તો આજે જ્યૉર્જ સ્ત્રી પુત્રની સાથે અવશ્ય પકડાઇ જાત. ટૉમ લૉકરની સાથે તેણે જે ભલાઇ કરી હતી, તેનું આજે તેને પરમેશ્વરે સારૂં ફળ આપ્યું.

મિસિસ સ્મિથ કૅનેડા નિવાસીની એક પ્રતિષ્ઠિત રમણી હતી. તે કૅનેડા પાછી ફરતી હતી. તેઓની દુર્દશાની વાત સાંભળી તે સહાયતા

કરવાને કબૂલ થઇ. બે ત્રણ દિવસ પહેલાં હેરીને તેની પાસે રાખ્યો હતો. એ અરસામાં તેણે હેરીને સારૂં સારૂં ખાવાનું આપીને એટલો બધો તો વશીભૂત કરી લીધો હતો કે, તે તેની પાસેથી જરા પણ દૂર જવા માગતો નહિ.

તેઓ ત્રણે જણ ગાડીમાં બેસીને બંદર આગળ આવી પહોંચ્યા. જ્યૉર્જ ગાડીમાંથી ઉતરીને ટીકીટ ઓફિસમાં ટીકીટ લેવા ગયો. ત્યાં તેણે સાંભળ્યું કે, કોઇ બે માણસો પોતપોતામાં વાતચિત કરી રહ્યા છે. એક જણે કહ્યું :-" ભાઇ! મેં સઘળા મુસાફરોને ઘણી જ બારીકાઇથી તપાસ્યા, પણ એમાં તમારા નાશી આવેલા ગુલામોનો પત્તો જણાતો નથી. " પછી જ્યૉર્જે જોયું કે માર્કસ વહાણના એક કલાર્કની આગળ બોલે છે.

માર્કસ બોલ્યો : " તેઓ તદ્દન ગોરા જેવા જણાય છે; પરંતુ પુરૂષના હાથમાં H (એચ) અક્ષર છાપેલો છે. "

જ્યૉર્જ એ વખતે હાથ લાંબો કરીને ટીકીટ લેતો હતો. તેનો હાથ ધ્રુજી ઉઠયો, પરંતુ તે આત્મસંયમ કરી ધીરે ધીરે જ્યાં ઇલિઝા તથા મિસિસ સ્મિથ હતી ત્યાં આવ્યો. મિસિસ સ્મિથ હેરીને લઈ સ્ત્રીઓની કેબીનમાં જતી રહી. ત્યાર પછી વહાણ ઉપડવાનો ઘંટ વાગ્યો. જ્યૉર્જના હૃદયમાં આનંદનો પ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો. માર્કસ નિરાશ વદને નિશ્વાસ મૂકતો મૂકતો વહાણમાંથી ઉતરીને કિનારે આવ્યો. મનમાં વિચાર કરવા લાગ્યો કે વકીલાતના ધંધામાં કંઇ સારી કમાણી થતી ન જોઇ મેં એ ધંધો છોડી દીધો, અને આ દેશપ્રચલિત કાયદાના ગૌરવનું રક્ષણ કરવા માટે ગુલામો પકડવાનો ધંધો લીધો; પરંતુ એમાં કંઈ લાભ સારો મળતો નથી. એમ કહી માર્કસ ઉદાસ મુખે પોતાના દેશ તરફ પાછો ફર્યો.

બીજે દિવસે વહાણે આમહર્સ્ટ બંદરે આવીને લંગર નાખ્યું. એ કેનેડાનો એક ન્હાનો કસ્બો છે. જ્યૉર્જ, ઇલિઝા વગેરે કિનારે ઉતર્યાં. સ્વતંત્ર ભૂમિપર પગ મૂકતાં જ તેમનાં હૃદય આનંદથી ભરાઈ આવ્યાં. આજે તેઓ ગુલામગીરીની બેડીમાંથી મુક્ત થયાં, આજે જ્યૉર્જને સ્ત્રી પુત્રને પોતાનાં કહેવાનો હક્ક મળ્યો. પતિ–પત્ની એકબીજાના ગળે બાઝી પડી આનંદના આંસુનો પ્રવાહ વહેવડાવવા લાગ્યાં: ઉભય ઘુંટણીએ પડી ઉંચ સ્વરે નમ્રતાપૂર્વક ઇશ્વિરનું યશોગાન ગાવા લાગ્યાં;–

" વિપતિ સાગરમાં તું અમારો આધાર,
કોણ બચાવે દીન હીનને તુજ વિના હે કર્ત્તાર;
નિરાશાના અંધકારમાં ખાતા હતા ગોથાં અમે,

ઉદય થયો સુખ-રવિ પૂર્વમાં તુજ કૃપાથી આજે;
દુઃખમાં જેમ પોકાર્યો, તેમ જ સુખમાં સ્મરણ કરીશું,
ધ્યાન તારૂં ધરીને જીવન પર્યંત તુજ યશોગાન ગાઇશું. ”

સંગીત સમાપ્ત થઇ રહ્યું એટલે મિસિસ સ્મિથ તેઓને તે નગરમાં રહેતા એક પાદરીને ત્યાં લઇ ગઈ. એ પાદરી એવા જ નિરાધાર નાશી આવેલા ગુલામોને પોતાના ઘરમાં આશ્રય આપતો હતો.

જર્યોર્જ તથા ઇલિઝાના અંતઃકરણમાં આજે અનહદ આનંદ થઇ રહ્યો છે. પાઠક ! એ આનંદનું વર્ણન કરવાની આ ક્ષુદ્ર લેખિનીમાં શક્તિ નથી, તું તારી કલ્પનાના ઘોડાઓને છોડી મૂકી તારા જિજ્ઞાસુ હૃદયને તૃપ્ત કરજે. આજે આખી રાત્રિ ઉભયને નિદ્રા ન આવી. સમસ્ત રાત્રિ આનંદની ઉર્મિઓમાં જ વીતિ ગઇ. તેમણે જરાપણ વિચાર કર્યો નહિ કે, હવે ભવિષ્યમાં કેવી રીતે જીવન વ્યતિત કરવું. તેમને ઘર, વાડી, વજીફા કંઇ જ નહોતું. કાલે શું ખાઇશું તેનું પણ ઠેકાણું નહોતું, તો પણ સ્વતંત્રતા પ્રાપ્ત થઇ, દાસત્વના બંધનમાંથી મુક્ત થયા, એ વિચારથી તેમના આનંદની સીમા ન રહી. વસ્તુતઃ માનવ જીવનમાં સ્વતંત્રતા કરતાં બીજું કયું અમૂલ્ય રત્ન છે ? પરંતુ જેઓ પ્રભુત્વ પ્રાપ્ત કરવાના હેતુથી. અથવા ધનના લોભથી મનુષ્ય મંડળીને એ અમૂલ્ય રત્નથી વંચિત કરે છે, જેઓ જન-વિશેષ અથવા જાતિ-વિશેષની સ્વતંત્રતાના મૂળમાં પ્રહાર કરે છે, જેઓ એકાધિપત્ય સ્થાપવાને સારૂ ન્હાનામાં ન્હાના અધિકારથી મનુષ્ય સંતાનોને વંચિત રાખવાનો પ્રયત્ન કરે છે, તેઓને અવશ્ય ઈશ્વરના કોપના ભોગ થવું પડશે. વંશપરંપરા તેઓને એ અત્યાચારનું ફળ ભોગવવું પડશે.

## પ્રકરણ ૪૧ મું.

### ટૉમનો જયોલ્લાસ.

મૃત્યુ શું અવસ્થામાં દુઃખદાયક લાગે છે ? આ દુઃખ તથા અત્યાચારથી પૂર્ણ સંસારમાં કેટલાએ લોકો મૃત્યુની યાચના કરે છે. તેઓને તો મૃત્યુ કંઇ દુઃખદાયક લાગતું નથી. ધર્મવીરોએ પ્રત્યેક યુગમાં ઇચ્છાપૂર્વક મૃત્યુને આલિંગન કર્યું છે. સત્યને માટે, ધર્મને

માટે, સંસારમાંથી અન્યાયને દૂર કરવા માટે, કેટલાએ ધર્મવીર તથા સાધુ-પુરૂષોએ પ્રસન્ન વદને પોતાના પ્રાણુનો ભોગ આપ્યો છે. શું તેઓને એ વખતે મૃત્યુ દુઃખદાયક લાગ્યું હતું? ના, કદાપિ નહિ. એકવાર જીવંત વિશ્વાસને લીધે મનુષ્ય ઉત્તેજીત થઈ જાય છે એટલે પછી હૃદયમાં ઉભરાઈ આવેલા ધર્માવેગ તથા પ્રેમાતુરાગથી તે પોતાને ભૂલી જાય છે, એ વખતે તે બાહ્યજ્ઞાનહીન બની જાય છે, કોઇ પણ પ્રકારનું શારીરિક કષ્ટ તેના અંતરાત્માને સ્પર્શ કરી શકતું નથી.

પરંતુ જેઓને નિરંતર પ્રહારનું કષ્ટ સહન કરવું પડે છે. અત્યાચારીઓ ધીમે ધીમે જેઓનું એક એક ટીપું રક્ત ચૂસી લઇને મરણ નિપજાવે છે, અત્યાચાર સહન કરી કરીને જેઓના અંતઃકરણમાંથી દયા માયા તથા બીજા સર્વ પ્રકારના સદ્‌ગુણો ધીમે ધીમે નાશ પામે છે, તેઓને પણ એ મૃત્યુ દુઃખદાયક નથી? એના કરતાં પણ વિશેષ દુઃખદાયક મૃત્યુ શું જગતમાં બીજું પણ હોઇ શકે છે?

નરરાક્ષસ લેગ્રી જ્યારે ટૉમને મારતો હતો, તેનો જીવ લેવાની બ્હિક દેખાડતો હતો, ત્યારે ટૉમ મનમાં ને મનમાં વિચાર કરતો હતો કે, હવે તેને આ સંસારનો ત્યાગ કરવો પડશે, હવે સત્વર મૃત્યુ આવીને તેના સઘળા દુઃખોનો અંત લાવશે; તેથી તેને બ્હિવાનું કંઇ પણ કારણ રહેતું નહોતું. તે જીવંત ધર્મ વિશ્વાસને લીધે ઉત્તેજીત થઇને ધર્મવીરની માફક નિડરતાથી લેગ્રીની સ્હામે ઉભો રહેતો, અને ઇશુના દૃષ્ટાંતનું અનુચરણ કરીશ એમ વિચારીને મનમાં ને મનમાં આનંદિત થતો હતો. પરંતુ પ્રહાર કરી રહ્યા પછી જ્યારે લેગ્રી ચાલ્યો જતો અને તે જોતો કે હજી મૃત્યુ તો ન આવ્યું; ત્યારે હૃદયમાં ઉભરાઇ આવેલો ધર્માવેગ તથા પ્રહારના સમયનો ઉત્તેજીત ભાવ ધીમે ધીમે ઘટી જતો અને તેને મારનો અનુભવ થતો, શરીર શિથિલ પડી જતું અને તેની સાથે અંતરાત્મા પણ મંદ પડી જતો હતો; હૃદયમાં નિરાશાનો ઉદય થતો હતો, પોતાની દુર્દશાનું સ્મરણ થઇ આવતાં જ તેના અંતરમાં અસહ્ય વેદનાનો અગ્નિ પ્રજ્વલિત થઈ ઉઠતો હતો.

પ્રથમ દિવસના પ્રહારથી જ ટૉમનું શરીર ઘણે ઠેકાણેથી છોલાઇ ગયું હતું તથા તે ઘણો જ દુર્બળ થઇ ગયો હતો, પરંતુ તે આરોગ્ય લાભ કરીને પથારીમાંથી ઉઠે તે પહેલાં જ લેગ્રીએ તેને હઠને લીધે ખેતરમાં કામ કરવાને મોકલ્યો. દરરોજ તે બીજા મજુરોની સાથે ખેતરમાં જતો અને શરીરમાં અશક્તિ હોવા છતાં તનતોડીને કામ કરતો હતો, પરંતુ પરિશ્રમ કેવળ પોતાની હિંસક વૃત્તિ દેખાડવાને સારૂ નમતા વખત તેને મારવામાં

મારતા હતા. એવો અત્યાચાર થતો હોવા છતાં પણ શું કોઇ મુંગે મ્હોડે સહન કર્યા કરે કે? પણ ટૉમ ઘણો જ શાંત સ્વભાવનો હતો. તેના ધૈર્ય તથા સહિષ્ણુતાની સીમા જ નહોતી; પરંતુ કોઇ કોઈ વખતે સૅમ્બો તથા કુઇમ્બો વગેરેના ભીષણ અત્યાચારથી તેનું મન સહિષ્ણુતારહિત થઈ જતું હતું. હવે ટૉમ સ્પષ્ટ રીતે સમજી શક્યો કે, લેગ્રીના કુલીઓ શાથી આ પ્રમાણે મનુષ્યત્વહીન થઈ જઇને દુરાચારી બની જાય છે; તેમનાં હૃદય શાથી ફક્ત દ્વેષ, હિંસા, સ્વાર્થપરતા અને નિષ્ઠુરતાથી પૂર્ણ થઇ ગયાં છે; તેમના પાષાણ હૃદયમાં એક ક્ષણવારને માટે પણ સહાનુભૂતિનાં કિરણ શાથી પ્રવેશ કરી શકતા નથી. પરંતુ હવે તેને તેઓનું અયોગ્ય આચરણ જોઈને આશ્ચર્ય થવાનુ કંઈ કારણ રહ્યું નહિ. તે સહેજમાં સમજી શક્યો કે, કુલીઓની એવી દુર્દશા થવાનું કારણ તેઓના ઉપર અત્યાચાર કરવામાં આવે છે તે જ છે. તેને હવે ઘણો ભય લાગવા માંડયો. તે વિચાર કરવા લાગ્યો કે, કદાચ આવા ભીષણ અત્યાચારથી મારા સ્વભાવમા પણ પરિવર્ત્તન થઈ જશે. એથી તેને જ્યારે જ્યારે અવકાશ મળતો ત્યારે તરત જ પોતાના જુના બાઇબલને કહાડી વાચવા બેસી જતો, પણ હાલમાં કામની ઘણી જ તડામાર ચાલતી હતી. એક ઘડીની પણ નવરાશ મળતી નહોતી. રવિવારના દિવસે પણ ખેતરમાં કામ કરવું પડતું હતું. કપાસ વીણવાના દિવસોમાં કેટલાક માસ પર્યંત લેગ્રી કુલીઓને રવિવારની પણ રજા આપતો નહોતો. તે આપે પણ શા માટે? કેમકે ધર્મની સાથે તો તેને કંઈ સંબંધ જ નહોતો. કપાસનું ખેતર એ જ તેનું ભજનાલય અને રૂપિયા એ જ તેના દેવતા હતા.

પહેલાં ટૉમ ખેતરમાંથી આવ્યા પછી દરરોજ રાત્રે રોટલીઓ બનાવતી વખતે ચૂલ્હાની પાસે પ્રકાશમાં બેસીને બાઇબલમાંથી એક બે ઉપદેશ વાંચ્યા કરતો હતો. પરંતુ આજકાલ તેનું શરીર ઘણું જ અશક્ત થઈ ગયું હતું. હવે ખેતરમાંથી આવ્યા પછી તે ક્ષણવાર પણ બેસી શકતો નહોતો. સ્હાંજે ખેતરમાંથી આવતાંની સાથે જ તે ઝુંપડીમાં જઇને સૂઈ જતો અને વેદનાથી તરફડયા કરતો હતો.

પરંતુ આશ્ચર્ય થવા જેવું તો એ હતું કે, ટૉમનો ધર્મ પ્રત્યેનો અચળ વિશ્વાસ પણ હવે ધીમે ધીમે વિચલિત થવા લાગ્યો હતો. જે દૃઢ ધર્મ-વિશ્વાસને લીધે તે આ જન્મમાં ગમે એવા અસહ્ય દુઃખની પણ કશી પરવા કરતો નહોતો. તે જ અડગ ધર્મવિશ્વાસને ભીષણ અત્યાચારની આગળ

પરાજિત થવાનો પ્રસંગ આવ્યો. તેના મનમાં અજ્ઞેય અંધકારમય જીવનના ગુંચવણ ભરેલા પ્રશ્નના સંબંધમાં અનેક વિચારો ઉત્પન્ન થવા લાગ્યા. તેનું હૃદય તથા મન અસ્થિર બની ગયું. તેણે આત્માને પૂછ્યું કે, જગત્પિતા ક્યાં છે? તે શાંત શા માટે રહ્યો છે? ત્યારે શું ખરેખર અંતે પાપનો જ જય છે? એવા વિચારો ઉત્પન્ન થયા પછી તે પુનઃ વિચાર કરવા લાગ્યો, "ના, પરમ પિતા જગદીશ્વર મારો કદાપિ ત્યાગ કરશે નહિ. કદાચ મિસ ઑફેલિયાનો પત્ર મળતાં જ કેન્ટાકિમાંથી મને મુક્ત કરવા માટે કોઈ આવશે." એ પ્રમાણે ચિન્તા કરતો કરતો વ્યાકુળ ચિત્તે ઇશ્વરની આગળ પોતાની મુક્તિ માટે પ્રાર્થના કરવા લાગ્યો; દરરોજ સ્હવારમાં ઉઠીને ઉત્સુક નયને માર્ગ તરફ જોતો કે, કોઈ તેનો ઉદ્ધાર કરવા માટે આવે છે કે નહિ; પરંતુ એવી રીતે દિવસ પછી દિવસ ચાલ્યા ગયા, તથાપિ કેન્ટાકિમાંથી કોઈ ન આવ્યું. વળી પાછો તે જ પ્રશ્ન ઉત્પન્ન થવા લાગ્યો કે,—શું ઇશ્વરે મારો ત્યાગ કર્યો છે?

એ અરસામાં કોઈ કોઈ વખતે ટૉમની સાથે કૅસીનો મેળાપ થતો હતો, તથા કાંઈ કામ પ્રસંગે ઘરમાં જવું પડતું ત્યારે એમેલિનનું નિરાશ થઈ ગયેલું મુખમંડળ જોવામાં આવતું; પરંતુ તે કોઇની સાથે પણ વાતચિત કરતો નહોતો. વસ્તુતઃ વાતચિત કરવા માટે તેને એક ક્ષણનો પણ અવકાશ નહોતો.

એક દિવસ સ્હાંજે ખેતરમાંથી આવ્યા પછી ટૉમ ઘણો જ અશક્ત થઇ ગયો અને તરત જ ભૂમિ પર પટકાઈ પડયો. આજે તેનામાં ઉઠવાની શક્તિ રહી નહિ. તે સૂતાં સૂતાં જ રોટલીઓ કરવા લાગ્યો. એટલામાં તેને બાઇબલ વાંચવાનું મન થયું. તેણે ચૂલ્હામાં લાકડાના બે કકડા નાંખી અગ્નિને વિશેષ પ્રજ્વલિત કર્યો, અને ખિસ્સામાંથી બાઇબલ કહાડીને જે ભાગ વાંચતા તેનું અંતઃકરણ પ્રફુલ્લિત થઈ ઉઠતું, આશાનો સંચાર થતો, હૃદય જીવંત વિશ્વાસથી ભરાઈ જતું ત્યાંથી વાંચવા લાગ્યો. તેણે બાઇબલમાં પોતાને પસંદ પડેલા ભાગ ઉપર નિશાની કરી રાખી હતી. તે વાંચતાં વાંચતાં મનમાં ને મનમાં પૂછવા લાગ્યો કે, શું પૃથ્વી શક્તિહીન થઈ ગઈ છે? શું આ ધર્મશાસ્ત્ર ભગ્ન હૃદયમાં બળ આપી શકતું નથી? જ્યોતિહીન નેત્રોમાં શું તેજ આપતું નથી? એવા પ્રશ્નો કરીને તેણે એક લાંબો નિશ્વાસ મૂકી બાઇબલ બંધ કર્યું. પાછળથી કોઇના વિકટ હાસ્યનો સ્વર સાંભળવામાં આવ્યો. તેણે પાછળ ફરીને જોયું તો લેગ્રીને ઉભો રહેલો જોયો.

લેગ્રી બોલ્યો: "કેમ, હવે તો સમજવામાં આવ્યું ને કે તારો ધર્મ

કંઈ પણ કરી શકતો નથી ?! મેં તો તને પ્રથમથી જ કહ્યું હતું કે, તારા એ ધર્મજ્ઞાનને હું દૂર કરી દઈશ.”

ધર્મ સંબંધી એવી મશ્કરી સાંભળી ટૉમનું હૃદય વિંધાઈ ગયું. એટલું દુઃખ તો તેને આખા દિવસની ક્ષુધા તૃષાથી પણ થયું નહોતું.

લેગ્રી પુનઃ બોલ્યો : “તું ખરેખર ગધેડો છે. મેં તને ખરીદતી વખતે જ કહ્યું હતું કે, હું તને ઉંચી જગ્યાએ ચઢાવીશ. હું તને સૅમ્બો તથા કુઈમ્બોના કરતાં પણ ઉંચો અધિકાર આપત. આજ તેઓ તને ચાબુકથી ફટકાવે છે, પણ જો મારા કહેવા પ્રમાણે ચાલ્યો હોત તો તું સઘળાંને ફટકાવી શકત. હું તને કોઈ કોઈવાર બ્રૅન્ડી અથવા વ્હીસકી પણ આપત. હજી પણ તને કહું છું કે તારા એવા ધર્મના ઢોંગ છોડી દે. તારા એ જુના બાઈબિલને ચૂલ્હામાં નાંખી દે, અને મારો ધર્મ ગ્રહણ કર.”

ટૉમ : “ઈશ્વર એવું ન કરાવે !”

લેગ્રી : “તું જુએ છે તો ખરો કે ઈશ્વર તને મદદ કરતો નથી. જો એ તારો સહાયક હોત તો શું તને મારા હાથમાં પડવા દેત ખરો કે ? તારો એ ધર્મ બર્મ એક જાતનો ઢોંગ છે. તારૂં ભલું કરવા ઇચ્છતો હોય, તો મારૂં કહ્યું માન. જો, હું એક સામર્થ્યવાન માણસ છું અને તેથી તારૂં કંઈક ભલું કરી શકું તેમ છું.”

ટૉમ : “જી ના. હું મારો સંકલ્પ છોડીશ નહિ. ઈશ્વર મને મદદ કરે કે ન કરે, પણ હું તો તેના જ ચરણોમાં આત્મસમર્પણ કરીશ–અંતની ઘડી સુધી તેના ઉપર જ વિશ્વાસ રાખીશ.”

લેગ્રી તિરસ્કાર દર્શાવીને તેના મ્હોંમાં થુંકી તેને લાત મારતાં બોલ્યો : “તું તદ્દન બેવકુફ છે! ગમે તેમ હોય, હવે તને હું છોડીશ નહિ. તને ગમે તેમ કરીને ઠેકાણે લાવીશ.” એમ કહીને લેગ્રી ચાલ્યો ગયો.

• જ્યારે અતિ વેદનાથી આત્મા તદ્દન અવસન્ન થઇ જાય છે, ધૈર્યની સીમા આવી રહે છે, ત્યારે દેહ તથા મનની સર્વ શક્તિઓ એ ભારને દૂર ફેંકી દેવા માટે છેવટનો પ્રયત્ન કરી જોવા સારૂ સઘળા બળથી ઉત્તેજીત થઇ જાય છે; એટલા માટે જ ઘણું ખરૂં અસહ્ય માનસિક વેદના પછી તત્કાળ હૃદયમાં આનંદ તથા સાહસનો પ્રવાહ વહેતો જોવામાં આવે છે. ટૉમના સંબંધમાં પણ તેમ જ બન્યું. નિષ્ઠુર માલિકના નાસ્તિકતાપૂર્ણ મ્હેણાંથી તેનું દુઃખીત હૃદય વિશેષ અવસન્ન થયું; જો કે ઈશ્વર પ્રત્યેનો તેનો અડગ વિશ્વાસ વિચલિત થવા ન પામ્યો, તથાપિ તે હૃદય વિદારક

નિરાશાથી સર્વથા શિથિલ થઈ ગયો. ટૉમ ભાન વિનાના માણસની માફક ચૂલ્હા-ની પાસે બેસી રહ્યો. અચાનક તેની આસપાસનાં સઘળા પદાર્થો જાણે શૂન્યમાં મળી ગયા, અને કાંટાનો મુકુટ પહેરેલી, લોહીવાળી, ઘવાયેલી ઈસુની આકૃતિ તેનાં નેત્રો સ્હામે ઉપસ્થિત થઇ. ટૉમ ભય તથા વિસ્મયની સાથે તે આવનારના મહાન્ સહિષ્ણુભાવના તરફ જોવા લાગ્યો; તે ગંભીર તથા કરૂણોદ્દીપક બન્ને નેત્રો તેના અંતરના અંતઃસ્થળ પર પડયા; તેનો અવસન્ન મુમૂર્ષ આત્મા જાગી ઉઠયો, તે બન્ને હાથ લાંબા કરી ઘુંટણુ માંડીને બેસી ગયો. તે જ વખતે ધીમે ધીમે એ આકૃતિનું રૂપ બદલાવા લાગ્યું, તીક્ષ્ણ કાંટાઓની જગ્યાએ ગૌરવના કિરણો જણાવા લાગ્યા, એક અપૂર્વ પ્રભા–મંડળથી પ્રકાશિત તે મુખ, સ્નેહ ચક્ષુથી તેના તરફ જોઇ રહ્યું; તે કંઠમાંથી અમૃતસ્વર નીકળવા લાગ્યો, ટૉમે સાંભળ્યું, "મેં જેવી રીતે સંસારના પાપ તથા અત્યાચારો પર વિજય મેળવીને પિતાની સાથે સિંહાસન પર બેસવાનું સૌભાગ્ય પ્રાપ્ત કર્યું છે, તેવી જ રીતે જે કોઈ પાપ તથા અત્યાચાર ઉપર જય મેળવશે, તે જ મારી સાથે સિંહાસન પર બેસી શકશે."

ટૉમ જ્યારે શુદ્ધિમા આવ્યો, ત્યારે તેણે જોયું કે, રાત્રિ ઘણી વીતિ ગઇ છે. ઝાકળને લીધે તેના વસ્ત્રો તથા શરીર તરબોળ થઇ ગયું છે. તે કેટલો વખત એવી અવસ્થામા પડી રહ્યો તેનું તેને ભાન નહોતું. પરંતુ આત્માનો સંકટ કાળ ચાલ્યો ગયો છે, તેનું હૃદય એક અપૂર્વ આનંદથી ભરાઈ ગયું છે; એ આનંદની ઊર્મિઓમા તે ભૂખ, તરસ, ટાઢ, અપમાન. નિરાશા તથા દુઃખ સઘળું ભૂલી ગયો. આ જીવનની સકળ આશાઓને ત્યાગ કરીને એ જ વખતે તેણે પોતાના હૃદયને અનાદિ દેવના ચરણોમાં સમર્પિત કર્યું. ટૉમ ઉંચે આસ્માની આકાશમા પ્રકાશી રહેલા તારાઓ તરફ નજર કરી આકાશને પ્રતિધ્વનિત કરીને આત્માના ગંભીર આનંદમાં તન્મય બની જઈ આ સંગીત ગાવા લાગ્યો;—

"બરફ સમાન પૃથ્વી પીગળી જશે, ભાનુ ભસ્મ થઇ જશે;
તોપણ પ્રભુ હું તારો રહીશ તું મારો કહેવાશે.
મૃત્યુ લોકનું જીવન પૂર્ણ થશે જડ શરીર આ મંદ;
શાંતિ–સરોવરમાં તરીશ હું મેળવીને બ્રહ્માનંદ.
વર્ષ સહસ્ર ત્યાં રહીને ચિર પ્રકાશિત ભાનુ સમાન;
જેમ ગાઉં [illegible]મ જ ગાયા કરીશ તુજ યશોગાન."

ઉપર અમે જે [illegible]નાનું વર્ણન કર્યું તે કંઈ નવિન નહોતી. એવી ઘટનાઓ ધર્મવિશ્વાસી ગુલામોમાં સદૈવ ઘટયા કરતી હતી. મનોવિજ્ઞાની

પંડિતોનું કથન છે કે, એવી પણ અવસ્થા થયા કરે છે કે જેમાં મનના ભાવ તથા કલ્પનાઓ એટલી ઉત્તેજીત તથા પ્રબળ થઈ જાય છે કે, તે વખતે સર્વ બાહ્ય ઇંદ્રિયો પર તેનો પ્રભાવ પડી જાય છે, અને એવી અવસ્થામાં મનઃકલ્પિત પદાર્થ પ્રત્યક્ષ જણાય છે. સર્વવ્યાપી પરમેશ્વર મનુષ્યને એવી શક્તિઓ આપીને તેના જીવનમાં જે કેટલીયે ઘટનાઓ ઘટાવે છે, તેની ગણત્રી કોણ કરી શકે છે? તથા કેટલા ઉપાયથી તે નિઃસહાય નિરાશાયુક્ત આત્મામાં નવા બળનો સંચાર કરે છે, તેનો પણ કોણ નિર્ણય કરી શકે છે? જો આ દુઃખી તુચ્છકારી કાઢેલા ગુલામો વિશ્વાસ કરે કે ઇસુએ તેમને સાક્ષાત્ દર્શન દીધાં હતાં, તેમની સાથે વાતચિત કરી હતી, તો તેઓની વાતનો કોણ ઇન્કાર કરશે ?"

બીજે દિવસે જ્યારે દાસ–દાસીઓ ખેતરમાં જવા લાગ્યાં, ત્યારે એ ફાટેલાં લુગડાં તથા જર્જરિત દેહવાળા ટાઢથી ધ્રુજતા ગુલામોમાં ફક્ત એક જ માણસ એવો નજરે પડતો હતો કે જે આનંદિત થઇને ચાલતો હતો, કેમકે ઇશ્વરના અનંત પ્રેમના ઉપર તેનો દૃઢ વિશ્વાસ ચોંટયો હતો. લેગ્રી ! તારામાં જેટલી શક્તિ હોય તે સર્વનો પ્રયોગ કરી જો ! અસહ્ય વેદના, શોક, અપમાન તથા અભાવરાશિ સર્વ તેને માટે શાંતિ નિકેતનના સોપાન રૂપ બની તેને સ્વર્ગના તરફ જવાના કાર્યમાં સહાયતા કરશે.

હવેથી પીડાયેલા ટૉમનું વિનીત હૃદય શાંતિથી પૂર્ણ થઇ ગયું. નિત્ય બિરાજમાન પવિત્ર સ્વરૂપ પરમેશ્વરે તેના હૃદયમાં પોતાના મંદિરની સ્થાપના કરી. આ જીવનનાં નાશવંત દુઃખ ચાલ્યાં ગયાં છે, આ જીવનની આશા, ભય તથા આકાંક્ષાઓના આન્દોલનો વીતિ ગયા છે, તથા ક્ષણચારની સંગ્રામ–પીડિત રૂધિરાક્ત માનવી ઇચ્છાઓ સંપૂર્ણરૂપથી ઇશ્વરીય ઇચ્છામાં મળી ગઇ છે. ટૉમને પોતાની જીવન–યાત્રાનો અવશેષ રહેલો ભાગ ઘણો જ થોડો રહેલો જણાવા લાગ્યો, તથા અનંત શાંતિ, અનંત સુખ એટલું નિકટ અને એટલું સ્પષ્ટરૂપે જણાવા લાગ્યું કે, જીવનનાં સકળ અસહ્યનીય દુઃખ તેના હૃદયને હવે દુઃખ દઇ શક્યા નહિ.

તેનામાં ઉપરથી થયેલો ફેરફાર સઘળાના જોવામાં આવ્યો. તેનું મુખ દરેક વખતે પ્રફુલ્લિત રહેવા લાગ્યું તથા દરેક કાર્યમાં તેની વિશેષ ચપળતા જણાવા લાગી. ધૈર્ય, સહિષ્ણુતા તથા શાંતિથી તે ભીષણ અત્યાચાર સહન કરવા લાગ્યો. કોઇ પણ રીતે તેના મનમાં ચિંતાતુર ભાવ ઉત્પન્ન થવા ન લાગ્યો. એ જોઇને લેગ્રીએ એક દિવસ સૅમ્બોની આગળ કહ્યું: "ટૉમના શરીરમાં શું શયતાને પ્રવેશ કર્યો છે? થોડા દિવસ પહેલાં

તો તે તદ્દન નિરાશ તથા નિર્બળ થઈ ગયો હતો, પણ હમણાં તો કંઈ ઘણી જ ત્વરાથી કામ કરતો જણાય છે.”

સૅમ્બો: “એનું કંઈ કારણ જણાતું નથી. કદાચ ન્હાસી જવા માટે કંઈ યત્ન કરતો હશે.”

લેગ્રી: “જો એકવાર ન્હાસવાનો પ્રયત્ન કરે તો ઠીક થાય! હું પણ એટલું જ માગું છું.”

સૅમ્બો હસતાં હસતાં બોલ્યો: “મને લાગે છે કે એ દિવસ ટૂંક વખતમાં આવી પહોંચશે. તે નિશ્ચય નાશી જવાની ખટપટ કરી રહ્યો છે. ન્હાસશે એટલે શિકારી કુતરાઓની મારફતે આપણે તેને પકડી પાડીશું. એકવાર પેલી મૉલી ન્હાઠી હતી ત્યારે કેવી મજાહ પડી હતી. એ વખતે હસી હસીને મારૂં તો પેટ દુઃખવા આવ્યું હતું. શિકારી કુતરાઓએ જઇને તેને પકડી અને અમે ત્યાં જઈ પહોંચ્યા તે પહેલાં તો તેમણે તેને અડધી ફાડી ખાધી. મને એ જોઇને એવું હસવું આવ્યું હતું કે હું શું કહું.”

લેગ્રી: “મને લાગે છે કે હવે લુસી બે ત્રણ દિવસમાં કબરમાં પહોંચી જશે. પણ સૅમ્બો, દાસ–દાસીઓ ઘણા આનંદિત જણાય તો તેઓને સીધા કરવાનો યત્ન કરજે.”

સૅમ્બો: “એ માટે તમારે બિલકુલ ચિંતા કરવાની જરૂર નથી. હું પોતે જ બધું ઠીક કરી લઇશ.”

લેગ્રી બપોરે કંઇ કામ પ્રસંગ પાસેના કોઈ નગરમાં જતો હતો, ત્યારે ઉપર જણાવેલી વાતચિત તેણે સૅમ્બોની સાથે કરી હતી. તેણે શહેરમાંથી પાછા આવીને કુલીઓની ઝુંપડીઓ તપાસવાનો વિચાર કર્યો હતો. જ્યારે તે શહેરમાંથી પાછો આવ્યો અને ઝુંપડીઓથી થોડે દૂર રહ્યો કે તેને ગાયનનો સ્વર સંભળાવા લાગ્યો. તે ઉભો રહી ગયો. તેણે સાંભળ્યું કે ટૉમ ગાઈ રહ્યો છેઃ—

“ જ્યારે જોઈશ લખ્યું છે સ્વર્ગદ્વાર પર મારૂં નામ;
ભય ભાવનાને વિદાય કરી અશ્રુ લુછી લઇશ વિશ્રામ.
જો શત્રુ થઇને સકળ જગત યુદ્ધ કરવા આવે અને નરકમાંથી વર્ષે બાણ;
તોપણ ધરા ભ્રુકુટિને નિર્ભય જોઈ ગણું હું તુચ્છ શયતાન.
પ્રલય સમુદ્ર ઉભરાઈ આવે વા ઘોર શોકનું થાય તોફાન;
પરવાહ નથી રતિભાર મુજને નવ થશે મને કંઈ ભાન;
મળે જો નિરાપદે મુજને સ્વર્ગ, ગૃહ, પરમ પિતા સર્વસ્વ સમાન.”

એ ગાયન સાંભળીને લેગ્રી મનમાં ને મનમાં કહેવા લાગ્યો: "હા! શાલો મનમાં એમ સમજે છે કે સ્વર્ગમાં જઇશ. ગાયન સાંભળીને તો મારા કાન બળી જાય છે," ત્યાર પછી તે ટૉમની પાસે આવ્યો અને હાથમાંનો ચાબુક ઉગામીને બોલ્યો: "હરામજાદા! આટલી રાત્રે બહાર બેસીને ગરબડ કેમ કરે છે? જા, ઝુંપડીમાં જતો રહે. તારૂં ગાયન બંધ કર."

ટૉમ ઘણી જ નમ્રતાપૂર્વક તથા પ્રફુલ્લવદને બોલ્યો: "જેવી આજ્ઞા પ્રભુ." એટલું બોલીને તે ઝુંપડીમાં જવા લાગ્યો. ટૉમને એવી રીતે પ્રફુલ્લવદને બોલતો જોઇને લેગ્રીના ગુસ્સાનો પાર ન રહ્યો. તે તરત જ તેની પીઠ ઉપર ચાબુકના પ્રહાર કરતો બોલ્યો: "હવે તું ઘણી મોજમજાહ ભોગવે છે, કેમ?"

પરંતુ એ ચાબુકના પ્રહારથી ટૉમના હૃદય ઉપર કંઈ જ અસર ન થઈ. તેને કંઇ દુઃખ ન થયું. તેનો આત્મા જીવનમુક્ત થઈ ગયો હતો. તેનો એ પંચભૌતિક દેહ આત્માથી જૂદો થઇ ગયો હતો, તેથી બહારનું કોઈ પણ કષ્ટ તેને કષ્ટરૂપ લાગ્યું નહિ. તે નમ્રતાપૂર્વક ઉભો રહ્યો. લેગ્રી જોઈ શકયો કે એના ઉપર પોતાનો અધિકાર સ્થાપવો એ કંઈ રમત વાત નથી. તેને લાગ્યું કે, ઇશ્વર પોતે જ તેનું રક્ષણ કરે છે. તેથી તે ઇશ્વરને ગાળો દેવા લાગ્યો. મ્હેણાં, ભય, માર તથા બીજા અનેક ભીષણ અત્યાચાર વગેરે કશાથી પણ તે ટૉમના હૃદયની શાંતિનો નાશ કરી શકયો નહિ. તેને નમ્રતાપૂર્વક તથા પ્રફુલ્લ ચિત્તે દિવસો વ્યતિત કરતો જોઇને લેગ્રી કિંકર્ત્તવ્યવિમૂઢ થઈ ગયો. પૂર્વકાળમાં ઇસુના શત્રુઓએ તેને પ્રફુલ્લિત ચિત્તે અત્યાચાર સહન કરતો જોઇને કહ્યું હતું કે, "ઇસુ, શું તું અમારા હૃદયમાં સમય આવ્યા પહેલાં જ અગ્નિને પ્રજ્વલિત કરી દઇશ?" લેગ્રીના મનમાં પણ આજે એવો જ ભાવ ઉત્પન્ન થયો. ટૉમને દુઃખ દેવાના હેતુથી તેને માર્યો, પણ ટૉમ એથી જરા પણ દુઃખિત ન થયો. એ જોઇને તેના હૃદયમાં વેદનાનો અગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠયો.

લેગ્રીના ખેતરમાં બીજા જે દીન દુઃખી કુલીઓ હતા તેઓની દુર્દશા જોઇને ટૉમના હૃદયમાં ઘણું દુઃખ થયું. તેના પોતાના દુઃખનો અંત આવી ગયો હતો; તેણે પોતે સ્વર્ગીય શાંતિ પ્રાપ્ત કરી હતી; પરંતુ એ શાંતિમાંથી થોડો ભાગ તે દીન દુઃખીઓને કેવી રીતે વહેંચી આપવો તેને માટે તે વિચાર કરવા લાગ્યો. બીજા કુલીઓની સાથે ધર્માલાપ કે ધર્મ સંબંધી ચર્ચા કરવાનો જરા પણ અવકાશ નહોતો; પરંતુ

ખેતરમાં જતી વખતે તેમજ સ્હાંજે ખેતરમાંથી આવતી વખતે રસ્તામાં વાતચિત કરવાનો થોડો ઘણો સુયોગ હતો. ટૉમે એ સુયોગને જવા ન દીધો. તેણે એ હતભાગ્ય ગુલામોની સાથે ધર્મ સંબંધી વાતચિત કરવાનું શરૂ કર્યું. પહેલાં તો તેના એ શુભ અભિપ્રાયનો મર્મ કોઈ સમજી શક્યા નહિ; પરંતુ ધીમે ધીમે તેમનાં કઠિન હૃદય પણ પીગળવા લાગ્યાં. ટૉમ તેઓના શારીરિક કષ્ટને દૂર કરવા સારૂ પણ તનતોડીને પ્રયત્ન કરવા લાગ્યો. કોઇ કોઇ વખતે તે પોતે ભૂખ્યો રહીને પોતાનું ભોજન બીજાને આપી દેતો, કોઈ રોગી, ટાઢથી દુઃખી થતા કુલીને જોઇ તે પોતાની કાંબળી તેને આપી દેતો અને પોતે જમીનપર ઉઘાડો સૂઈ રહેતો. કોઇ નિર્બળ સ્ત્રીને કપાસ વીણી શકવાને અશક્ત જોઈ તે પોતાની ટોપલીમાંથી વીણેલો કપાસ તેની ટોપલીમાં નાંખી દેતો. એ પ્રમાણેના વ્યવહારને માટે તેની પીઠ ઉપર ચાબુકનો પ્રહાર થશે તેની તે લેશ માત્ર પણ ચિંતા કરતો નહોતો.

તેની એવી વર્તણુકથી ખેતરના સઘળા કુલીઓ ધીમે ધીમે તેની તરફ આકર્ષાવા લાગ્યા. થોડા સમય પછી કપાસ વીણવાની મોસમ પૂરી થઇ ગઇ. તેથી હવે કુલીઓને પહેલાંના જેટલી મહેનત કરવી પડતી નહોતી. તેઓને ઘણો અવકાશ મળતો હતો. તેથી તેઓ ઘણું ખરૂં ટૉમની પાસે આવીને ધર્મની વાતો સાંભળતા હતા; ટૉમની સાથે પ્રાર્થના કરતા હતા.

પરંતુ લેગ્રી કોઇને પણ પ્રાર્થના કરવા દેતો નહોતો. જ્યારે તેના સાંભળવામાં આવતું કે કુલીઓ ટૉમની સાથે ધર્મ સંબંધી ચર્ચા કરે છે, ત્યારે તરતજ તે તેમની પાસે આવતો અને તેઓને મારતો હતો. પણ એથી તો તેઓની ધર્મ સંબંધી ચર્ચા કરવાની તૃષ્ણા વધારે પ્રબળ થઈ ઉઠી. વસ્તુતઃ કોઇ કોઇ વાર ધર્મના કટ્ટા દુશ્મનોની મારફતે ધર્મનો પ્રચાર કરવામાં ઘણી અનુકૂળતા થાય છે.

અત્યાચાર તથા નિષ્ઠુરતાને લીધે લુસીના હૃદયમાં રહેલો ધર્મભાવ લય થવાનો પ્રસંગ આવ્યો હતો, પરંતુ ટૉમના ઉપદેશ તથા ધર્મસંગીતોથી તેનો વિશ્વાસ પુનઃ જાગી ઉઠ્યો. બીજાની વાત રહેવા દો, કૅસી જે પ્રતિહિંસાને સર્વથા આધિન બની જઇ ઉન્માદિની થઇ ગઇ હતી, તેના હૃદયમાં પણ ભક્તિ, વિશ્વાસ તથા પ્રેમનો સંચાર થવા લાગ્યો.

કૅસીનું હૃદય પ્રથમથી અસહ્ય વેદનાના અગ્નિમાં દગ્ધ થઇ રહ્યું હતું, સંતાનશોકથી તે લગભગ ગાંડા જેવી થઇ ગઇ હતી, તેથી તેણે મનમાં નક્કી કરી રાખ્યું હતું કે, એક દિવસ સુયોગ મળતાં એ અત્યાચારી પાપાત્મા લેગ્રીના દુષ્ટ કૃત્યોનું ફળ અવશ્ય આપીશ.

એક દિવસ રાત્રે જ્યારે ટૉમની ઝુંપડીમાં બીજા લોકો ઉંઘતા હતા, ત્યારે ટૉમે જોયું કે, તેને બહાર બોલાવવા માટે કૅસી ઈશારો કરે છે. ટૉમ બહાર આવ્યો. રાત્રિના લગભગ બે વાગ્યા હશે. જ્યોત્સ્નામય રાત્રિ હતી. ટૉમે કૅસીના મુખ તરફ દ્રષ્ટિ કરી. તેને લાગ્યું કે આજે કૅસીના મુખમંડળમાં વિલક્ષણ આશા તથા ઉત્સાહનો ભાવ જણાય છે.

કૅસીના મુખમંડળમાં ટૉમ સદૈવ નિરાશાનો ભાવ જોતા હતા; પરંતુ આજે તે એ નિરાશાનું ચિહ્ન જોઇ શકયો નહિ.

કૅસી ઘણી જ વ્યાકુળતાથી ટૉમની કમરમાં હાથ નાંખીને તેને ખેંચતાં ખેંચતાં બોલી : " પિતા ટૉમ ! આ તરફ આવો. તમારી સાથે મારે કંઇ વાત કરવી છે. "

ટૉમ : " શું કહેવું છે ? "

કૅસી : " તમને સ્વતંત્ર થવાની ઇચ્છા છે ? "

ટૉમ : " ઇશ્વિર જ્યારે સ્વતંત્ર કરશે ત્યારે થઇશ. "

કૅસી આનંદમાં આવી જઇને બોલી : " આજ રાત્રેજ તમને સ્વતંત્રતા મળશે. આ તરફ આવો. આ તરફ આવો. "

એમ કહીને તે ટૉમના કાનમાં ધીમેથી કહેવા લાગી : " હમણાં તે ઊંઘે છે. તે જલદીથી જાગી ઉઠશે નહિ. મેં બ્રૅન્ડીની સાથે અફીણ મેળવી દીધું છે. આ તરફ આવો. પાછળનું બારણું ઉઘાડું છે, ત્યાં મેં પ્રથમથી જ એક કુહાડી મૂકી રાખી છે. તેના શયનગૃહનું બારણું પણ ઉઘાડું છે, હું તમને રસ્તો દેખાડું છું. હું પોતે એ કાર્ય કરત, પરંતુ મારા હાથમાં એટલું બળ નથી. આવો, આવો. "

ટૉમ : " કદિ નહિ, કદિ નહિ. આ જગત્‌નું રાજ્ય મળે તો પણ નહિ. હું એવું પાપકૃત્ય કદાપિ કરીશ નહિ. "

કૅસી : " પરંતુ આ હતભાગ્ય ગુલામોની કેવી દુર્દશા થાય છે તે જોતા નથી ? આપણે તેઓને ગુલામગીરીના બંધનમાંથી મુક્ત કરી દઇશું, અને પછી કોઈ બેટમાં નાશી જઇને બધા સાથે રહીશું. "

ટૉમ : " ના, એવા દુષ્ટ કૃત્યનું સારૂં પરિણામ નહિ આવે. જો કદાપિ મારો આ ડાબો હાથ કાપી નાંખવામાં આવે તો પણ મારાથી એ કાર્ય થશે નહિ. હું કદિ પણ એવું નીચ કાર્ય કરીશ નહિ. "

કૅસી : " વારૂ, ત્યારે હું પોતે જ કરીશ. "

ટૉમ : " ઓહ મિસ કૅસી ! હું તમને ના કહું છું, એવું દુષ્ટ કાર્ય ન

કરશો. દુષ્ટ કાર્યનું સારૂં પરિણામ આવતું નથી. ઈશ્વરના તરફ જોઇને કષ્ટ સહન કરજો, તથાપિ પાપકૃત્ય કરીને તમારા હાથ કલંકિત કરશો નહિ. ઓહ મિસ કેસી, એવું કાર્ય ન કરશો. ના, ના, ના, તમે પાપસાગરમાં તો ડૂબી રહ્યાં છો અને તેમાં વળી આવું નીચ કૃત્ય ન કરશો. જુઓ, ઇસુ ખ્રિસ્તે અમ્લાનવદને પોતાનું રક્ત રેડયું, પણ બીજાનું લોહી વહેવડાવ્યું નહિ. શત્રુઓ ઉપર પણ આપણે પ્રેમ રાખવો જોઇએ."

કેસી : "પ્રેમ રાખું ! એવા શત્રુના ઉપર હું પ્રેમ રાખું ! શું મારૂં શરીર રક્તમાંસથી બનેલું નથી ?"

ટૉમ: "જ્યારે આપણે આપણા શત્રુઓને ક્ષમા આપી શકીએ, તેઓના કલ્યાણને માટે ઈશ્વરની આગળ પ્રાર્થના કરીએ, ત્યારે જ આપણો જય થશે."

એટલું કહીને ટૉમ અશ્રુપૂર્ણ નયને સ્વર્ગ તરફ જોઈ રહ્યો.

ટૉમનો એવો અસરકારક ઉપદેશ સાંભળીને કેસીનું અંતઃકરણ ઓગળ્યું. તે બોલી : "પિતા ટૉમ ! મેં તો પ્રથમથી જ તમને કહ્યું હતું કે, મારા શરીરમાં શયતાને પ્રવેશ કર્યો છે. પિતા ટૉમ ! હું કદિ પણ પ્રાર્થના કરી શકતી નથી. મારા બન્ને બાળકો વેચાઇ ગયા પછીથી મેં કદિ પણ પ્રાર્થના કરી નથી. તમે જે કહ્યું તે સત્ય છે; પરંતુ કોણ જાણે શાથી મારૂં હૃદય પ્રતિહિંસાથી જ પૂર્ણ થઇ ગયું છે. હું પ્રાર્થના કરવા જઉં છું કે, શત્રુના વિરુદ્ધમાં હૃદયમાં રહેલો વિદ્વેષાનલ પ્રજ્વલિત થઈ ઉઠે છે."

ટૉમ : "હાય ! તમારા આત્માની એ કેવી શોચનીય સ્થિતિ છે ! હું તમારા કલ્યાણને માટે ઇશ્વરની આગળ પ્રાર્થના કરીશ—ઇશ્વર તરફ તમે તમારા મનને લઇ જાઓ."

કેસી અશ્રુપૂર્ણ નયને ઉભી રહી. ટૉમ પુનઃ કહેવા લાગ્યો : "મિસ કેસી ! જો તમે અહિંથી નાશી જઇ શકો તેમ હોય તો હું તમને તથા એમેલિનને નાશી જવાની સલાહ આપું છું."

કેસી : "શું તમે પણ અમારી સાથે ન્હાસવાનો યત્ન કરશો ?"

ટૉમ : "ના. પહેલાં કદાચ નાશી જાત. પરંતુ હવે મારે અહિં એક કર્ત્તવ્ય કરવાનું છે. હું દીન દુઃખી દાસ–દાસીઓને ધર્મના માર્ગે લઇ જવાનો પ્રયત્ન કરીશ. ઈશ્વરે એ કાર્ય મને સોંપ્યું છે; પરંતુ તમારે નાશી જવું ઉચિત છે. તમે અહિંયા રહેશો તો ધીમે ધીમે કુમાર્ગે જશો."

કેસી : "પણ ન્હાસવાનો કંઈ ઉપાય તો નથી. ક્યાં જઇએ ? કબ્ર સિવાય અમારે માટે સંતાઈ રહેવાની બીજી કઇ જગ્યા છે ? જ્યાં જઇશું

ત્યાં શિકારી કુતરાઓ અમારી પાછળ પડશે. સર્પ, મગર વગેરે હિંસ્ર પ્રાણીઓને રહેવા માટે સ્થાન છે; પરંતુ આ સંસારમાં અમારે માટે ક્યાંય બીજું સ્થાન નથી."

ટૉમ થોડીવાર ચુપ રહીને કૅસીની વાત સાંભળવા લાગ્યો. પણ પુનઃ બોલી ઉઠ્યો: "જેણે દાનિયલને સિંહના પાંજરામાંથી બચાવ્યો હતો, જેણે પોતાના વિશ્વાસુ સંતાનોને અગ્નિકુંડમાંથી પણ ઉગાર્યા હતા, જે સમુદ્રની સપાટી ઉપર થઇને ચાલ્યો ગયો હતો, અને જેની આજ્ઞા થતાં જ પવન બંધ થઇ ગયો હતો, તે અદ્યાપિ વિદ્યમાન છે. મારો દૃઢ વિશ્વાસ છે કે, તે અવશ્ય તમને નાશી જવામાં મદદ કરશે. તમે એકવાર પ્રયત્ન કરો. હું તમારા ઉદ્ધાર માટે પરમેશ્વરની આગળ પ્રાર્થના કરીશ."

ઇશ્વરનો મહિમા આશ્ચર્યજનક છે. ક્યા આશ્ચર્યકારક નિયમ પ્રમાણે આપણા માનસિક કાર્યકલાપ તથા ચિંતા ઉપર તે શાસન ચલાવે છે તે કોણ સમજી શકે છે? ટૉમની વાત સાંભળીને અચાનક કૅસીના મનમાં કંઈ વિચાર આવ્યો. પ્રથમ ન્હાસી જવાની વાત તેને સર્વથા અસંભવિત લાગતી હતી તે હવે સંભવિત જણાવા લાગી. કૅસીએ પહેલાં પણ નાશી જવાનો વિચાર કર્યો હતો; પરંતુ તેને નાશી જવાનો ઉપાય જડતો નહોતો. આજે તેને નાશી જવાનો એક ઘણો જ સરસ ઉપાય સુઝ્યો, તેથી તેના મનમાં આશાનો સંચાર થયો. તેણે ટૉમને કહ્યું: "પિતા ટૉમ! હું પ્રયત્ન કરીશ."

ટૉમ ઉંચે સ્વર્ગ તરફ દૃષ્ટિ કરીને બોલ્યો: "મંગળમય પરમેશ્વર તમને તમારા કાર્યમાં મદદ કરે."

## પ્રકરણ ૪૨ મું.

### ન્હાસવાનું કાવત્રું.



પાઠકોને સ્મરણમાં હશે કે અમે પૂર્વે જ જણાવ્યું છે જે એક ધનાઢ્ય જમીનદાર કરજદાર થઇ જવાને લીધે લેગ્રીએ તેની પાસેથી એ મકાન તથા ખેતર ઘણી જ કિમ્મતમાં ખરીદી લીધું હતું. એ મકાનમાં ઘણા જુના ઓરડા હતા; મકાન પણ વિશાળ હતું. તેના પ્રથમના માલિકના સમયમાં અહિંયાં અસંખ્ય લોકો રહેતા હતા; પરંતુ લેગ્રીએ એ મકાન ખરીદ્યા

પછી એમાંથી ચાર પાંચ ઓરડા તદ્દન ખાલી પડી રહ્યા હતા. લેગ્રીનો વ્યાપાર કાંઇ ઘણો મ્હોટો નહોતો તેમ જ તે એટલો બધો પૈસાદાર પણ નહોતો; થોડો વખત જ્યારે વહાણ ઉપર કમાન હતો, ત્યારે લૂટફાટ તેમજ છળ-કપટ કરીને બે ચાર હજાર રૂપિયા એકઠા કર્યા હતા, અને તે વડે ઘણી જ થોડી કિમ્મતમાં આ મકાન તથા ખેતર ખરીદી લઇ કપાસનો વ્યાપાર શરૂ કર્યો હતો. આ ખેતરના પહેલાના માલિકના વખતમાં લગભગ પાંચસો કુલીઓ કામ કરતા હતા; પરંતુ હાલમાં ફક્ત પચાશ જ કુલીઓથી લેગ્રીના ખેતરનું કામકાજ ચાલતું હતું; એટલા માટે જ લેગ્રીના ખેતરમાં કામ કરનારા કુલીઓ બે ત્રણ વર્ષ કરતાં વધારે જીવી શકતા નહોતા.

મકાનમાં જે ચાર પાંચ ઓરડાઓ ખાલી પડી રહ્યા હતા, તેમાંથી ઉત્તર તરફનો ઓરડો ઘણો મ્હોટો હતો. એ ઓરડો કૅસીના શયનગૃહની પાસે જ હતો, તથા કૅસીના શયનગૃહની ડાબી બાજુએ લેગ્રીનો સૂવાનો ઓરડો હતો. મકાનના સઘળા લોકોના મનમાં એવો ખ્યાલ પેસી ગયો હતો કે, કૅસીના શયનગૃહની ઉત્તર દિશામાં આવેલા નિર્જન ઓરડામાં ભૂત પિશાચો નિવાસ કરે છે. દાસ–દાસીઓ તથા બીજા માણસો રાત્રે તો શું પણ દિવસે સુદ્ધાં એ ઓરડામાં જવાની હિમ્મત કરી શકતા નહોતા. થોડા વર્ષો પહેલાં લેગ્રીએ એ ઓરડામાં એક મજુરણને ત્રણ અઠવાડિયા સુધી પૂરી મૂકી હતી. ત્યાર પછી ભૂખ તથા મારથી તેનું મરણ નિપજ્યું હતું. સઘળા લોકો એમ માનતા હતા કે એમાં બે ત્રણ ભૂત રહે છે. એ બનાવ બનવાથી ભૂતની વાતોની શરૂઆત થઈ. લેગ્રી પોતે પણ એ ઓરડામાં જવાનું સાહસ કરી શકતો નહોતો; પરંતુ તે પોતાનો ભય બીજા લોકોની આગળ પ્રદર્શિત કરતો નહોતો.

એક દિવસ કૅસી ઘણા જ ગભરાટ સહિત તેના શયનગૃહમાંથી સઘળો સરસામાન બીજા ઓરડામાં લઇ જવા લાગી. દાસ–દાસીઓને બો-લાવી તેણે એ ઓરડામાંથી સઘળો સામાન બહાર કઢાવી નંખાવ્યો. દાસ–દાસીઓ બ્હીતાં બ્હીતાં ત્યાંથી સામાન બીજા ઓરડામાં લઈ જવા લાગ્યાં. એ વખતે લેગ્રી ઘરમાં નહોતો. તેણે બહારથી ઘરમાં આવતાં જ કૅસીને તેનું શયનગૃહ બદલી નાંખતી જોઇને પૂછ્યું : “ તું આ ઓરડામાંથી સામાન શા માટે કાઢી નાંખે છે ? ”

કૅસીએ ઉત્તર આપ્યો : “ આ ઓરડામાં મને ઊંઘ આવતી નથી. ”

લેગ્રી : “ કેમ ? તેનું શું કારણ ? ”

કૅસી : “ હું એ વાત કહેવા ઇચ્છતી નથી. ”

લેગ્રી : " કહેવામાં શું હરકત છે ? જે હોય તે બોલ. "

કૅસી : " પેલા ઉત્તર તરફના ઓરડામાંથી દરરોજ રાત્રે એવા વિકટ અવાજ સાંભળવામાં આવે છે કે, જેથી મને જરા પણ ઊંઘ આવતી નથી અને ઘણી જ બ્હીક લાગે છે. "

લેગ્રી : " શું ત્યાંથી અવાજ આવે છે ? વારૂ, કેવો અવાજ સંભળાય છે ? "

કૅસી : " કેવો અવાજ આવે છે અને કોણ બોલે છે તે શું તમે જાણતા નથી ? "

એ સાંભળીને લેગ્રી ગુસ્સે થયો. તેણે જમીનપર જોરથી પગ પછાડી કૅસીને ચાબુકથી ફટકાવી. એ ઓરડામાં એક મજુરણ મરી ગઇ છે એ વાત લેગ્રી કોઇને પણ જણાવા દેતો નહોતો. એટલા માટેજ તે કૅસીના ઉપર ગુસ્સે થયો હતો. કૅસી માર ખાઇને એક તરફ ખસી જઇને ઉભી રહી અને વારંવાર કહેવા લાગી: " લેગ્રી ! તમે એક રાત આ ઓરડામાં સૂઇ રહો, પછી હું જોઉં કે તમે બ્હીઓ છો કે નહિ. "

કૅસીના બોલવા ઉપરથી લેગ્રીના મનમાં ભયનો સંચાર થયો હતો. વાસ્તવિક રીતે જે લોકો અભણ તથા નાસ્તિક હોય છે, તેમના મનમાં જલદીથી એવા કુસંસ્કાર–મૂલક ભૂતનો ભય ઉત્પન્ન થઇ જાય છે.

કૅસી સારી પેઠે સમજી ગઇ હતી કે, લેગ્રીના મનમાં ભયનો સંચાર થયો છે, તેથી તેને મનમાં ઘણો આનંદ થવા લાગ્યો. ત્યાર પછી કૅસી તે ઉત્તર તરફના એક ઓરડામાં પથારીઓ તથા સાત દિવસ ચાલે એટલો ખોરાક મૂકી આવી. કોઇ કોઇવાર ગંભીર રાત્રે છાનામાના લેગ્રીના શયનગૃહનું બારણું ખખડાવતી તથા વિચિત્ર પ્રકારનો અવાજ કરતી હતી. એથી દિવસે દિવસે લેગ્રીનો કુસંસ્કાર–મૂલક ભય ધીમે ધીમે વધવા લાગ્યો. ઘરનાં દાસ–દાસીઓમાં પણ એ વિષય સંબંધી કુસંસ્કાર ઉત્પન્ન કરવાના હેતુથી તે દરરોજ ભૂતના ઉપદ્રવની નવી નવી વાતો કહી સંભળાવતી હતી. ઘરનાં માણસો રાત્રે ત્યાં જતાં બ્હીતા હતા.

ત્રણ ચાર દિવસ પછી કૅસીએ જ્યારે જાણ્યું કે હવે સઘળાના મનમાં ભૂતનો ભય સારી પેઠે પેસી ગયો છે, ત્યારે તે નાશી છૂટવાની તૈયારીઓ કરવા લાગી. તેણે પોતાનાં તથા એમેલિનનાં લુગડાં લઇ જઇને તે નિર્જન ઓરડામાં મૂક્યાં. પથારીઓ તથા ખાદ્ય ખોરાકીની વસ્તુઓ તો પ્રથમથીજ તે મૂકી આવી હતી.

બપોરે કંઇ કામ પ્રસંગે લેગ્રી તેના ખેતરના કોઈ પાડોસીને ત્યાં ગયો હતો. એ સુયોગ જોઇને જ્યારે સ્હાંજ પડી ગઇ અને સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય સ્થપાઇ ગયું, ત્યારે તેણે એમેલિનની પાસે જઇને કહ્યું: " ચાલ, હવે ઝડપ કર. નાશી જવા માટે આવો સુયોગ પછીથી મળશે નહિ. " તેઓ બન્ને જણીઓ બહાર નીકળીને ભેજવાળી જગ્યા તરફ ચાલી. પહેલાં તેમણે નિશ્ચય કર્યો હતો કે, પશ્ચિમ તરફ ભેજવાળી જગ્યામાં જઇશું; પરંતુ ત્યાં રહેવાથી ઘણીજ સહેલાઇથી લેગ્રી શિકારી કુતરાંઓની મારફતે તેઓને પકડી પાડશે. તેથી પહેલાં થોડે દૂર પશ્ચિમ દિશામાં તથા પછી ઉત્તર તરફ જઇને ત્યાંથી પૂર્વ તરફ મ્હોં કરી આગળ ચાલતાં સ્હામેની ખાઇ ઓળંગી ભુતવાળા ઘરમાં જઇને પાંચ છ દિવસ સુધી ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો. તેમણે ધાર્યું કે, તેમના ન્હાસી ગયા પછી લેગ્રી કદાચ ચાર પાંચ દિવસ સુધી ભેજવાળી જગ્યામાં તથા એટલામાં આસપાસ શોધ કરશે અને શિકારી કુતરાં વગેરે મોકલશે. પણ પાંચ છ દિવસ પછી જ્યારે શોધ કરીને કંટાળી જશે ત્યારે એક રાત્રે લાગ જોઇને નાશી જઇશું. જ્યારે તે ભેજવાળી જગ્યા પાસે આવી પહોંચી, ત્યારે પાછળથી ' પકડો ' ' પકડો ' ' દાસી નાશી જાય છે ' એવી બૂમો સંભળાવા લાગી. કૅસીએ ધાર્યું કે સૅમ્બો બૂમ પાડે છે. પરંતુ પાછળ ફરીને જોયું તો લેગ્રી પોતેજ એવી બૂમો પાડતો હતો. એ બૂમો સાંભળીને એમેલિન ઘણી બ્હીવા લાગી. તે બોલી: " કૅસી ! મને મૂર્છા આવે છે. " કૅસીએ કહ્યું: " તારૂં સત્યાનાશ જાય ! જો હમણાં મૂર્છિત થઈ જઇશ તો હું તારો જીવ લઇશ. મારી પાછળ પાછળ દોડતી આવ. "

કૅસીના ભયથી એમેલિન જીવ લઇને દોડવા લાગી અને જલદીથીજ લેગ્રીની દૃષ્ટિ આગળથી અદૃશ્ય થઇ ગઇ. લેગ્રીએ જોયું કે, શિકારી કુતરાઓ વગર આવા અંધારામાં તેમને પકડી પાડવી મૂશ્કેલ છે, તેથી કુતરા તથા બીજાં માણસોને બોલાવી લાવવા સારૂ તે ઘર તરફ પાછો ફર્યો. ઘરમાં આવી સૅમ્બો, ક્વિમ્બો અને બીજાં દાસ–દાસીઓ, શિકારી કુતરા તથા બંદુક વગેરે સાથે લઇને તેઓને પકડવા માટે ચાલ્યો. લેગ્રી મનમાં જાણતો હતો કે તેઓ સ્હેલાઇથી નાશી જઈ શકશે નહિ. તેનાં દાસ–દાસીઓમાંથી કોઇ આ તરફ ગયું, કોઇ વળી પેલી તરફ ગયું.

સૅમ્બોએ લેગ્રીને પૂછ્યું: " જો કદાપિ તેઓ નજરે પડે તો શું કરવું ? "

લેગ્રીએ કહ્યું: " કૅસી દેખાય તો ગોળી ચલાવજે, પણ એમેલિ-

-નને મારતો નહિ. વળી જે કોઈ તેઓને જીવતી પકડી લાવી શકશે તેને હું પાંચ રૂપિયાનું ઇનામ આપીશ."

આ તરફ કૅસી તથા એમેલિન ધીમે ધીમે પ્રથમથી સંકેત કરી રાખ્યાં પ્રમાણે તે ભૂતાવળવાળી જગ્યાએ આવી પહોંચી. એમેલિન પગથી-ચામાં ઉભી રહીને કૅસીને સંબોધી બોલી: "જો, શિકારી કુતરાઓની સાથે કેટલા બધા માણસો આપણને પકડવા માટે આવે છે. ચાલ, આપણે કોઈ અંધારા ઓરડામાં સંતાઇ જઇએ."

કૅસી બોલી: "કંઈ બ્હીવા જેવું નથી. અહિં વરંડામાં બેસીને જ તેમનો તમાસો જોયા કરીશું. તેઓ આ તરફ આવશે જ નહિ."

લેગ્રી સઘળાં દાસ-દાસીઓ, બંદુક તથા શિકારી કુતરાઓને સાથે લઇને ભેજવાળી જમીનમાં ચાલ્યો ગયો. મકાનમાં કોઈ ન રહ્યું. કૅસી એમેલિનને સાથે લઈ ધીમે ધીમે ઘરનું દક્ષિણ દિશા તરફનું બારણું ઉઘાડી લેગ્રીના શયનગૃહમાં આવી. તે ઉતાવળમાં તેની પેટીની કુંચી પથારીમાં જ ભૂલી ગયો હતો. કૅસી કુંચી જોઇને ઘણી ખુશી થઇ ગઈ. તત્કાળ તેણે લેગ્રીની પેટી ઉઘાડી તેમાંથી ચાર હજાર રૂપિયાની નોટોનું બંડલ કાઢયું અને પોતાનાં કપડાંની અંદર સંતાડી દીધું. એ જોઈ એમેલિન ગભરાઇને બોલી ઉઠી: "અરે, કૅસી! તું આ શું કરે છે? આવું નીચ કાર્ય ન કર." તેથી કૅસીએ રોષ દર્શાવતાં કહ્યું: "રૂપિયા સાથે ન લઉં તો આપણો ખર્ચ કેવી રીતે ચાલશે અને વહાણની ટીકીટ માટે પૈસા કયાંથી લાવીશું?"

એમેલિન બોલી: "તે માટે શું ચોરી કરીશ?"

કૅસીએ ઘણો જ ધિક્કાર દર્શાવીને કહ્યું: "શું આ ચોરી કહેવાય? એ તો લોકોના આત્મા તથા શરીર બધું ચૂસી લે છે! લેગ્રી આ રૂપિયા ક્યાંથી લાવ્યો છે? કુલીઓનું લોહી ચૂસી લઇને જ તેણે આ રૂપિયા એકઠા કર્યા છે. આ દાસ-દાસીઓનું રક્ત છે. ચોરનો માલ લઇ જવામાં શું દોષ છે? આ બધો ચોરીનો જ માલ છે."

કૅસી એમ કહીને એમેલિનનો હાથ ઝાલી ઉત્તર તરફના ઓરડામાં ગઈ. ત્યાં જઇને તે બોલી: "મેં પ્રકાશનો પણ પૂરતો બંદોબસ્ત કર્યો છે તેમજ પુસ્તકો પણ લાવી મૂક્યાં છે. વખત ગાળવા માટે આપણને કંઈ મુશ્કેલી પડશે નહિ. મારી ખાત્રી છે કે આપણને શોધવા માટે આ તરફ કોઈ પણ આવશે નહિ. જો કદાપિ કોઈ આવશે તો ખરેખર ભૂત બનીને તેઓને ભય પમાડીશ."

એમેલિન : "શું તને સંપૂર્ણ ખાત્રી છે કે, આપણને શોધવા માટે અહિં કોઇ પણ નહિ આવે ?"

કૅસી : "આવે તો તો ઘણી જ મજાહ પડે. એકવાર લેગ્રી અહિં આવે એમ હું ઇચ્છું છું, પણ તે આવશે જ નહિ. દાસ–દાસીઓ પણ અહિં આવવાને કબૂલ થશે નહિ."

એમેલિન : "વારૂ, પણ તે વખતે તેં મને મારી નાંખવાની ધમકી શા માટે આપી હતી ?"

કૅસી : "તને મૂર્છા ને આવે એટલા માટે જ મેં તને બ્હીક દેખાડી હતી. જો તું મૂર્છિત થઈ ગઈ હોત તો અવશ્ય પકડાઇ જાત."

એ સાંભળીને એમેલિન ધ્રુજી ઉઠી. કેટલીકવાર સૂધી બન્ને જણીઓ ચુપ રહી. પછી કૅસી એક પુસ્તક લઇને વાંચવા લાગી, અને વાંચતાં વાંચતાં જ સૂઈ ગઇ.

રાત્રિના લગભગ બે વાગ્યાના સુમારે લેગ્રી પોતાનાં દાસ–દાસીઓ તથા શિકારી કુતરાંઓને લઇને ઘરમાં આવ્યો તેથી ઘણો શોરબકોર થઇ રહ્યો. એ ગરબડ સાંભળીને કૅસી તથા એમેલિન જાગી ઉઠી. એમેલિન જાગ્રત થતાં જ એક બૂમ પાડી ઉઠી, પરંતુ કૅસી તેને આશ્વાસન આપીને બોલી : "બ્હીશ નહિ. તેઓ પેલી ભેજવાળી જગ્યામાં તથા એટલામાં આસપાસ આપણને શોધી નિરાશ થઇને પાછાં આવ્યાં છે. આ જો લેગ્રીના ઘોડાના શરીર ઉપર કેટલો કાદવ ચોંટેલો છે. તેનું શરીર પણ કાદવવાળું થઈ રહ્યું છે. કુતરા થાકી ગયેલા જણાય છે."

એમેલિન બોલી : "ધીમે ધીમે બોલ. ચુપ રહે, કોઈ સાંભળશે."

પરંતુ કૅસીએ વધારે જોરથી કહ્યું : "એમાં બ્હીવા જેવું શું છે? આપણી વાતચિત સાંભળીને તો ભૂતના ભયમાં વધારો થશે."

ધીમે ધીમે રાત્રિ ઘણી વીતિ ગઇ. લેગ્રી ઘણો જ થાકી ગયો હતો. તે પોતાના દુર્ભાગ્યને દોષ દઈ કૅસીને અનેક પ્રકારની ગાળો દેતો શયનગૃહમાં આવ્યો.

---

## પ્રકરણ ૪૩ મું.

### ધર્મવીર.



ચાલતાં ચાલતાં ઘણો લાંબો માર્ગ પણ પૂરો થઇ જાય છે, અને જોતા જોતામાં જ અમાવાસ્યાની ઘોર અંધારી રાત્રિ વીતિ જઇને પ્રભાત-સૂર્ય ઉદય પામે છે. કાળનો અનંત પ્રવાહ પાપાસક્ત દુરાચારીઓને ધીમે ધીમે એ ઘોર અંધકારમય અમાવાસ્યાની રાત્રિ તરફ લઈ જાય છે, પરંતુ સાધુ તથા મહાત્માઓને આ અત્યાચારથી ભરપૂર સંસારની વિપદ્ વેદનાઓથી દૂર લઈ જઇને ધીમે ધીમે એ બાલરવિનાં સુવર્ણ કિરણોથી પ્રકાશમાન થઈ રહેલા દિવસ તરફ લઈ જાય છે.

પાર્થિવ-પદ-પ્રભુત્વ-શૂન્ય ટૉમના જીવનમાં કેટલાયે ફેરફાર થઈ ગયા. તે સ્રી-પુત્રોની સાથે આનંદમાં દિવસો વ્યતિત કરતો હતો, અચાનક એ સુખી દિવસો ચાલ્યા ગયા અને તેની જગ્યાએ દુઃખના દિવસો આવ્યા: સ્ત્રી-પુત્રોથી વિખુટા થવું પડયું એ વખતે તેને ગુલામગીરીનું બંધન અતિ દુઃખદાયક લાગ્યું. પુનઃ ઘટનાચક્ર ફર્યું અને તે દયાળુ હાથોમાં જઇ પડયો, તથા તે લોખંડની કઠિન બેડી કુસુમની માફક કોમળ થઈ ગઇ; પરંતુ એ અવસ્થા પણ લાંબો વખત રહી નહિ. જોતા જોતામાં સાંસારિક સુખની આશા તદ્દન નાશ પામી ગઈ. ત્યારે તે ગંભીર અંધકારને ભેદી સ્વર્ગમાં ઉજ્જવલ તારાઓની અપૂર્વ જ્યોતિઃ તેનાં નેત્રો આગળ જણાવા લાગી, સ્વર્ગનાં દ્વાર તેને માટે ઉઘડી ગયાં.

કૅસી તથા એમેલિનના નાશી ગયાથી લેગ્રીના ક્રોધનો કંઈ પાર ન રહ્યો. તેના એ ક્રોધાનલનો બિચારો ટૉમ ભોગ થઈ પડયો. જ્યારે લેગ્રીએ બન્ને દાસીઓને પકડવા માટે સઘળા ગુલામોને બોલાવ્યા, ત્યારે ટૉમનાં નેત્રોમાંથી આનંદનાં કિરણો નીકળતાં હતાં. એ વખતે ટૉમે હાથ જોડીને સ્વર્ગ તરફ જોઇ મનમાં પ્રાર્થના કરી હતી તે લેગ્રીએ જોયું હતું. વળી જ્યારે બીજા ગુલામો નાશી ગયેલી દાસીઓને પકડવા માટે આવ્યા હતા, ત્યારે ટૉમે તેઓનું અનુસરણ કર્યું નહોતું. પ્રથમ લેગ્રીએ મનમાં વિચાર કર્યો કે તેને બળાત્કારે પકડનારાઓની સાથે મોકલું, પણ તેનું પહેલાનું આચરણ યાદ આવતાં તેણે પોતાનો વિચાર ફેરવી નાંખ્યો. તેણે ધાર્યું કે ટૉમ

જે કાર્યને અન્યાયયુક્ત માનશે તે કદાપિ કરવાને કબૂલ થશે નહિ, તેથી તેની સાથે વિવાદ કરવામાં કંઇ લાભ ન થતાં ઉલટો વખત નીકળી જશે.

લેગ્રી માણસો લઇને એમેલિન તથા કૅસીને પકડવા માટે ચાલ્યો ગયો, ત્યારે કેવળ ટૉમ તથા કેટલાક ગુલામો જેઓ ટૉમની પાસેથી પ્રાર્થના કરતાં શિખ્યા હતા, તેઓ ઝુંપડીમાં બેસી રહીને નાશી ગયેલી દાસીઓના કલ્યાણને માટે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા.

ઘણી શોધ કર્યા પછી જ્યારે મોડી રાતે લેગ્રી નિરાશ થઇને પાછો આવ્યો, ત્યારે ટૉમને માટે તેના હૃદયમાં ક્રોધનો અગ્નિ ભભુકી ઉઠયો. ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, જ્યારથી મેં ટૉમને ખરીદ કર્યો છે, ત્યારથીજ તે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરતો આવ્યો છે. એ ચિન્તા નરકાગ્નિની માફક તેના હૃદયને દગ્ધ કરવા લાગી. તે પોતાની મેળેજ બોલી ઉઠયો: "તેના ઉપર મને ઘણો જ ગુસ્સો આવે છે! શું તે મારી મિલકત નથી? શું હું મારી ઇચ્છાનુસાર તેની સાથે વર્ત્તી ન શકું? વારૂ, હું જોઇશ કે મને કોણ રોકે છે?" એમ બોલતો બોલતો તે વારંવાર જમીન પર પગ પછાડવા લાગ્યો.

પરંતુ તેણે પુનઃ વિચાર્યું કે, ટૉમને મેં મોંઘું મૂલ્ય આપીને ખરીદ્યો છે. એવી મૂલ્યવાન વસ્તુનો શા માટે નાશ કરૂં?

બીજે દિવસ સ્હવારમાં ટૉમને કંઇ પણ ન કહેવું એવો તેણે મનમાં વિચાર કરી રાખ્યો.

તેણે પાસેનાં બીજાં ખેતરોમાંથી પરિદર્શક, શિકારી કુતરા, બન્દુક તથા ઘણા ગુલામો એકઠા કર્યા, અને નિશ્ચય કર્યો કે ભેજવાળી જમીનમાં બારીકાઇથી તપાસ કરી તેમનાં પગલાં શોધી કાઢીને તેઓની પાછળ જવું. જો કૅસી તથા એમેલિન પકડાય તો ઠીક છે, નહિ તો પાછા આવીને ટૉમનો પ્રાણ લેવો એવો તેણે દૃઢ સંકલ્પ કરી મૂકયો. તેના દાંત એક બીજાની સાથે અથડાવા લાગ્યા; લોહી જોરથી વહેવા લાગ્યું, તેના પાપાસક્ત મને પણ એવી ભયંકર નરહત્યા કરવાને અનુમતિ આપી.

ધારાશાસ્ત્રીઓ કહ્યા કરતા કે, લોકો પોતાના સ્વાર્થ તરફ લક્ષ્ય કરીને પોતાના ગુલામોનો જીવ લેતા નથી. પરંતુ ક્રોધમાં આવી જતાં એ પશ્વાચારીઓ ખરા ખોટાનું ભાન ભૂલી જાય છે. તેમના હાથમાં એ નિરાધાર મનુષ્યોનાં જીવન સોંપીને તેમણે ખરેખર પાપકાર્ય કર્યું હતું એમાં લેશ માત્ર પણ સંદેહ નથી.

પ્રાતઃકાળમાં જ્યારે એક તરફ લેગ્રી લોકો એકઠા કરતો હતો, ત્યારે ઉત્તર તરફના ઓરડામાંથી એક ન્હાના છીદ્ર મારફતે કૅસી તેનું કામકાજ જોતી હતી અને ધ્યાન દઇને તેની વાતચિત સાંભળતી હતી.

પકડનારાઓમાં બે જણુ પાસેના ખેતરના પરિદર્શક હતા, અને બીજા કેટલાક લેગ્રીની સાથે સુરાપાન કરવામાં ભાગ લેનારા હતા. સઘળા ઘણા ઉત્સાહમાં આવી જઇને તૈયાર થતા હતા, અને વારાફરતી બ્રૅન્ડીના ગ્લાસ ભરી ભરીને પીતા હતા. કૅસી તેઓની સઘળી વાતચિત સાંભળવાના હેતુથી ભીંતમાં પડેલા એક છીદ્ર આગળ કાન માંડીને ઉભી રહી. એક પરિદર્શક કહેતો હતો કે, " મારો શિકારી કુતરો નાશી ગયેલા ગુલામોને પકડી તેમનો તત્કાળ જીવ લે છે. " બીજાએ કહ્યું: " મારી નજરે એ નાશી ગયેલી ગુલામડીઓ પડશે કે તરતજ હું તેમને ગોળીથી વિંધી નાખીશ. "

કૅસી તેઓની વાતચિત સાંભળીને બોલી ઉઠી: " હે પરમેશ્વર ! આ પૃથ્વીમાં સઘળા પાપી છે; પરંતુ શું અમે કંઇ વિશેષ પાપ કર્યા છે કે જેથી તેઓ અમારા ઉપર આવો અત્યાચાર કરે છે? " પછી એમેલિનને સંબોધી બોલી: " બ્હેન ! જો તું મારી સાથે ન હોત, તો હું તેઓની આગળ જઇને કહેત કે તમારામાં જો હિમત હોય તો મારા ઉપર ગોળી ચલાવો. હું સ્વતંત્ર થાઉં તો પણ મને શું લાભ થશે ? શું હું હવે પુનઃ મારા બન્ને બાળકોને જોઇ શકીશ ? કિંવા જેવી રીતે પવિત્ર જીવન ગાળતી હતી તેવી જ રીતે પવિત્ર થઇ શકીશ ? "

એમેલિન એ વખતનો તેના મુખમંડળમાં પ્રગટી નિકળેલો વિલક્ષણ ભાવ જોઇને બ્હીવા લાગી. તેનાથી ઉત્તર આપી ન શકાયો. પરંતુ સ્નેહપૂર્વક તેણે કૅસીનો હાથ પકડયો. કૅસી તીવ્રસ્વરે બોલી ઉઠી: " મારો હાથ પકડીશ નહિ. હું તને ચાહવા ઇચ્છતી નથી. આ સંસારમાં કોઇને પણ ચાહવાની મને ઇચ્છા થતી નથી. "

એમેલિન બોલી: " કૅસી ! દુઃખિની કૅસી ! જો ઇશ્વર આપણને સ્વતંત્રતા આપશે તો કદાચ તે કૃપાળુ દીનાનાથ તારા બન્ને બાળકોને પણ મેળવી આપશે. કદાચિત તેમ ન થયું તો હું તારી કન્યા થઇને રહીશ. હું મારી દુઃખિની માતાને હવે આ જીવનમાં પુનઃ જોઇ શકીશ નહિ. તને જ હું મારી માતા માનીશ, અને પુત્રી પ્રમાણે તારી આજ્ઞાનું પાલન કરીશ. તું મને ચાહીશ નહિ તોપણ હું તો તને ચાહીશ જ. "

અહા ! સ્નેહની કેવી અદ્દભુત શક્તિ છે ! એમેલિનનાં મધુર સ્નેહસૂચક વચનો સાંભળીને કૅસીનું હૃદય પિગળી ગયું. તેણે એમેલિનને હૃદય

સરસી ચાંપી. એમેલિને કૅસીના મ્હોં તરફ દૃષ્ટિ કરીને જોયું તો કૅસી અપૂર્વ સુંદરી જણાય છે, તેનાં નેત્રોમાંથી અશ્રુબિંદુ સરી પડે છે.

કેટલીકવાર પછી કૅસી બોલી: " બ્હેન એમ ! મારા બન્ને બાળકો માટે મને મનમાં ઘણું લાગી આવે છે. તેઓને જોઇને મારી આંખો ઠંડી થશે. " પછી કપાળ કુટતાં બોલી: " જો ઇશ્વર મારા બાળકોને મેળવી આપશે તો જ હું પ્રાર્થના કરવામાં મારૂં ચિત્ત ચોંટાડી શકીશ. "

એમેલિન: " તેના ઉપર વિશ્વાસ રાખ. તે આપણો પરમ પિતા છે. "

કૅસી: " મને લાગે છે કે તે આપણા ઉપર ગુસ્સે થયો છે. "

એમેલિન: " ના કૅસી, તે અવશ્ય આપણા ઉપર દયાળુ થશે. તેના ઉપર આપણે દૃઢ આસ્થા રાખવી જોઇએ. "

એ પ્રમાણે ઉભય વચ્ચે વાર્તાલાપ ચાલતો હતો એટલામાં લેગ્રી લોકોની સાથે નિરાશ થઇને ઘર તરફ પાછો ફર્યો. લેગ્રી જ્યારે વિષણ્ણ વદને ઘોડા ઉપરથી નીચે ઉતર્યો, ત્યારે કૅસી સહાસ્ય મુખે તેના તરફ જોઈ રહી. તે ઘોડા ઉપરથી ઉતરતાં જ કુઇમ્બો તરફ જોઇને બોલ્યો:—

" જલદીથી ટૉમને અહિંયાં લઈ આવ. ટૉમ આ કારસ્થાનમાં સામેલ છે. તેના કાળા ચામડામાંથી આ વાતનો ભેદ કઢાવવો પડશે. "

સૅમ્બો તથા કુઇમ્બો ઉત્સાહથી ટૉમને લઈ આવવા માટે ચાલ્યા ગયા. તેઓ બન્નેજણ એક બીજા પ્રત્યે વૈર રાખતા હતા. પરંતુ ટૉમના ઉપર બન્નેજણનો સરખોજ દ્વેષ હતો. કેમકે ટૉમને લેગ્રીએ સર્વથી પ્રધાન પરિદર્શક બનાવવાનો વિચાર રાખ્યો હતો.

સૅમ્બો તથા કુઇમ્બો ટૉમને લઈ ચાલ્યા. ટૉમ સમજ્યો કે, કૅસી તથા એમેલિનના સંબંધમાં લેગ્રી તેને કંઇ પૂછવા માગતો હશે. ટૉમ તેમના નાશી જવાના કાવત્રામાં સામેલ હતો. તેઓ અત્યારે ક્યાં સંતાઈ રહ્યાં છે તેની પણ તેને પૂર્ણ માહિતી હતી. પરંતુ તેણે વિચાર કરી રાખ્યો કે કદાચ પ્રાણ ત્યાગવો પડે તો ભલે, પણ એ નિરાધાર સ્ત્રીઓના સંબંધમાં એક શબ્દ સરખો પણ મ્હોંમાંથી કાઢવો નહિ. તે મૃત્યુ માટે તૈયાર થયો. તે હાથ જોડીને પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો: " હે પરમેશ્વર! તારા હાથમાં હું હવે આત્મસમર્પણ કરૂં છું, તેં જ સદૈવ મારૂં રક્ષણ કર્યું છે."

તેને લઈ જતી વખતે કુઇમ્બો કહેવા લાગ્યો: " હા: હા: હા: હવે માલૂમ પડશે! આ વખતે શેઠ ઘણા જ ગુસ્સામાં આવી ગયા છે! હવે વાત પેટમાં સંતાડી રખાશે નહિ, બધું શેઠની આગળ કહી દેવું પડશે. શેઠના ગુલામોને નાશી જવામાં મદદ કરવાથી કેવી શિક્ષા થાય છે તે હવે જણાશે. તારા કપાળમાં શું છે તે તને ખબર પડશે."

કુદષ્ટિઓનાં અસંખ્ય તથા નિષ્ઠુર વચનો ટૉમના કાનમાં પ્રવેશ કરી શક્યાં નહિ. એ વખતે તેના કાનમાં એક ઘણો જ મધુર સ્વર સંભળાવા લાગ્યો: "જેઓ શારીરિક દુઃખ દે છે તેમનાથી બ્હીતો નહિ, કેમકે એ કરતાં તેઓ વિશેષ કાંઇ પણ કરી શકશે નહિ." ટૉમના શરીરનાં અસ્થિ-માંસ પર્યંત એ ઉત્સાહપૂર્ણ વચનો સાંભળીને બળવાન થઇ ઉઠયાં. તેને લાગ્યું કે ઇશ્વરના હાથના સ્પર્શથી તેના શરીરમાં નવું બળ આવ્યું છે. જાણે સહસ્ર આત્માનું બળ તેના શરીરમાં આવી ગયું છે. જતાં જતાં જેમ જેમ વૃક્ષલતા તથા ગુલામોની ઝુંપડીઓને ધીમે ધીમે પાછળ મૂકતો ગયો તેમ તેમ તેને માલુમ પડવા લાગ્યું કે જાણે તે પોતાની દુઃખી અવસ્થાને પણ પાછળ મૂકતો જાય છે. તેનો આત્મા આનંદથી નૃત્ય કરવા લાગ્યો. તેના પિતાનું ઘર ઘણું પાસે આવી પહોંચ્યું છે, તેની ગુલામગીરીની બેડી તુટ-વાનો સમય સમિપ આવી પહોંચ્યો છે.

ટૉમને લેગ્રીની આગળ લાવવામાં આવ્યો. લેગ્રી તેનું પહેરણ પકડી તેને ખેંચતો ખેંચતો ક્રોધસૂચક સ્વરે કહેવા લાગ્યો: "ટૉમ, તને ખબર છે કે, મેં તારો પ્રાણ લેવાનો દૃઢ સંકલ્પ કર્યો છે?"

ટૉમે શાંતિથી ઉત્તર આપ્યો: "સાહેબ, કદાચ તેમ હશે."

લેગ્રી બોલ્યો: "તું એ નાશી ગયેલી ગુલામડીઓના સંબંધમાં જે કાંઇ જાણતો હોય તે કહી દે, નહિ તો આજે તારો પ્રાણ જશે એ નક્કી માનજે."

ટૉમ ચૂપ રહ્યો.

લેગ્રી ક્રોધે ભરાયેલા સિંહની માફક ગર્જના કરી જમીન પર પગ પછાડીને બોલ્યો: "મેં કહ્યું તે સાંભળ્યું કે નહિ? ચાલ, બોલ."

ટૉમ ધીમે ધીમે દૃઢ તથા સ્પષ્ટ સ્વરે કહેવા લાગ્યો: "પ્રભુ! મારે કંઇ જ કહેવાનું નથી."

લેગ્રી: "શાલા કાળા ખ્રિસ્તી! તું મારી આગળ બોલવાની હિ-મ્મત કરે છે કે તું એ વિષે કંઇ જ જાણતો નથી?"

ટૉમ ચૂપ જ રહ્યો.

લેગ્રી ટૉમને જોરથી લાત મારી ગર્જના કરીને બોલ્યો: "બોલ! તું કંઇ પણ જાણતો નથી?"

ટૉમ: "જી હું જાણું છું; પરંતુ હું કહી શકું તેમ નથી. હું મરવાને તૈયાર છું."

લેગ્રી એ સાંભળી ક્ષણવારને માટે ક્રોધ દબાવી દઈ બોલ્યો : " ટૉમ ! સાંભળ. મેં તને એકવાર જવા દીધો હતો તે ઉપરથી એમ ન ધારતો કે, હું આ વખતે પણ તને જવા દઈશ. આ વખતે મેં દૃઢ નિશ્ચય કર્યો છે કે, જો કંઈ નુકસાન થાય તોપણ પર્વાહ નથી, પણ આજે કાંતો તને તાબે કરવો અથવા તારૂં ખૂન કરવું. "

ટૉમ લેગ્રીના મ્હોં તરફ જોઈ રહીને બોલ્યો : " પ્રભુ ! આપને કદાચ કંઇ રોગ થાત અથવા આપ કોઈ સંકટમાં સપડાઈ જાત અને મારો પ્રાણ આપવાથી જો આપનો પ્રાણ બચી શકે તેમ હોત, તો હું અવશ્ય આનંદ પૂર્વક મારો પ્રાણ આપત. હજી પણ જો કદાપિ મારા આ તુચ્છ ભગ્ન દેહના રક્તબિન્દુઓ વડે આપના અમૂલ્ય આત્માનું કલ્યાણ થઈ શકે તેમ હોય, તો અતિ હર્ષપૂર્વક હું મારા શરીરનું સમસ્ત રક્ત આપને માટે વહેવડાવાને તૈયાર છું. પરંતુ પ્રભુ, આ નરહત્યારૂપી ભયંકર પાપ કરીને આપના આત્માને કલંકિત ન કરશો. એથી આપને ઉલટું ઘણું નુકસાન થશે. મારો પ્રાણ લેવાની ઇચ્છા હોય તો ભલે લ્યો, કેમકે એથી હું સકળ દુઃખમાંથી મુક્ત થઈ જઇશ; પરંતુ આપના પૂર્વના પાપોથી તથા આ નવીન પાપથી આપનું ઘણું જ અનિષ્ટ થશે. પ્રભુ, એક વખત એ વિષે જરા વિચાર કરી જુઓ. "

એ સાંભળીને તે પાષાણ હૃદયના નરરાક્ષસ વણિક પુત્રના મનમાં પણ ક્ષણવારને માટે ભયનો સંચાર થયો. જાણે સ્વર્ગમાંથી કોઈ દેવદૂત ઉતરી આવીને તેને સદુપદેશ આપતો ન હોય, એવું તેને લાગ્યું. લેગ્રી સ્તબ્ધ બની જઇને ટૉમના મ્હોં તરફ જોઇ રહ્યો. કોઇના મ્હોંમાંથી એક પણ શબ્દ નીકળતો નહોતો. સઘળા શાંત ઉભા રહ્યા હતા. ત્યાં એટલી બધી શાંતિ પ્રસરી રહી હતી કે જો એક ટાંકણી પડે તો પણ તેનો અવાજ સંભળાય. આ લેગ્રીનું ચારિત્ર સુધારવા માટે છેલ્લો સુયોગ હતો.

મંગળમય પરમેશ્વર પાપાત્માઓને દુરાચારમાંથી દૂર થવા માટે વખતો વખત સુયોગ આપે છે; વખતો વખત આ પ્રમાણેની અવસ્થા પાપીઓના નેત્રોની સમક્ષ ખડી થાય છે. કેમકે કદાચ ઇશ્વરે આપેલી એ તકનો લાભ લઇને પાપી પોતાનું ચારિત્ર સુધારવાનો યત્ન કરે. લેગ્રી, સંપૂર્ણ વિચાર કરી જો, આ તને છેવટની તક આપવામાં આવી છે.

પરંતુ સદૈવ નરહત્યા કરી કરીને એ અર્થલોભી સ્વાર્થી લેગ્રીનું હૃદય કૃષ્ણ પાષાણ કરતાં પણ કઠિન થઈ ગયું હતું. તેના હૃદયમાં પવિત્ર ભાવ

એક ક્ષણ કરતાં વધારે વાર ટકી શક્યો નહિ. થોડી વાર રહ્યો. એકવાર મનમાં વિચાર આવ્યો કે, શું કરૂં ? એ ચિન્તાએ મનને ચકડોળે ચઢાવી દીધું; પરંતુ તરત જ હમેશાંનો પૈશાચિક ભાવ હૃદયમાં આવતાં જ લેગ્રી ક્રોધાગ્નિથી ભભુકી ઉઠયો, અને ગોચર્મનો બનાવેલો ચાબુક ઉગામી ટૉમને મારવા લાગ્યો.

તે દિવસના ભીષણ કાણ્ડનું વર્ણન કરી શકવાને આ લેખિની સર્વથા અસમર્થ છે. ઘાતકી સ્વભાવના નરાધમ મનુષ્યો અચકાયા વિના જે લોમહર્ષણ અત્યાચાર કરે છે, તે સરલ સ્વભાવના મનુષ્યોથી સાંભળી પણ શકાતું નથી. અરે એટલું જ નહિ પણ કોઈ કોઇવાર એવી નિર્દયતાની વાતો સાંભળીને તેમના હૃદયમાં જાણે કટાર ભોંકાઈ ગઈ હોય એવી વેદના થાય છે અને તેમનું મૃત્યુ નિપજાવે છે. તેથી જ ઈવાન્જેલિનની જીવન દોરી પારકાનું દુઃખ જોઇને તૂટી ગઇ, તેણે આ અત્યાચારથી પૂર્ણ સંસારનો ત્યાગ કરીને અમૃતમયની અમૃતગોદમાં આશ્રય લીધો. મારા ગુર્જર પાઠક બંધુઓ તથા બ્હેનોનાં હૃદય સ્વાભવિક રીતે જ કોમળ હોય છે, તેથી નરરાક્ષસ લેગ્રીની નિર્દયતાનું સવિસ્તર વર્ણન કરીને તેમનાં હૃદય વિંધવાની મારી ઇચ્છા નથી.

મહર્ષિ ઇસુ ખ્રિસ્તે જગતનું મંગળ કરવા માટે ભીષણ અત્યાચાર, ઘોર અપમાન તથા કષ્ટ સહન કર્યા હતાં, તેથી તેમના મરણ પછી તેમને દેવતા તરિકે ગણવામાં આવે છે. તો પછી એ ઈસુ ખ્રિસ્તે જ પ્રચાર કરેલો ધર્મ જેની સઘળી સંપત્તિ છે, તે કેવી રીતે આ વેદના સહન કરવામાં અસમર્થ નીવડે ? જે રાજાધિરાજ પરમેશ્વરે ઓગણીસમી શતાબ્દી પૂર્વે ઇસુના મરણસ્તંભ આગળ ઉભા રહીને કહ્યું હતું કે, “ બ્હિશ નહિ, પ્યારા પુત્ર! તારે માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં છે.” તે જ અનંત મંગળસ્વરૂપ જગત્પિતા આજે પાર્થિવ–પદ–પ્રભુત્વ–હીન નિરાધાર ટૉમની આગળ ઉભો રહીને તેને આશ્વાસન આપતાં મધુર સ્વરે કહે છે, “ બ્હિશ નહિ ટૉમ ! તારા દુઃખની રાત્રિ વીતિ ગઈ છે. તારે માટે સ્વર્ગનાં દ્વાર ઉઘડી ગયાં છે, રાજમુકુટ ધારણ કરીને સ્વર્ગરાજ્યમાં પ્રવેશ કર. મારી અમૃતમય ગોદ તારે માટે ખુલ્લી છે.” મારતાં મારતાં જ્યારે ટૉમ મરણતોલ થઇ ગયો, ત્યારે પણ તેને લલચાવવા સારૂ લેગ્રી કહેતો હતો, “ બોલ, નાશી ગયેલી ગુલામડીઓ ક્યાં છે– હું તને છોડી દઉં છું.” પરંતુ જેણે ઇશ્વરને આત્મસમર્પણ કરી દીધું છે, તેને કોણ લલચાવી શકે વારૂ ? તેના મુખમાંથી ‘ઓ પિતા પરમેશ્વર, ઓ પિતા પરમેશ્વર’ એ સિવાય કંઇ પણ શબ્દ નીકળ્યો નહિ.

ટૉમનું ધૈર્ય જોઇને સૅમ્બોનું હૃદય પણ પિગળી ગયું ! તેણે લેગ્રીને કહ્યું: " પ્રભુ ! હવે તેને મારવાની જરૂર નથી, કેમકે તે જીવશે નહિ. "

લેગ્રી બોલ્યો: " હજી પણ માર્યા કર; જ્યાં સુધી તે કંઇ જણાવે નહિં ત્યાં સુધી હું તેને છોડવાનો નથી. હું તેના શરીરનું બધું લોહી પી જઇશ. "

જમીન ઉપર પડેલો ટૉમ એ વખતે લેગ્રીના મ્હોં તરફ જોઈને બોલ્યો: " હા હતભાગ્ય ! તું મને વિશેષ શું કરી શકીશ ! હું તારા સકળ અપરાધ ક્ષમા કરૂં છું. " એટલું બોલતાં બોલતામાં ટૉમ બેશુદ્ધ થઈ ગયો.

લેગ્રી તેની પાસે આવી તેનું શરીર હલાવી જોઈને બોલ્યો: " તે મરી ગયો હોય એમ માલૂમ પડે છે. ઘણું સારૂં થયું; તેનું મ્હોં બંધ થઇ ગયું. " એમ કહીને તે ચાલ્યો ગયો.

ટૉમનો પ્રાણ હજી સુધી ચાલ્યો ગયો નહોતો. માર વખતે ટૉમે જે પ્રાર્થના કરી હતી તે સાંભળીને સૅમ્બો તથા કુઇમ્બોનાં અંતઃકરણ ઓગળવા લાગ્યાં. લેગ્રીના ચાલ્યા ગયા પછી બન્ને જણ ટૉમને ઉંચકી એક કોટડીમાં લઇ ગયા. પોતાની મૂર્ખાઇને લીધે તેઓને ઘણું દુઃખ થવા લાગ્યું, તેથી ટૉમને તેઓ બચાવવા માટે યત્ન કરવા લાગ્યા.

સૅમ્બો બોલ્યો: " આપણે મ્હોટું પાપકૃત્ય કર્યું છે, તેને માટે કેવળ શેઠને જ જવાબ આપવો પડશે, આપણને કંઈ જ નહિ થાય. "

પછી તેઓ બન્નેજણ ટૉમના ઘા ધોવા લાગ્યા. શરીર ઉપર પડેલા સઘળા ઘા ધોઈ નાંખીને તેમણે ટૉમને પથારીમાં સુવાડયો. ત્યારપછી એક જણ લેગ્રીની આગળ જઇને પોતાને માટે જોઇએ છે એવું બ્હાનું બતાવી એક ગ્લાસ બ્રેન્ડી લઈ આવ્યો, અને ટૉમના મુખમાં ધીમે ધીમે રેડવા લાગ્યો.

થોડીવાર પછી કુઇમ્બો બોલ્યો: " ટૉમ! અમે તારા ઉપર ઘણો જુલ્મ ગુજાર્યો છે." ટૉમ ક્ષીણ સ્વરે બોલ્યો : " હું અંતઃકરણથી તમને ક્ષમા આપું છું. " સૅમ્બો બોલ્યો : " ટૉમ ! અમને કહે કે, ઈસુ કોણ છે ? તેં જેની પ્રાર્થના કરી હતી તે કોણ છે વારૂ ? "

ઈસુનું મધુર નામ સાંભળીને ટૉમના શરીરમાં નવું બળ આવ્યું. તે સતેજ થઇને ઈસુની દયાની વાતો કહેવા લાગ્યો. એથી બન્ને નરાધમોના હૃદય પણ પિગળી જવા લાગ્યા. તેઓ ધ્રુજતાં ધ્રુજતાં બોલ્યા: " આહા ! અમે આવું સુંદર નામ પહેલાં સાંભળ્યું નહોતું! ઓ પ્રભુ! અમારા ઉપર દયા કર."

ટૉમ બોલ્યો: "હાય સદાના દુઃખીઓ ! હું તમને ધર્મ માર્ગે લાવવા સારૂ સઘળાં કષ્ટ સહન કરવાને તૈયાર છું." એમ કહીને તેણે પ્રાર્થના કરી, "હે પરમેશ્વર ! આ બન્ને આત્માઓનો ઉદ્ધાર કર."

ટૉમની પ્રાર્થના પૂર્ણ થઈ. સૅમ્બો તથા ક્વૉમ્બોએ કુમાર્ગનો ત્યાગ કરી સુમાર્ગે ચાલવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી.

## પ્રકરણ ૪૪ મું.

### ટૉમનું મૃત્યુ અને જ્યૉર્જ શૅલબિ.



ટૉમ એ ભયંકર પ્રહારથી મૃત્યુશય્યામાં પડ્યો. તેને બે દિવસ વિત્યા પછી એક ન્હાની ગાડીમાં બેસીને એક યુવાન પુરૂષ લેગ્રીને ત્યાં આવ્યો, અને ગાડીમાંથી ઉતરતાં જ ઘરધણીને મળવાની ઇચ્છા જણાવી. તે જ્યૉર્જ શૅલબિ હતો. તે અહિં શા માટે આવ્યો તે જણાવતાં પહેલાં પાછળની કેટલીક વાતો કહેવી પડશે.

વાચકોને સ્મરણ હશે કે ટૉમને લિલામગૃહમાં મોકલ્યો તે પહેલાં મિસ ઑફિલિયાએ મિ. શૅલબિ ઉપર ટૉમને મુક્ત કરવા માટે એક પત્ર લખ્યો હતો. પરંતુ દુર્ભાગ્યવશાત્ તેનો એ પત્ર પોસ્ટ ઑફિસના કર્મચારીઓની ભૂલથી દૂરની બીજી એક પોસ્ટ ઑફિસમાં ગયો હતો. લગભગ બે માસ વિત્યા પછી એ પત્ર મિસિસ શૅલબિના હાથમાં આવ્યો. તે ટૉમના ભાવિ અમંગળના સમાચાર સાંભળી ઘણી જ ગભરાઇ; પરંતુ એ વખતે ટૉમનો ઉદ્ધાર કરી શકવાને તે શક્તિમાન નહોતી. તેનો પતિ મંદવાડમાં પડયો હતો, તેની સેવાશુશ્રુષા તથા ઘરનું બીજું કામકાજ સંભાળવામાં તે ઘણી જ ગુંચાઈ ગઇ હતી. થોડા દિવસ પછી મિ. શૅલબિનું મૃત્યુ નિપજ્યું, તેથી સઘળા કામનો ભાર તેને માથે આવી પડયો. તેના પતિને ઘણું દેવું હતું; એ દેવું કેવી રીતે પતાવવું તેની તેને ઘણી ચિન્તા થવા લાગી. એ સુશિક્ષિત સહૃદય રમણીનું હૃદય કેવળ સ્ત્રીસુલભ કોમળતા, સ્નેહ, દયા તથા ધર્મથી પૂર્ણ હતું એટલું જ નહિ પણ તેણે સઘળું કામકાજ સંભાળી લેવામાં પણ પોતાની બુદ્ધિનો પરિચય કરાવ્યો. તેણે જમીનનો કેટલોક ભાગ તથા ઘરનો નિરૂપયોગી સરસામાન વેચી નાખીને ટૂંક વખતમાં પતિનું દેવું પતાવી દીધું.

અને સઘળું કામકાજ વ્યવસ્થાપૂર્વક કરી નાંખ્યું. તેનો તરુણ પુત્ર માતાને દરેક કામમાં મદદ કરવા લાગ્યો.

કામકાજ વ્યવસ્થાપૂર્વક કરી નાખ્યા પછી ટૉમને કેવી રીતે મુક્ત કરવો તેને માટે માતા પુત્ર વિચાર કરવા લાગ્યાં. જે વકીલે સેંટક્લેરનાં દાસ–દાસીઓ તેમજ બીજી સંપત્તિ વેચી નાખવાનો ભાર લીધો હતો તેનું નામ તથા ઠેકાણું બુદ્ધિમતી મિસ ઑફેલિયાએ પોતાના પત્રમાં લખી જણાવ્યું હતું. પરંતુ ટૉમને જે માણસે ખરીધો હતો તેના નામની વકીલને ખબર નહોતી. પત્રના ઉત્તરમાં તેણે માત્ર એટલું જ લખ્યું કે, "ટૉમ નામનો સ્વર્ગસ્થ સેંટક્લેરનો એક ગુલામ લિલામમાં વેચાઇ ગયો છે, પરંતુ તેને કોણે ખરીધો છે તેની કંઇ ખબર નથી." એ સમાચાર જાણીને માતા પુત્ર વિશેષ વ્યાકુળ થયાં. ત્યાર પછી છ મહિને માતાના કંઇ કામને માટે જ્યૉર્જ શૅલબિને દક્ષિણમાં આવવું પડયું. તેણે ન્યુ ઑર્લિયન્સમાં આવીને ટૉમની તપાસ કરવાનો નિશ્ચય કર્યો; પરંતુ બે માસ સુધી તો કંઈ પત્તો ન લાગ્યો. અંતે એક દિવસ અકસ્માત એક માણસની સાથે મેળાપ થતાં તેના મ્હોડેથી સાંભળ્યું કે, લેગ્રી નામનો જમીનદાર ટૉમને ખરીદી ગયો છે. એ સમાચાર સાંભળતાં જ રેડ નદીમાં ઉભેલા એક વહાણમાં તે બેસી ગયો અને આજે અહિં આવી પહોંચ્યો.

લેગ્રીની સાથે મેળાપ થતાં જ જ્યૉર્જ શૅલબિ બોલ્યો: "મહાશય! મેં સાંભળ્યું છે કે, ટૉમ નામના એક ગુલામને આપે ન્યુ ઑર્લિયન્સમાંથી ખરીધો છે. તે પહેલાં મારા પિતાના ખેતરમાં કામ કરતો હતો, હું તેને પાછો ખરીદ કરી લઈ જવાને આવ્યો છું."

તેની વાત સાંભળીને લેગ્રીનું મ્હોં ફિક્કું પડી ગયું. તે સ્હેજ રોષ દર્શાવીને બોલ્યો: "હા, ટૉમ નામના એક ગુલામને મેં ખરીધો છે. તેને ખરીદીને મને ઘણો લાભ થયો! એના જેવો ઉદ્ધત, બેઅદબ, દુરાચારી કુતરો મેં કયાંય જોયો નથી! મારા ગુલામોને નાશી જવાની સલાહ આપે છે. હમણાં જ બે ગુલામડીઓ તેની સલાહથી નાશી ગઇ છે, જેની કિમ્મત ૮૦૦ અથવા એક હજાર રૂપિયા હશે. તે કબૂલ કરે છે ખરો કે મેં તેઓને નાશી જવાની સલાહ આપી છે, પણ કયાં સંતાઇ રહી છે તે કહેતો નથી. તેના જેટલો માર બીજા કોઇ પણ ગુલામે ખાધો નહિ હોય! તો પણ કહેતો નથી! મને લાગે છે કે હવે તે મરવા પડયોછે, મરી જશે કે બચશે તે કહી શકતો નથી."

એ સાંભળીને જ્યૉર્જનું મ્હોં લાલચોળ થઇ ગયું. તેનાં નેત્રોમાંથી અગ્નિકણ નીકળવા લાગ્યા; પરંતુ તેણે બુદ્ધિ વાપરી એ વખતે તેની સાથે વિવાદ કરવાનું યોગ્ય માન્યું નહિ. કેવળ એટલું જ પૂછ્યું કે, "તે ક્યાં છે? હું તેને જોવા માગું છું."

બહાર જે ગુલામ જ્યૉર્જનો ઘોડો ઝાલીને ઉભો રહ્યો હતો તે બોલ્યો, "ટૉમ આ કોટડીમાં છે." લેગ્રીએ તરત જ એ ગુલામને લાત મારી. પરંતુ જ્યૉર્જ જરા પણ વિલંબ ન કરતાં તે કોટડી તરફ ચાલ્યો.

ટૉમ બે દિવસથી આ કોટડીમાં પડી રહ્યો છે. તેની શારીરિક કષ્ટ અનુભવ કરવાની શક્તિ જતી રહી છે, આત્મા જીવનમુક્ત થઇ ગયો છે; પરંતુ શરીરના પહેલાંના સ્વાસ્થ્યને લીધે દેહપિંજરમાંથી આત્મા સહેજમાં બહાર નીકળી શકતો નથી, તેથી તે અદ્યાપિ જીવતો છે. ટૉમ લેગ્રિના નિરાધાર ભૂખ્યા દાસ–દાસીઓને સદૈવ સહાયતા કરતો હતો. પોતાનું ભોજન સુદ્ધાં તેમને આપી દેતો. એથી ટૉમને માટે સઘળાં દાસ–દાસીઓને અંતરમાં ઘણું દુઃખ થવા લાગ્યું. તેઓ લેગ્રીની બ્હિકથી તેને જોવા જવાનું સાહસ કરી શકતા નહોતા, પણ રાત્રે છાનામાના કોટડીમાં જઇને તેની સેવા શુશ્રુષા કરતા હતા. તેઓ એથી વિશેષ શું કરી શકે? કેવળ વખતો વખત બે ટીપાં પાણી તેના મ્હોંમાં રેડતા હતા.

કૅસીને ટૉમના સંકટની સઘળી માહિતી મળી હતી. ટૉમના દુઃખથી તે ઘણી શોકાતુર થઇ ગઈ. ટૉમે તેને માટે તથા એમેલિનને માટે એ અલૌકિક ત્યાગ સ્વીકાર કર્યો છે, એમ વિચારતાં તેનું અંતઃકરણ કૃતજ્ઞતાથી ભરાઇ આવ્યું. તે સઘળી વિપત્તિને તુચ્છકારી નાંખી તેની પહેલી રાતે ટૉમને જોવા સારૂ તેની ઓરડીમાં આવી. ટૉમ પોતાના એ અંતિમ સમયે અસ્ફુટ સ્વરે કૅસીને સ્નેહપૂર્વક ધર્મનો ઉપદેશ આપવા લાગ્યો. એ સાંભળીને તેના હૃદયાકાશમાંથી નિરાશાનો અંધકાર સમૂળગો નીકળી ગયો. પાષાણના જેવું શોકથી દગ્ધ થઈ રહેલું તેનું હૃદય પિગળી ગયું. તે ટૉમની સાથે વારંવાર પ્રાર્થના કરવા લાગી 'પિતા ટૉમ!' 'પિતા ટૉમ!' એટલું બોલતામાં તેનું ગળું રૂંધાઇ ગયું. તે રોવા લાગી.

ટૉમની કોટડીમાં પ્રવેશ કરતાં જ ટૉમની દુર્દશા જોઇને જ્યૉર્જનું માથું ફરવા લાગ્યું, તેના હૃદયમાં જાણે કટારીનો ઘાજ વાગ્યો. ટૉમની પાસે ઘુંટણ માંડીને તે બેઠો અને ઉચ્ચસ્વરે કહેવા લાગ્યો: "શું આ સંભવિત છે! શું આ સંભવિત છે! મનુષ્ય થઇને શું બીજા મનુષ્ય ઉપર આટલો બધો અત્યાચાર કરી શકે? ટૉમકાકા! મારા દુઃખી ટૉમકાકા!"

મરણુ પથારીએ પડેલા ટૉમના કાનમાં એ કંઠસ્વર જાણે સુધા વર્ષાવવા લાગ્યો. તે બેભાન થઇને પડી રહ્યો હતો. એ કંઠસ્વર સાંભળીને ધીમે ધીમે તેણે મસ્તક હલાવ્યું. તેના હોઠ પર હાસ્ય દેખાયું. તે અસ્ફુટ સ્વરે બોલ્યો—

" શક્ય શું નથી ઇસુની કૃપાથી,
મૃત્યુશય્યા બને છે પુષ્પમય તેની ઇચ્છાથી. "

જ્યૉર્જ મસ્તક નમાવી ટૉમના મ્હોં તરફ એકદૃષ્ટિથી જોઇ રહ્યો હતો. તેનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો. તે શોકથી રૂંધાઇ ગયેલા સ્વરે કહેવા લાગ્યો : " વ્હાલા ટૉમકાકા ! એકવાર જાગો, અને મારા તરફ નજર કરો. જુઓ, તમારો માસ્ટર જ્યૉર્જ આવ્યો છે, તમારો તે પ્રિય જ્યૉર્જ આવ્યો છે ! શું તમે મને ઓળખી શકતા નથી ? "

ટૉમ નેત્રો ઉઘાડી ક્ષીણસ્વરે બોલ્યો : " માસ્ટર જ્યૉર્જ ! " એટલું કહીને વિસ્મય પામી જોઈ રહ્યો. પુનઃ બોલ્યો : " માસ્ટર જ્યૉર્જ ! " ધીમે ધીમે તેના સમજવામાં વાત આવી હોય એમ લાગ્યું. તેનાં દૃષ્ટિશૂન્ય નેત્રો ધીમે ધીમે ઉજ્જવળ થવા લાગ્યાં. તેનું મ્હોં પ્રફુલ્લિત થઇ ઉઠયું, અને આંખોમાંથી ખળખળ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તે હાથ જોડી ક્ષીણસ્વરે બોલ્યો· " ધન્ય મંગળમય પરમેશ્વર, અંતે મારી ઇચ્છા પૂર્ણ થઈ ! મને તેઓ ભૂલી ગયા નથી. અહા ! કેટલો આનંદ, કેટલો આનંદ ! પરમેશ્વર ધન્ય છે, ધન્ય છે, પ્રભુ ! હવે હું સુખેથી મરીશ. "

એ સાંભળીને જ્યૉર્જ બોલ્યો : " તમે મરી જશો? તમે કદાપિ મરશો નહિ. મરવાની વાત મનમાં પણ લાવશો નહિ. હું તમને ખરીદીને ઘેર લઇ જવા માટે આવ્યો છું. "

ટૉમ : " માસ્ટર જ્યૉર્જ ! તમે વખતસર આવી ન શક્યા. હવે સમય રહ્યો નથી. પરમેશ્વરે મને ખરીદી લીધો છે. તે મને તેના અમૃતધામમાં લઇ જશે. ત્યાં જવાની જ મને ઇચ્છા થાય છે. કેન્ટાકિ કરતાં સ્વર્ગ ઘણું સુંદર છે. "

જ્યૉર્જ : " ઓહ ટૉમકાકા ! દુઃખી ટૉમકાકા ! એવું ન બોલો. એ વાત સાંભળીને મારૂં હૃદય ચીરાઇ જાય છે. હાય ! હાય ! તમને આટલું બધું દુઃખ દીધું ! આવી ગંદકીમાં રાખ્યા છે ! તમે આટલા દુઃખમાં હતા ! ઓહ ટૉમકાકા ! દુઃખી ટૉમકાકા ! "

ટૉમ : " મને દુઃખી ન કહો. હું દુઃખી હતો ખરો, પણ હવે એ દુઃખ દૂર થયું છે. હું પિતાને ત્યાં જાઉં છું. જ્યૉર્જ, જુઓ આ સ્વર્ગનાં દ્વાર ઉઘડી ગયાં છે. ધન્ય ઇસુ, ધન્ય પરમેશ્વર ! "

જ્યૉર્જ ટૉમના તાદૃશ્ય જીવંત વિશ્વાસપૂર્ણ તેજોમય વચનો સાંભળીને સ્તંભિત થઇ ગયો. તે અવાક્ થઈ તેના મ્હોં તરફ જોઈ રહ્યો.

ટૉમ જ્યૉર્જનો હાથ ઝાલીને બોલવા લાગ્યો : “ તમે રૂદન ન કરો. કલોને મારી સ્થિતિનો વૃત્તાંત કહેજો ! તેને ઘણું દુઃખ થશે. પણ તેને કહેજો કે, હું અમૃતધામમાં ગયો છું—હું શાંતિથી મૃત્યુ પામ્યો છું. તેને વિશેષ કરીને કહેજો કે, એક વર્ષ સુધી મેં જરા પણ દુઃખ ભોગવ્યું નહોતું. પરમેશ્વરે મારી સાથે સાથે રહીને મારૂં રક્ષણ કર્યું હતું. મને બાળકોને માટે સદૈવ દુઃખ થયા કરતું હતું. તેઓને મારૂં અનુસરણ કરવાનું કહેજો—હું જે માર્ગે ચાલ્યો તે જ માર્ગે તેઓ પણ ચાલે એમ કહેજો. તમારા માતાપિતાને મારો પ્રેમ જણાવજો, તથા ઘરના સઘળા માણસોને મારો પ્રેમ જણાવજો. હું સઘળાંને ઘણું ચાહતો હતો. હું જ્યાં ગયો, ત્યાં મેં દરેકજણના ઉપર ઘણો પ્રેમ રાખ્યો છે. માસ્ટર જ્યૉર્જ ! સંસારમાં પ્રેમ એ ઘણી અમૂલ્ય વસ્તુ છે. આહા ! ધર્મના માર્ગે ચાલવાથી કેટલો આનંદ થાય છે.”

એ સમયે લેગ્રી કોટડીના બારણા આગળ આવ્યો અને અંદર નજર કરી તિરસ્કાર દર્શાવીને તરત જ પાછો ફરી ગયો. જ્યૉર્જ તેને જોઇને ક્રોધપૂર્વક બોલ્યો : “ એ શયતાન આવીને ગયો. પરમેશ્વર એક દિવસ તેના પાપનું ફળ અવશ્ય આપશે. ”

ટૉમ : “ જ્યૉર્જ ! આ પ્રમાણે બોલવું ન જોઇએ. તે માણસ ઘણો હતભાગ્ય છે તેના દુર્ભાગ્યનો વિચાર કરતાં પણ દુઃખ થાય છે. હજી પણ જો તે પશ્ચાત્તાપ કરે તો પરમેશ્વર તેને ક્ષમા કરશે. પરંતુ મને દુઃખ થાય છે કે તે કદાપિ પશ્ચાત્તાપ કરશે નહિ. ”

જ્યૉર્જ : “ એ પશ્ચાત્તાપ ન કરે તો ઘણું સારૂં. તેને સ્વર્ગ ન મળે એટલું જ હું માગું છું. ”

ટૉમ : “ જ્યૉર્જ ! આવું ન બોલો. તમારી આવી વાતોથી મને દુઃખ થાય છે, આવા અઘટિત વિચારોને મનમાં સ્થાન ન આપતા. તેણે મારૂં કંઈ પણ નુકસાન કર્યું નથી, ઉલટું તેણે મારે માટે સ્વર્ગનાં દ્વાર વહેલાં ઉઘાડી આપ્યાં છે. ”

જ્યૉર્જનો મેળાપ થવાથી ટૉમ આનંદમાં આવી ગયો હતો હતો, અને તેથી ઉત્તેજીત થઇ જવાને લીધે તેનું શરીર વિશેષ નબળું પડી ગયું. તેનાં નેત્રો મીંચાઈ ગયાં. શ્વાસ ઘણા વેગથી ચાલવા લાગ્યો અને થોડી વારમાં તેનો આત્મા પરલોકમાં ચાલ્યો ગયો. મૃત્યુ વખતે તેના મ્હોંમાંથી

આટલા શબ્દો નીકળી રહ્યા હતા—"ઇસુના ચરણમાંથી મને કોણ વિખુટો પાડી શકશે? સત્યના માર્ગે જતાં મને કોણ રોકશે?"

જ્યૉર્જ સ્તબ્ધ બની જઇને એકિદષ્ટિથી મૃતના મ્હોં તરફ જોઈ રહ્યો. તેને જણાવા લાગ્યું કે, ટૉમનું આ મૃત્યુગૃહ પવિત્ર સ્થળ છે. થોડીવાર પછી તેણે પાછળ ફરીને નજર કરી તો લેગ્રીને ઉભો રહેલો જોયો.

ટૉમનાં છેલ્લાં વચનો સાંભળીને જ્યૉર્જનો યૌવન–સુલભ ઉત્તેજીત ભાવ થોડો ઓછો થઈ ગયો હતો, નહિ તો આજે જ્યૉર્જ લેગ્રીને નિશ્ચય ચાબુકથી મારત. પણ લેગ્રીનું મ્હોં જોઇને તેના મનમાં તિરસ્કાર આવ્યો. જ્યૉર્જ વરતજ તેની આગળથી જતો રહેવાને તૈયાર થયો અને તેને સંબોધીને બોલ્યો: "તમારાથી જેટલું બની શક્યું તેટલું તમે કરી લીધું. હવે હું આ મૃત દેહને લઈ જવા ઇચ્છું છું. કહો, તેના મૃતદેહને માટે મારે તમને કેટલા રૂપિયા આપવા પડશે? હું તેને ઉત્તમ પ્રકારે ભૂમિદાહ કરીશ."

લેગ્રી બોલ્યો: "હું મરી ગયેલા ગુલામને વેચતો નથી. તમારી ઇચ્છા હોય તો ભલે શબ લઈ જાઓ."

જ્યૉર્જ ત્યાં ઉભેલા બે ચાર ગુલામોના તરફ જોઇને કહ્યું:—"તમે મારી સાથે આવીને આ શબદને ગાડીમાં મૂકી આપો અને મને એક કોદાળી લાવી આપો."

એ સાંભળી લેગ્રીના હુકમની રાહ જોયા વિના એક જણ કોદાળી લેવા માટે દોડયો, અને બે જણે થઇને શબને ગાડીમાં મૂકી આપ્યું. લેગ્રી પણ ફરતો ફરતો ગાડીની પાસે આવીને જોવા લાગ્યો.

જ્યૉર્જે પોતાનો ઓવરકોટ કાઢીને ગાડીમાં પાથર્યો અને તેના ઉપર સંભાળથી ટૉમનું શબ મૂક્યું. ત્યાર પછી ગાડી ચાલતી વખતે તેણે લેગ્રીને કહ્યું: "તમે જે આ નરહત્યા કરી છે તેની તમને યોગ્ય શિક્ષા થશે. એમ ન ધારતા કે હું તમને છોડી દઇશ. હું હમણાં જ મેજીસ્ટ્રેટની પાસે જઇને ફરિયાદ કરીશ."

એ સાંભળીને લેગ્રી મશ્કરીની ઢબે હસતો હસતો બોલ્યો: "વારૂ, તમારાથી જે થાય તે કરી લેજો. મને લાગે છે કે કદાચ બિહકથી આજે ઉંઘ પણ નહિ આવે. પણ ઇંગ્રેજ સાક્ષી કયાંથી લાવશો? આવા મુકરદમામાં ગુલામોની સાક્ષી ચાલતી નથી."

જ્યૉર્જે જોયું કે ફરિયાદ આપવાથી કંઈ લાભ થશે નહિ. દેશપ્રચલિત કાયદા પ્રમાણે ગોરાઓની વિરૂદ્ધ કાળાઓની સાક્ષી મનાતી નથી. તેથી તેને મનમાં ને મનમાં ઘણું જ દુઃખ થવા લાગ્યું.

એ પછી લેગ્રી પોતાની મેળે જ બબડવા લાગ્યો: "મને તો કંઇ સમજણ જ પડતી નથી. એક મરી ગયેલા ગુલામને માટે એક સુશિક્ષિત ઇંગ્રેજ આટલી બધી ગરબડ શા માટે કરે છે? એવા કુલી તથા કુલી સ્ત્રીઓ તો કેટલાંયે મરી જાય છે. એ વળી ફરિયાદ કરવા નીકળ્યો છે! કોઈ બુદ્ધિમાન ઇંગ્રેજ મેજીસ્ટ્રેટ તો આવી તુચ્છ બાબત સાંભળશે પણ નહિ. ફક્ત એક કુલીને જ મારી નાંખ્યો છે ને! બીજું તો કાંઈ કર્યું નથી!"

જેમ દારૂખાનાની વખારમાં આગ લાગે અને ભયંકર અગ્નિ સળગી ઉઠે, તેમ જ એ વાત સાંભળીને જ્યૉર્જનો ક્રોધ સળગી ઉઠ્યો. જ્યૉર્જ વકીલોની માફક પુસ્તકમાંથી પાનાં ઉલટાવીને શું કરવું તે નક્કી કરતો નહોતો. તેનામાં મનુષ્યનું તેજ તથા વીર્ય હતું. કાયદાનો અભ્યાસ કરીને તે મનુષ્યત્વહીન–બાયલો બની ગયો નહોતો. તે તરત જ ગાડીમાંથી ઉતરી પડીને લેગ્રીના મ્હોં ઉપર મુક્કીઓ મારવા લાગ્યો. લેગ્રીના નાકમાંથી દડ દડ કરતું લોહી નીકળવા લાગ્યું.

હીચકારો લેગ્રી વધારે સહન કરી ન શક્યો. તે મરણતોલ થઇને જમીન પર પટકાઈ પડ્યો. જ્યૉર્જે પરદેશમાં એકલો હોવા છતાં પણ એ પ્રમાણેનું વીરત્વ દેખાડીને વૉશિંગ્ટનનું પ્રાતઃસ્મરણીય નામ સાર્થક કર્યું.

જગતમાં એક પ્રકારના લોકો એવા હોય છે કે તેઓની સાથે લાતથી વાત કરીએ તો જ તેઓ સીધી રીતે વર્ત્તે છે. લેગ્રી પણ એવા જ પ્રકારનો માણસ હતો, તેથી તેણે હવે ગૃહસ્થને યોગ્ય સભ્યતા ધારણ કરી. તે ધીમે ધીમે ઉઠીને જ્યૉર્જની ગાડી જતી હતી તે તરફ જોઈ રહ્યો.

લેગ્રીના ખેતરથી થોડે દૂર એક વૃક્ષલતાથી પરિપૂર્ણ સુંદર સ્થાનમાં, જ્યૉર્જે એક કબર તૈયાર કરવા કુલીઓને કહ્યું. કબર તૈયાર કરીને કુલીઓ ટૉમના શબની પાસે આવી બોલ્યા: "સાહેબ, આ ઓવરકોટ લઇ લઇએ?" જ્યૉર્જે કહ્યું: "ના, રહેવા દો. ઓવરકોટની સાથે જ દેહને કબરમાં દાટો." પછી ટૉમના મૃતદેહને સંબોધી બોલ્યો: "હાય! ટૉમકાકા! મારી પાસે કોઈ એવું ઉત્તમ વસ્ત્ર નથી કે જે હું અત્યારે તમારી સાથે આપું. આ જ ફક્ત મારા પ્રેમનું છેલ્લું ચિહ્ન છે."

ટૉમની કબર માટીથી ઢાંકી દેવામાં આવી અને તેના ઉપર પુષ્પો વેરવામાં આવ્યાં. પછી જ્યૉર્જે કુલીઓને થોડા પૈસા આપી જવાની રજા આપી. તેઓ જ્યૉર્જને કહેવા લાગ્યા: "સાહેબ, તમે અમને ખરીદી લ્યો. અમે રાત્રિ દિવસ તમારૂં કામ કરીશું. અહિંયા અમને ઘણું દુઃખ પડે છે."

જ્યૉર્જ બોલ્યો: "હમણાં હું કોઇને પણ ખરીદી શકું તેમ નથી. હવે તમારા મુકામે ચાલ્યા જાઓ."

તેઓ નિરાશ થઇને ધીરે ધીરે ચાલ્યા ગયા.

જ્યૉર્જ ટૉમની કબર આગળ ઘુંટણીયે બેસી ઉંચે નજર કરી હાથ જોડીને કહેવા લાગ્યો: "હે અનંત પરમેશ્વર! તને સાક્ષી રાખીને હું પ્રતિજ્ઞા કરૂં છું કે, દેશમાંથી આ દુષ્ટ દાસત્વપ્રથા કાઢી નાંખવા માટે તથા ગોરાઓનો અત્યાચાર દૂર કરવા માટે આજથી મેં મારૂં તન, મન, ધન સઘળું સમર્પિત કર્યું છે. તું મારા આ સત્સંકલ્પમાં સદૈવ સહાયતા કરજે."

ટૉમની કબર ઉપર કંઇ સ્મૃતિ-ચિહ્ન મૂકવામાં ન આવ્યું; પરંતુ તેનું પવિત્ર જીવન એ જ માત્ર સ્મૃતિ-ચિહ્ન થઇ રહ્યું.

પાઠક, ટૉમને માટે તમારે દુઃખી થવાનું કંઇ પણ પ્રયોજન નથી. શું તમે એમ ધારો છો કે ટૉમ દયાને પાત્ર અથવા દુઃખી હતો? ના, ના. ટૉમ જે ધનનો ધણી હતો, તે ધન સંસારમાં કોઈ રાજાના ભંડારમાં પણ મળતું નથી.

ટૉમના હૃદયની સત્યપ્રિયતા, ન્યાયપરતા, ધર્મતૃષ્ણા, પ્રેમભક્તિ તથા જીવંત વિશ્વાસ સંસારના સકળ ધન કરતાં શું વિશેષ મૂલ્યવાન નથી કે?

---

## પ્રકરણ ૪૫ મું.

### ભૂતનો ભય.



કેસી તથા ઍમેલિનના નાશી ગયા પછી લેગ્રીનાં દાસ-દાસીઓમાં હમેશાં ભૂતની જ વાતો થવા લાગી. રાત્રે બંધ કરેલાં બારણાં સ્હવારે ઉઘડી ગયેલાં જોવામાં આવતાં; રાત્રે કોઇ આવીને જાણે બારણાં ખખડાવતું ન હોય એવો અવાજ સાંભળવામાં આવતો. તેથી સઘળાના મનમાં સંપૂર્ણ વિશ્વાસ પેસી ગયો કે એ સઘળો ઉપદ્રવ ભૂતો જ કરે છે. ગુલામોમાંથી કોઇ વળી કહેવા લાગ્યો કે, "ભૂતોની પાસે બધાં બારણાંની કુંચીઓ હોવી જોઇએ, નહિ તો તેઓ ઉઘાડી શી રીતે શકે વારૂ?" કોઇ વળી તેના કહેવાને અનુમોદન ન આપતાં કહેતો કે, "તારી માન્યતા સર્વથા ખોટી છે, કેમકે ભૂત કુંચી વિના પણ બારણાં ઉઘાડી શકે છે."

ભૂતની આકૃતિ વિષે પણ વિવિધ પ્રકારના મતભેદ પડવા લાગ્યા. એક જણે કહ્યું: "ભૂતને માથું હોતું નથી. તેના બન્ને ખભા ઉપર બે આંખો હોય છે." પરંતુ તેની વાતનું ખંડન કરતાં બીજો બોલી ઉઠયો: "મેં મારી નજરે બે ત્રણ ભૂત જોયાં છે, તેમને બધાને માથાં હતાં." એ સાંભળીને ત્રીજાએ કહ્યું: "ભાઇ, ભૂતોને માથાં હોય છે ખરાં, પણ તે પીઠની તરફ ફરેલાં હોય છે. મેં જેટલાં ભૂત જોયાં છે તે સઘળાનાં માથાં સીધાં કદિ પણ જોયાં નથી." તેની વાત સાંભળીને ચોથો ગુલામ બોલ્યો: "ભાઈ, તેં જેટલાં ભૂત જોયાં છે તે સઘળાં કદાચ પરદેશી ભૂત હશે. એમાં કોઈ દેશી ભૂત નહિ હોય!"

દાસ-દાસીઓમાં ભૂતની આકૃતિ સંબંધી એ પ્રમાણે જાત જાતના તર્કો ચાલવા લાગ્યા. પરંતુ ઘણા તર્કવિતર્ક ચાલ્યા પછી પણ પ્રથમની માફક મતભેદ રહી ગયો.

દાસ-દાસીઓની એ સઘળી ભૂત સંબંધી ચર્ચાઓ અંતે લેગ્રીના કાન સુધી પણ પહોંચી. તેણે ઘણા યત્ન કર્યા, તથાપિ તે એ ચર્ચાઓનો અંત લાવી શકવાને નિષ્ફળ નીવડયો. ઉત્તર તરફના ઓરડામાં ઘણું ખરૂં હમેશાં રાત્રે કોઈનાં પગલાંનો અવાજ સાંભળવામાં આવતો હતો. તેથી સઘળાં સ્હવારમાં ઉઠીને એ વિષે એક બીજાની આગળ વાત કરતાં. દરરોજ એ પ્રમાણે ભૂતની વાતો સાંભળીને અશિક્ષિત, ધર્માધર્મ જ્ઞાન-શૂન્ય લેગ્રીના મનમાં પણ ભયનો સંચાર થયો. તે હવે પોતાના મનમાંથી એ બધી ભયંકર સ્મૃતિને કાઢી નાંખવા માટે દરરોજ રાત્રે હદ ઉપરાંત સુરાપાન કરવા લાગ્યો.

જે દિવસે સ્હવારમાં ટૉમનું મરણ થયું, તે જ દિવસે તે પાસેના એક ખેતરમાં ગયો હતો. ત્યાંથી ઘેર પાછા ફરતાં ઘણી રાત્રિ વીતિ ગઇ. ઘરમાં આવીને તેણે પોતાના શયનગૃહનાં બારણાં સંભાળપૂર્વક બંધ કર્યાં. ઉત્તર તરફનું બારણું બંધ કરીને તેની પાછળ એક ખુરશી મૂકી. ઉશિકા આગળ પિસતોલ રાખી, અને પુષ્કળ દારૂ પીને તે સૂઇ ગયો. થોડીવારમાં તેને નિદ્રા આવી ગઈ. નિદ્રાવસ્થામાં પહેલાંની માફક તે પોતાની માતાની મૂર્તિ જોવા લાગ્યો. પછી ભયંકર ચીસો સાંભળવામાં આવી. તેથી તે જાગ્રત થઈ ગયો અને કોઇનો પગરવ સ્પષ્ટપણે સાંભળવામાં આવ્યો. આંખો ચોળી બારણા તરફ નજર કરતાં જ તે ઉઘાડાં જોવામાં આવ્યાં, તથા દીવો પણ ઓલવાઈ ગયો હતો; અંધારામાં કોઇનો ઠંડો હાથ તેના શરીરને અડકયો, તેથી તે કૂદકો મારી દૂર જઇને ઉભો રહ્યો. એ શ્વેતવસ્ત્રધારી મૂર્તિ તરત જ અદૃશ્ય થઈ ગઈ. લેગ્રીએ બારણાની આગળ જઇને જોયું તો બહારથી

કોઇએ બંધ કર્યાં હતાં. બારણાં બંધ જોતાં જ તે ભયને લીધે મૂર્છિત થઇ ધરણીપર ઢળી પડયો. સ્હવારમાં જાગ્રત થઇને જુએ છે, તો પોતે પલંગને બદલે જમીન પર પડી રહ્યો છે.

તેને બીજે દિવસથી લેગ્રી રોજ કરતાં વિશેષ સુરાપાન કરવા લાગ્યો. તેણે મનમાં નિશ્ચય કરી રાખ્યો કે, કેટલીક રાતો અચૈતન્ય અવસ્થામાં જ ગાળવી, જેથી કરીને ખરાબ વિચારો મનમાં આવી શકશે નહિ; પરંતુ એ ત્રણ દિવસ એવી રીતે હદઉપરાંત દારૂ પીવાથી તેને ભયાનક જ્વર ચઢયો અને તે બેશુદ્ધ બની ગયો. બેભાન સ્થિતિમાં તે પોતાના પૂર્વનાં કરેલાં પાપકૃત્યોનો વૃત્તાંત કહેવા લાગ્યો. એ સર્વ લોમહર્ષણ વ્યવહારની વાતો સાંભળીને પણ લોકોનાં હૃદય ધ્રુજી ઉઠે. તેથી કોઈ પણ તેની પથારી આગળ ઉભું રહેતું નહોતું. રાત્રિ દિવસ એવી જ બેભાન સ્થિતિમાં તે એકલો પડી રહ્યો. ત્રણ દિવસ પછી તેના મ્હોંમાંથી રક્તનો પ્રવાહ જરા પણ અટક્યા વિના પ્રવાહિત થવા લાગ્યો, અને થોડીવાર પછી એ પાપાત્મા, નરરાક્ષસે પોતાના સદાના કલંકિત જીવનના સ્પર્શથી માનવસમાજને મુક્ત કર્યો—તે આ લોકનો ત્યાગ કરીને તેની કરણીનો જવાબ આપવા સારૂ ચાલ્યો ગયો, પૃથ્વી પવિત્ર થઇ.

તેના શબને, તેના ગુલામોએ રેડ નદીમાં નાંખી દીધું. તેની પાસે જે કંઈ રોકડ સંપત્તિ હતી, તે તેઓ લઇને ઉત્તર પ્રદેશ તરફ સ્વતંત્ર ભૂમિમાં નાશી ગયા.

જે રાત્રે લેગ્રી ભયથી મૂર્છિત થઇ ગયો હતો, તે રાત્રે ત્રણચાર ગુલામોએ બે સ્ત્રીઓને સફેદ વસ્ત્રથી ઢંકાઇને ઘરમાંથી બહાર જતી જોઇ હતી. તેને બીજે દિવસે સ્હવારમાં બહારના મકાનનો દરવાજો પણ ખુલ્લો જોવામાં આવ્યો હતો. તેથી પણ લેગ્રીને ઘણો ભય ઉપજયો હતો.

સૂર્યોદય થવા પૂર્વે કૅસી તથા એમેલિન પાસેના એક નગરના ઝાડ નીચે બેસીને વિશ્રામ લેતી હતી. વૃક્ષની આડમાં બેસીએ કૅસીને સ્પેનદેશની ગૃહસ્થ મહિલાના જેવો પોશાક પહેરી લીધો. એમેલિને તેની દાસીનો લેબાશ ધારણ કર્યો.

કૅસી સારા ઘરમાં જન્મી હતી, અને બાલ્યકાળથી જ તેણે ઉંચી કેળવણી મેળવી હતી; તેથી તેને જોઇને કોઇ નાશી આવેલી દાસી તરિકે ઓળખી શકે તેમ નહોતું. તેણે નગરમાં જઇને એક ટ્રંક ખરીદ કરી; તે ટ્રંકમાં સઘળાં વસ્ત્રો મૂક્યાં અને એક મજુરને માથે ઉંચકાવી પાસેના એક હોટલમાં જઇને તે રહેવા લાગી.

તે હોટલમાં આવતાં જ તેને જ્યૉર્જ શૅલબિની સાથે મેળાપ થયો. જ્યૉર્જ શૅલબિ પણ અહિં વહાણને માટે થોભ્યો હતો. કૅસીએ તેમના ગુપ્ત સ્થાનમાંથી જ્યૉર્જ શૅલબિને ટૉમનું શબ લઇ જતાં જોયો હતો, અને જ્યૉર્જ લેગ્રીને માર્યો હતો તે પણ પોતાની આંખે તેણે જોયું હતું, તેથી જ્યૉર્જને ઓળખી કાઢતાં તેને વાર ન લાગી. વળી જ્યૉર્જના ચાલ્યા ગયા પછી બીજાં દાસ–દાસીઓના મ્હોડેથી સંતાઇ રહીને તેણે સાંભળી લીધું હતું કે, તે ટૉમના પહેલા શેઠનો પુત્ર થતો હતો. એટલા માટે તેણે ઘણા આગ્રહપૂર્વક જ્યૉર્જની સાથે મિત્રાચારી વધારવાનો યત્ન કર્યો.

કૅસીનો ગૃહસ્થમહિલાના જેવો પોશાક તથા તેની રીતભાત જોઇ કોઇને પણ તેના ઉપર સંદેહ ઉપજ્યો નહિ. વિશેષતઃ હોટલમાં જેઓ કૃપણ સ્વભાવ દેખાડતાં નથી અને દરેક વસ્તુનું મ્હોં માગ્યું મૂલ્ય આપે છે તેઓના ઉપર હોટલના સઘળા માણસો ખુશ રહે છે. કૅસી એ સઘળું સારી પેઠે જાણતી હોવાથી તેણે પ્રથમથી જ લેગ્રીની પેટીમાંથી પુષ્કળ રૂપિયા લઇ લીધા હતા કે જેથી મુસાફરીમાં કોઇ પણ પ્રકારની મુસ્કેલી ન નડે.

સ્હાંજે વહાણ આવી પહોંચ્યું. જ્યૉર્જ શૅલબિએ સભ્યતાથી કૅસીનો હાથ ઝાલી તેને નૌકામાં બેસાડી અને તેને માટે પોતે મહેનત કરીને વહાણની વચ્ચેની એક સુંદર કેબીન ભાડે લીધી. વહાણ જ્યાંસુધી રેડ નદીમાં હતું ત્યાંસુધી કૅસી કેબીનમાંથી બહાર ન નીકળી. શરીર સારૂં નથી એવું બહાનું કાઢીને તે કેબીનમાં જ સુઇ રહી. પરંતુ વહાણ મિસિસિપી નદીમાં આવી પહોંચતાં જ કૅસી બહાર આવી અને જ્યૉર્જે પુનઃ એ નદીમાંના બીજા વહાણમાં જઇને તેને માટે એક કેબીન ભાડે લીધી. એ વહાણમાં આવતાંજ કૅસીની શારીરિક અસ્વસ્થતા દૂર થઇ ગઇ અને વહાણમાં આમતેમ ફરવા લાગી.

વહાણ ઉપરના બીજા મુસાફરો તેનો પોશાક તથા સૌંદર્ય જોઇને કહેવા લાગ્યા કે, "યુવાવસ્થામાં આ લલના ખરેખર અપૂર્વ લાવણ્યમયી હોવી જોઇએ."

જ્યૉર્જે જ્યારથી કૅસીને જોઇ હતી ત્યારથી જ તેના મનમાં એવો વિચાર આવ્યા કરતો હતો કે મેં આવી જ સુંદર મુખાકૃતિ પૂર્વે બીજે ક્યાંક જોઇ છે. તેથી તે આખો વખત કૅસીના મ્હોં તરફ જ જોયા કરતો હતો. જમતી વખતે તેમ જ વાત કરતી વખતે, જ્યૉર્જનાં નેત્રો કૅસીના મ્હોં તરફ જ ખેંચાઇ રહેતાં. તે જોઇ કૅસી મનમાં સહેજ ગભરાઇ. તે વિચાર કરવા લાગી કે, આ માણસ નિશ્ચય અમારા ઉપર સંદેહ કરે છે. તેણે જ્યૉર્જની દયા ઉપર આધાર રાખીને તેની આગળ પોતાનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો.

જ્યૉર્જ તેના જીવનનો મનોવેધક વૃત્તાંત સાંભળીને ઘણો જ દુઃખી થયો. તેના તરફ તે સહાનુભૂતિ દેખાડવા લાગ્યો અને તેને આશ્વાસન આપ્યું. વળી લેગ્રીના ગુલામો કેટલું કષ્ટ ભોગવતા હતા એ તેણે પોતાની નજરે નિહાળ્યું હતું, તેથી લેગ્રીના ખેતરમાંથી જેઓ ભયને લીધે નાશી આવ્યા હતા તેઓના ઉપર તેને ઘણી દયા આવી. તે કૅસીને વારંવાર કહેવા લાગ્યો કે, "તમે જરા પણ બ્હીશો નહિ. હું પ્રાણ જતાં સૂધી તમારૂં રક્ષણ કરીશ."

કૅસીની પાસેની જ કૅબીન મેડમ ડી થોક્સ નામની એક ફ્રેંચ મહિલાએ ભાડે રાખી હતી. તે રમણીની સાથે એક ન્હાની બાલિકા હતી. જ્યારે તે ફ્રેંચ રમણીએ જ્યૉર્જની વાતચિત ઉપરથી જાણ્યું કે, તે કેન્ટાકિવાસી છે, ત્યારે તેની સાથે વાર્તાલાપ કરવા માટે તે ઘણી ઉત્સુક થઇ. બન્ને વચ્ચે સારી મિત્રાચારી બંધાઇ ગઇ. ત્યારથી જ્યૉર્જ ઘણું ખરૂં તેની કેબીનના બારણા આગળ ખુરશી નાંખીને તેની સાથે વાતચિત કર્યા કરતો હતો. કૅસી પોતાની કેબીનમાં બેસીને તેમની સઘળી વાતચિત સાંભળતી હતી.

એક દિવસ મેડમ ડી થોકસે જ્યૉર્જની આગળ કહ્યું કે પહેલાં હું કેન્ટાકિમાં હતી. તેણે કેન્ટાકિ પરગણામાં આવેલા જે ગામનું નામ લીધું તે જ ગામમાં જ્યૉર્જનું ઘર પણ હતું. એ સાંભળીને જ્યૉર્જ ઘણો આશ્ચર્ય ચકિત થયો.

એ પછી એક દિવસ મેડમ ડી થોકસે જ્યૉર્જને પૂછ્યું: "તમારા ગામમાં હૅરીસ નામના કોઈ માણસને તમે ઓળખો છો કે?"

જ્યૉર્જે કહ્યું: "હા, હૅરીસ નામનો એક વૃદ્ધ માણસ અમારા ગામમાં રહે છે."

મેડમ ડી થોક્સ: "તેની પાસે ઘણા દાસ–દાસીઓ છે, કેમ ખરૂં ને?"

મેડમ ડી થોકસને એ પ્રશ્ન અત્યંત આગ્રહથી પૂછતી જોઇને જ્યૉર્જે જરા વિસ્મિત થઇને કહ્યું: "હા, છે."

મેડમ ડી થોક્સ: "જ્યૉર્જ નામના તેના એક વર્ણસંકર ગુલામને ઓળખો છો? કદાચ તમે તેનું નામ સાંભળ્યું હશે!"

જ્યૉર્જ: "વાહ, તેને હું કેમ ન ઓળખું? તેને હું સારી પેઠે ઓળખું છું. તેણે મારી માતાની એક ગુલામડીની સાથે લગ્ન કર્યું છે. પણ તે કૅનેડા નાશી ગયો છે."

મેડમ ડી થોક્સ: "શું તે કૅનેડા નાશી ગયો છે? ઇશ્વરને ધન્યવાદ છે!"

જ્યૉર્જ મેડમ ડી થોકસની વાત સાંભળીને ઘણો વિસ્મય પામ્યો.

પરંતુ તેણે કંઇ પૂછ્યું નહિ. મેડેમ ડી થોકસ બન્ને હાથવડે મ્હોં ઢાંકી દઈ આનંદનાં આંસુ પાડવા લાગી. તે બોલી: "જ્યૉર્જ મારો ભાઈ થાય છે."

જ્યૉર્જ ઘણો જ વિસ્મિત થઇને બોલ્યો: "હેં! જ્યૉર્જ તમારો ભાઈ થાય છે?"

મેડેમ ડી થોકસ ગર્વ સહિત માથું હલાવતાં બોલી: "હા, મિ. શૅલબિ, જ્યૉર્જ હેરીસ મારો ભાઈ છે."

જ્યૉર્જ: "મને તમારી વાત સાંભળીને ઘણું જ આશ્ચર્ય થયું."

મેડેમ ડી થોકસ: "મિ. શૅલબિ, જ્યારે જ્યૉર્જ તદ્દન બાળક હતો, ત્યારે હેરીસે મને દક્ષિણ દેશના ગુલામોના વ્યાપારીને વેચી હતી. એક દયાળુ ફ્રેંચ ગૃહસ્થે મને તે વ્યાપારી પાસેથી ખરીદી લઈ ગુલામગીરીની બેડીમાંથી મુક્ત કરી નાંખી, અને શાસ્ત્ર પ્રમાણે તેણે મારૂં પાણીગ્રહણ કર્યું. હાલમાં મારા સ્વામી મરી ગયા છે. હું મારા ન્હાના ભાઇ જ્યૉર્જને ખરીદી લઇ ગુલામગીરીમાંથી તેને મુક્ત કરી નાંખવાની ઇચ્છાથી કેન્ટાકિ તરફ જાઉં છું."

જ્યૉર્જ: "જ્યૉર્જ હેરીસે મને ઘણીવાર કહ્યું હતું કે મારી એમેલિન નામની એક બ્હેન હતી જેને દક્ષિણ દેશમાં વેચી નાંખવામાં આવી છે."

મેડેમ ડી થોકસ: "મારૂં જ નામ એમિલિન છે."

જ્યૉર્જ: "તમારો ભાઇ ઘણો જ બુદ્ધિશાળી તથા સચ્ચરિત્ર યુવક છે, પણ ગુલામ હોવાને લીધે તેને કોઈ માન આપતું નથી. તેણે અમારા ઘરમાંની એક ગુલામડી સાથે લગ્ન કર્યું હતું તેથી જ હું તેને સારી પેઠે ઓળખું છું."

મેડેમ ડી થોકસ: "તેની સ્ત્રી કેવી ન છે?"

જ્યૉર્જ: "તે પણ એક રત્ન છે. પરમ સુંદર, બુદ્ધિમતી, મધુર સ્વભાવની તથા ધર્મપરાયણ છે. મારી માતાએ તેને પોતાની કન્યા તરિકે ગણી ઉછેરી હતી. તેને લખતાં વાંચતાં, સીવતાં ભરતાં તથા ઘરનું બીજું દરેક પ્રકારનું કામ ઘણી સારી રીતે કરતાં આવડે છે."

મેડેમ ડી થોકસ: "શું તે તમારા ઘરમાં જ જન્મી હતી?"

જ્યૉર્જ: "ના. મારા પિતાએ તેને ન્યુ ઑર્લિયન્સમાંથી ખરીદી લાવી મારી માતાને ભેટરૂપ આપી હતી. એ વખતે તે આઠ નવ વર્ષની હતી. પિતાએ તેને કેટલી કિમ્મતમાં ખરીદી હતી તે વિષે માતાને કદિ પણ

કર્યું નહોતું. પરંતુ થોડા દિવસ ઉપર તેમના કાગળપત્રો તપાસતાં અમને માલૂમ પડયું કે, તેને માટે તેમણે ઘણું મૂલ્ય આપ્યું હતું. મને લાગે છે કે તેના અપૂર્વ સૌંદર્યને માટે જ એટલી બધી કિમ્મત આપી હતી. ”

કૅસી જ્યૉર્જની પાછળ બેઠી હતી, તેથી તે ધ્યાનપૂર્વક તેમની વાતચિત સાંભળી રહી છે તેની જ્યૉર્જને જરા પણ ખબર નહોતી. પરંતુ જ્યૉર્જની વાત સમાપ્ત થતાં જ કૅસીએ તેના બાહુ ઉપર હાથ મૂકતાં કહ્યું: “ મિ. શૅલબિ, તમારા પિતાએ એ કન્યાને કોની પાસેથી ખરીદી હતી, તે કહી શકશો ? ”

જ્યૉર્જ : “ સિમન્સ નામના કોઇ માણસ પાસેથી તેમણે ખરીદી હતી, એવું મને યાદ આવે છે. ”

“ ઓ પરમેશ્વર ! ” એટલું કહીને કૅસી તરત જ મૂર્છિત થઇ ગઈ. જ્યૉર્જ તથા મેડમ ડી થોકસ કૅસીની એ અકસ્માત મૂર્છાનું કારણ સમજી શક્યાં નહિ. સઘળાં એકઠાં થઇને તેને શુદ્ધિમાં લાવવા સારૂ પ્રયત્ન કરવા લાગ્યા. કૅસી શુદ્ધિમાં આવતાં જ બાલિકાની માફક રોવા લાગી.

પાઠિકાઓમાંથી જે સંતાનવતી ‘મા’ એ સુમધુર નામથી ઓળખાતી હશે તે કૅસીનો મનોભાવ સારી પેઠે સમજી શકવાને સમર્થ થઇ શકશે. કૅસીનું શોકપૂર્ણ રૂદન નહોતું. કૅસી પોતાની કન્યાને પુનઃ જોઇ નહિ શકે એ વિચારથી ઘણી નિરાશ થઈ ગઈ હતી, પરંતુ ઇશ્વરની કૃપાથી તેને જોઈ શકવાની આશા તેના મનમાં ઉત્પન્ન થઇ; તેથી ઉભરાઇ આવેલા હૃદયના વેગને તે રોકી ન શકવાથી બાલિકાની માફક રોવા લાગી.

# પ્રકરણ ૪૬ મું.

## સ્વતંત્રતા મળી.

" Ah, freedonm is a noble thing,
Freedom makes man to have liking;
Freedom the Lost te pleasure gives,
He lives, at ease who freely lives;
Grief. sickness, pooetith wut ara all,
Summd up within the name of thrall."

—*Sir Walter Scott.*



જ્યોર્જ શૅલબિએ પોતાને ઘેર પાછા ફરતાં પહેલાં તેની માતાને જે પત્ર લખ્યો હતો, તેમાં ટૉમના સંબંધમાં કાંઈ લખ્યું નહોતું. પોતે કયે દિવસે ઘેર આવશે એ જ ફક્ત એમાં લખ્યું હતું. ટૉમના મરણના સમાચાર લખતાં તેની હિમ્મત ચાલી નહિ. ઘણીવાર તેના મૃત્યુ વખતની ઘટનાઓ સવિસ્તારથી લખવા માટે તેણે યત્ન કર્યો, પણ લખવાની શરૂઆત કરતાં જ તેનું અંતઃકરણ દુઃખ તથા શોકથી ભરાઇ આવતું, તેના નેત્રામાંથી દડ દડ આંસુ પડવા માંડતાં, અને તરત જ તે કાગળ તથા કલમ એક બાજુએ મૂકી દઇને આંખો લુછતો લુછતો બહાર જઇ હૃદયને શાંત પાડવા માટે પ્રયત્ન કરતો હતો.

જે દિવસે જ્યૉર્જ ઘેર આવવાનો હતો, તે દિવસે મિ. શૅલબિના ઘરનાં સઘળાં માણસો પ્રફુલ્લિત મને તેના આવવાની રાહ જોઇ રહ્યાં હતાં. સઘળાંના મનમાં એવી આશા હતી કે, આજે ટૉમકાકાને સાથે લઇને તે ઘેર આવશે.

મિસિસ શૅલબિ બપોર પછી ઘરમાં બેઠી હતી. કલો ઘણી જ આનંદમાં હતી. પાંચ વર્ષ પછી આજે સ્વામીના મુખનું દર્શન થશે. તેના આનંદમાં કલો એક વસ્તુને પાંચ પાંચ વાર ગોઠવતી હતી. મિસિસ શૅલબિની સાથે આ વિષય સંબંધી વાતચિત કરવાની તેને ઇચ્છા થતી હતી. ટેબલની કયી બાજુએ જ્યૉર્જ બેસશે, કયી ખુરશી ઉપર જ્યૉર્જ બેસશે, વગેરે બાબત ઉપર તે શેઠાણીની સાથે વાતચિત કરી રહી હતી. અંતે કલો બોલી,—

"મેમ સાહેબ, શું માસ્ટર જ્યૉર્જનો પત્ર આવ્યો છે ?"

મિસિસ શૅલબિ: "હા આવ્યો છે તો ખરો, પણ ફક્ત જ એકજ લીટીનો છે. આજે તે આવશે એટલું જ તેણે પત્રમાં લખ્યું છે."

કલો: "શું મારી છોકરીના બાપના સંબંધમાં કંઇ પણ લખ્યું જ નથી ?"

મિસિસ શૅલબિ: "ના કલો! ટૉમને માટે કશું લખ્યું નથી. તે લખે છે કે બાજી વાતો ઘેર આવીને કહીશ."

કલો: "માસ્ટર જ્યૉર્જનો તો એવો જ સ્વભાવ છે. વધારે લખવાનું તેમને પસંદ જ નથી. તેમને બધી વાતો મ્હોડે કહેવી ઘણી ગમે છે. તે હજી બાળક છે એટલે લખે પણ કેટલું ! મને કંઈ સમજણ પડતી નથી કે તમે આટલું બધું કેવી રીતે લખી નાંખો છો. સાહેબ લોકો ઘણું લખી શકે છે."

મિસિસ શૅલબિ સહેજ હસી.

કલો: "એ ઘેર આવીને છોકરાઓને ઓળખી પણ નહિ શકે, છોકરીને પણ કદાચ ઓળખી નહિ શકે. હવે તો છોકરી ઘણી મ્હોટી થઈ ગઇ છે. પૉલી જેવી ભલી છે, તેવી જ હોંશિયાર પણ છે. હું રસોઇ બનાવીને આમ તેમ જતી રહું છું તો તે બેઠી બેઠી સંભાળ રાખ્યા કરે છે. તેમને જે દિવસે લઈ ગયા હતા અને મેં જેવી રસોઈ બનાવી હતી, તેવી જ આજે પણ બનાવી છે. હા પરમેશ્વર ! તે દિવસે મારૂં મન કેવું થઇ ગયું હતું !"

મિસિસ શૅલબિએ કલોની વાત સાંભળીને એક લાંબો નિશ્વાસ મૂક્યો. તેનું મન બેચેન જણાવા લાગ્યું. જે દિવસથી જ્યૉર્જનો પત્ર મળ્યો હતો, તે દિવસથી તેના મનમાં અનેક પ્રકારની આશંકાઓ ઉત્પન્ન થયા કરતી હતી. તે વિચાર કરતી હતી કે જ્યૉર્જે પત્રમાં ટૉમના વિષે કંઈ પણ લખ્યું નથી માટે તેનું કાંઇ પણ કારણ હોવું જોઇએ.

કલો બોલી: "મેમ સાહેબ, મારા ભાડાના રૂપિયાનું બીલ મંગાવી રાખ્યું છે ને ?"

મિસિસ શૅલબિ: "હા, મંગાવી રાખ્યું છે."

કલો: "હું તેમને એ રૂપિયા દેખાડીશ. તેમને માલૂમ પડશે કે મેં કેટલા બધા રૂપિયા સંગ્રહી રાખ્યા છે. તે મીઠાઇવાળો હજી મને વધારે દિવસ રહી જવાનું કહેતો હતો, હું પણ રહી જાત; પરંતુ તે આવવાના હોવાથી ત્યાં મારૂં મન ટક્યું નહિ. તે મીઠાઇવાળો બહુ સારો માણસ હતો."

કલો પોતાની કમાણીના રૂપિયા દેખાડવા માટે ઘણો આગ્રહ દેખાડતી

હતી, તેથી મિસિસ શૅલબિએ તેને રાજી રાખવા માટે તેનું બીલ તથા તેમાં લખેલા સઘળા રૂપિયા ત્યાં લાવીને રાખ્યા હતા.

ક્લો : " તે મારી પૉલીને આવતાંની સાથે તો ઓળખી પણ નહિ શકે. બાપરે ! તેમને પાંચ વર્ષથી તેઓ લઈ ગયા છે. એ વખતે પૉલી ઘણી ન્હાની હતી. જરા જરા ઉભી રહેતાં શીખી હતી. ચાલવા જતાં તેને પડી જતી જોઇને તેમને કેવું હસવું આવતું હતું. તે તરત જ દોડી જઇને તેને ઉંચકી લેતા હતા. આહા ! "–એટલામાં ગાડીના પૈડાંનો અવાજ સંભળાયો. " માસ્ટર જ્યૉર્જ ! " એમ કહીને ક્લો પગથીયાં તરફ દોડી ગઈ. મિસિસ શૅલબિએ જલદીથી બહાર આવી પુત્રને આલિંગન કર્યું.

જ્યૉર્જ ચારે તરફ નજર કરવા લાગ્યો. તેણે ક્લોને જોતાં જ તેના બન્ને હાથ ઝાલી કહ્યું : " દુઃખિની ક્લોકાકી ! જો હું મારૂં સર્વસ્વ આપીને પણ ટૉમકાકાને લાવી શક્યો હોત તો અવશ્ય લાવત, પરંતુ તે અહિંયાથી સર્વોત્તમ રાજ્યમાં ચાલ્યા ગયા છે. "

મિસિસ શૅલબિ એ સાંભળીને હાહાકાર કરી ઉઠી, પરંતુ કંઇ બોલી નહિ.

સઘળાં ઘરમાં આવ્યાં. ક્લોએ મેળવેલા રૂપિયા તે વખતે પણ ટેબલ ઉપર પડયા હતા.

ક્લોએ ધ્રુજતા હાથે તે રૂપિયા લઇ મિસિસ શૅલબિને આપતાં કહ્યું : " હું આ રૂપિયા જોવા ઇચ્છતી નથી, તેમજ તેના સંબંધમાં કંઈ વાત પણ સાંભળવા માગતી નથી ! હું પહેલાંથી જાણુતી હતી કે અંતે આ પ્રમાણે જ બનશે. ખેતરવાળાઓએ તેમને મારી નાંખ્યા હશે "

એમ કહીને ક્લો ઘરમાંથી બહાર જવા લાગી. મિસિસ શૅલબિએ ઉઠી તેનો હાથ ઝાલીને તેને જતી અટકાવી અને પોતાની પાસે બેસાડતાં કહ્યું : " મારી દુઃખિની ક્લો ! "

ક્લો તેના ખભા ઉપર મસ્તક મૂકીને રોતાં રોતાં બોલી : " મને માફ કરો. મારૂં હૃદય ટૂટી ગયું છે. "

મિસિસ શૅલબિ બોલી : " હું તે સમજી શકું છું. તારૂં દુઃખ મટાડવાની મારામાં શક્તિ નથી, પરંતુ ઈશ્વર સઘળું કરી શકે છે. તે તારા હૃદય ઉપર પડેલા ઘાને રૂઝાવી નાંખશે." એટલું બોલતામાં તેના ગાલ ઉપર થઇને અશ્રુ બિન્દુઓ પોતાનો માર્ગ કરવા લાગ્યાં. કેટલીકવાર સુધી સઘળાં એવીજ સ્થિતિમાં રૂદન કરવા લાગ્યાં. અંતે જ્યૉર્જ ધીમે ધીમે આવીને શોકાતુર વિધવાની પાસે બેઠો અને તેનો હાથ પોતાના હાથમાં લઇ ગદગદ

કે તેના સ્વામીના વીરને શોભાવે એવા મરણ સંબંધી સવિસ્તર વૃત્તાંત કહેવા લાગ્યો, તથા ટૉમે પોતાની પત્નીના ઉપર જે છેવટનો પ્રેમ–સંદેશો મોકલ્યો હતો તે પણ કહી સંભળાવ્યો.

એ બનાવને લગભગ એક માસ વીત્યા પછી એક દિવસ સ્હવારમાં મિ. શૅલબીનાં સર્વ દાસ–દાસીઓ, તેમના નવા શેઠની આજ્ઞા પ્રમાણે ઓરડામાં એકઠાં થયાં.

કેટલીકવાર પછી તેમણે વિસ્મય પામીને જોયું કે, જ્યૉર્જ કેટલાક કાગળો હાથમાં લઇને ઓરડામાં આવ્યો. તેણે દરેક જણના હાથમાં એક એક કાગળ આપીને કહ્યું કે, તમને આજથી ગુલામગીરીમાંથી મુક્ત કર્યા તેનું આ સર્ટિફીકેટ છે. તેણે આજે પોતાનાં સઘળાં દાસ–દાસીઓને દાસત્વની બેડીમાંથી એકદમ મુક્ત કરી દીધાં. તેણે દરેક જણની આગળ તેનું સર્ટિફિકેટ વાંચી સંભળાવ્યું. તેની ચોતરફ દાસ–દાસીઓ આનંદમગ્ન થઈ જઇને કોઇ રોવા લાગ્યા, કોઇ વળી ખુશાલીની બૂમો પાડવા લાગ્યા. કેટલાકો વળી એ સર્ટિફિકેટ પાછું લઈ લેવા માટે આગ્રહ કરવા લાગ્યા. તેઓ બોલ્યાઃ " અમે જેટલા સ્વતંત્ર છીએ, તેના કરતાં વધારે સ્વતંત્ર થવા ઇચ્છતા નથી. અમે આ ઘર, મેમસાહેબ તથા તમને તજીને ક્યાંય પણ જવાને રાજી નથી."

જ્યૉર્જ તેમને સમજણ પાડવા લાગ્યો. પરંતુ તેઓ તેના બોલવા ઉપર બિલકુલ ધ્યાન ન આપતાં કહેવા લાગ્યા : " અમે અહિંથી કદાપી જઇશું નહિ. " અંતે જ્યારે સઘળા શાંત થઇ ગયા ત્યારે જ્યૉર્જ બોલ્યો : " તમારે મારા ઘરનો ત્યાગ કરીને જતા રહેવાની કાંઇ પણ જરૂર નથી. પહેલાં જેટલા નોકરોની અહિં જરૂર હતી તેટલી જ અત્યારે પણ છે. ઘરમાં પહેલાં જેટલું કામ હતું તેટલું જ હમણાં પણ છે. પરંતુ હવે તમે સંપૂર્ણ સ્વતંત્ર પુરૂષ અને સ્વતંત્ર સ્ત્રી છો. હું તમારી સાથે બંદોબસ્ત કરીને તમને દરેક જણને દરમાસે અમુક પગાર આપીશ. તમને સ્વતંત્ર કરવાથી તમારા લોકોને લાભ એ થયો કે, હવે જો હું કરજદાર થઈ જાઉં, અથવા મરી જાઉં તો તમને કોઇ પકડી લઈ જઇને વેચી શકશે નહિ. હું પોતે મારૂં કામકાજ સંભાળીશ. અને તમને સ્વતંત્રતા મળી તેનો તમારે કેવી રીતે સદુપયોગ કરવો એ વિષે તમને શિક્ષણ આપવા સારૂ હું પ્રયત્ન કરીશ. એ વિષયમાં શિક્ષણ લેતાં તમને ઘણા દિવસો લાગશે, તથાપિ જો તમે સચ્ચારિત્રવાન થવા માટે યત્ન કરશો, શિક્ષણમાં ધ્યાન આપશો, તો ઇશ્વરના આશીર્વાદથી

હું તમારે માટે કંઇક કરી શકીશ. ભાઈઓ! હવે તમને સ્વતંત્રતા જેવું અપૂર્વ સુખ મળ્યું તેને માટે ઇશ્વરની પ્રાર્થના કરો."

જ્યૉર્જનાં ઉપરોક્ત વચનો સાંભળી એક ઘણો જ વૃદ્ધ ગુલામ ઉભો થઈ પોતાના હાથ ઉંચા કરી કહેવા લાગ્યો : "ધન્ય છે પરમેશ્વર! તારી જ પરમકૃપાથી અમે આજે ગુલામગીરીના બંધનમાંથી મુક્ત થયા." એ વૃદ્ધ ગુલામની સાથે સાથે બીજાં બધાં દાસ-દાસીઓ ઇશ્વરની આગળ કૃતજ્ઞતાપૂર્વક વારંવાર પ્રાર્થના કરવા લાગ્યાં. તેમની પ્રાર્થના પૂરી થઈ રહ્યા પછી જ્યૉર્જે તેઓને ટૉમના મરણ વખતે બનેલો સઘળો બનાવ સવિસ્તાર કહી સંભળાવીને કહ્યું: "તમે બધા કૃતજ્ઞતાપૂર્વક આપણા ટૉમ કાકાનું સ્મરણ કરો. યાદ રાખજો કે, તમારા આ સૌભાગ્યનું મૂળ કારણ ટૉમ કાકા જ છે, તેમણે જ પોતાનો પ્રાણ આપીને આજે તમને સ્વતંત્રતા અપાવી છે. તેમનું શોચનીય મરણ જોઇને મારા મનમાં ઘણું જ દુઃખ થયું હતું; મેં તેમની કબર પાસે બેસીને સર્વ-સાક્ષી પરમાત્માને સાક્ષી રાખી પ્રતિજ્ઞા કરી હતી કે, હું ભવિષ્યમાં ગુલામગીરીને કદાપિ ઉત્તેજન આપીશ નહિ, મારે ત્યાં કદિ પણ ગુલામ રાખીશ નહિ; હું એવું કાર્ય કદિ પણ નહિ કરૂં કે જેથી કરીને મારે માટે કોઇને પોતાના કુટુમ્બ કબીલાથી વિખુટા પડવાનો પ્રસંગ આવે. આજે મારી એ પ્રતિજ્ઞા પૂર્ણ થઈ. તમે સઘળાં આજથી સ્વતંત્ર છો. એટલા માટે જ્યારે જ્યારે સ્વતંત્રતાના સુખથી તમારા હૃદયમાં આનંદનો પ્રવાહ પ્રવાહિત થવા માંડે ત્યારે ત્યારે મારા પરમ બંધુ ટૉમકાકાનું સ્મરણ કરજો, તેના કુટુમ્બ તરફ કૃતજ્ઞતા તથા પ્રેમ દેખાડજો અને આ જીવનમાં ટૉમ કાકાના સદ્દષ્ટાંતનું અનુકરણ કરજો. ટૉમ કાકાનું સાધુ જીવન જ તેમનું ફક્ત સ્મૃતિ-ચિહ્ન છે. તમે બધાં ટૉમ કાકાની માફક સચ્ચરિત્ર, વિશ્વાસુ અને ધર્મપરાયણ થવાનો યત્ન કરી તમારા હૃદયમાં તેમનું સ્મૃતિ-મંદિર બનાવજો."



# ઉપસંહાર.




લિઝાના સંબંધમાં જ્યૉર્જ શૅલબિએ મેડેમ ડી થોકસની આગળ જે વાતો કરી હતી, તે સાંભળીને કૅસીએ અનુમાન કર્યું કે એ ઇલિઝા જ તેની કન્યા હોવી જોઇએ. તેને એ પ્રમાણે અનુમાન બાંધવાનું એક કારણ હતું. જે તારીખે તેની કન્યાને વેચી નાંખવામાં આવી હતી, તેજ તારીખે જ્યૉર્જના પિતાએ ઇલિઝાને ખરીદી હતી એવું મળી આવેલા કાગળો ઉપરથી જ્યૉર્જે કહ્યું હતું. એ પ્રમાણે બન્ને તારીખો સરખી મળતી હોવાથી નિશ્ચય અનુમાન કરી શકાયું કે, સ્વર્ગસ્થ મિ. શૅલબિએ જે કન્યાને ખરીદી હતી તે જ કૅસીની કન્યા હતી.

હવે કૅસી તથા મેડેમ ડી થોકસ વચ્ચે ઘણી જ મિત્રાચારી થઇ ગઇ. તેઓ બન્ને જણીઓએ સાથે જ કેનેડા તરફ પ્રયાણ કર્યું. જ્યારે સુખના દિવસો આવવા લાગે છે, ત્યારે દરેક પ્રકારની અનુકૂળતા મળી આવે છે. તેઓ ઍમહર્સ્ટબર્ગ પહોંચતાં જ તેમને એક પાદરી સાહેબની સાથે મુલાકાત થઇ. જ્યૉર્જ તથા ઇલિઝા કેનેડામાં આવીને આ પાદરી સાહેબના ઘરમાં જ પ્રથમ રાત્રિ રહ્યાં હતાં. તેથી તે પાદરી સાહેબ તેઓને સારી પેઠે ઓળખતા હતા. તેમને આ નવીન આવનાર રમણીઓના મ્હોડેથી સઘળો વૃત્તાંત સાંભળીને ઘણું જ આશ્ચર્ય થયું. તેમને માટે તેમના હૃદયમાં દયા ઉત્પન્ન થઇ અને તરત જ તેમની સાથે જ્યૉર્જને શોધવા સારૂ તેમણે મૉન્ટ્રીઅલ નગર તરફ પ્રયાણ કરવાનું કબૂલ કર્યું.

ગુલામગીરીના બંધનમાંથી મુક્ત થઇને જ્યૉર્જ લગભગ પાંચ વર્ષથી સ્ત્રી પુત્રની સાથે મૉન્ટ્રીઅલ નગરમાં નિર્વિઘ્ને રહેતો હતો. તે એક યંત્ર બનાવવાના કારખાનામાં કામ કરતો હતો અને ત્યાંથી જે કાંઇ મળતું તેમાંથી આનંદપૂર્વક તેનો નિર્વાહ ચાલતો હતો. અહિં આવ્યા પછી ઇલિઝાને એક કન્યા જન્મી છે. તે પાંચ વર્ષની થઇ ગઇ છે. તેનો પુત્ર હેરી લગભગ દશબાર વર્ષનો થયો છે. હાલમાં તે આ નગરના એક વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરે છે.

તેમનું રહેવાનું મકાન ઘણું જ સ્વચ્છ છે. સામે એક ન્હાનો સરખો બગિચો પણ છે. તે ગૃહસ્વામીના શોખનો સારી પેઠે પરિચય કરાવે છે.

ઘરમાં ત્રણ ચાર ઓરડા છે. તેમાંથી એક ઓરડામાં બેસીને જ્યૉર્જ વાંચે છે. જ્યૉર્જને બાલ્યકાળથી જ વાંચવા લખવાનો ઘણો શોખ હતો. તેણે અનેક આપત્તિઓ સહન કરીને પણ થોડું ઘણું શિક્ષણ મેળવ્યું હતું. હાલમાં જ્યારે તે પોતાના કાર્યમાંથી નવરો પડતો ત્યારે તરત જ પુસ્તક હાથમાં લઇને વાંચવા બેસી જતો.

લગભગ સ્હાંજ થવા આવી હતી. જ્યૉર્જ પોતાના ઓરડામાં બેસીને એક પુસ્તક વાંચતો હતો. ઇલિઝા પાસેના ઓરડામાં ચા બનાવતી હતી. ઇલિઝા બોલી : " જ્યૉર્જ ! તમે આખો દિવસ મહેનત કરીને આવ્યા છો, હવે જરા પુસ્તક રહેવા દઇને અહિં આવો. હું ચા બનાવું છું. અહિં બેસીને આપણે વાતચિત કરીએ. આ પ્રમાણે ઘણી મહેનત કર્યા કરશો તો તમારૂં શરીર દુર્બળ થઈ જશે." ઇલિઝાની કન્યાએ પિતાના ખોળામાં જઇને હાથમાંથી પુસ્તક લઇ લીધું. તે જોઇને ઇલિઝા બોલી ઉઠી : " ઠીક કર્યું, ચાલો, હવે અહિં આવો."

એટલામાં હેરી પણ નિશાળમાંથી આવી પહોંચ્યો. જ્યૉર્જે તેને પોતાની પાસે બોલાવી પૂછ્યું : " બેટા, આ હિસાબ તેં પોતે જ ગણ્યો છે કે ? "

હેરી બોલ્યો : " હા, પિતાજી. મેં મારી મેળે જ ગણ્યો છે. કોઇની પણ મદદ લીધી નથી. "

જ્યૉર્જ : " ઘણું સારૂં. બાલ્યકાળથી જ પોતાના પગ ઉપર ઉભા રહેતાં શિખવું જોઇએ. પોતાના દુર્ભાગ્યને લીધે તારા પિતાને અભ્યાસ કરવાની સગવડ નહોતી, પરંતુ તને દરેક પ્રકારની સગવડ છે. માટે ઘણી કાળજી રાખીને અભ્યાસ કરજે. "

જ્યૉર્જ હેરીની સાથે એ પ્રમાણે વાતચિત કરતો હતો, એટલામાં કોઇએ ઘરનું બારણું ખખડાવ્યું. ઇલિઝાએ બારણું ઉઘાડીને જોયું કે, એમહર્સ્ટબર્ગ નગરના પાદરી સાહેબ પોતાની સાથે ત્રણ સ્ત્રીઓને લઇને આવ્યા છે. પાદરી સાહેબ તેમના હિતચિંતક મિત્ર હતા; તેમણે નિરાધાર અવસ્થામાં તેઓને આશ્રય આપ્યો હતો. તેથી તેમને જોતાં જ ઇલિઝા ઘણા આનંદમાં આવી જઇને જ્યૉર્જને બોલાવવા લાગી. પાદરી સાહેબ તથા તેમની સાથે આવેલી સ્ત્રીઓએ ઘરમાં પ્રવેશ કર્યો. ઇલીઝાએ સઘળાંને બેસવા કહ્યું.

એમહર્સ્ટબર્ગમાંથી નીકળતાં પહેલાં પાદરી સાહેબે મેડેમ ડી થોકસ તથા કૅસીને જ્યૉર્જને ત્યાં જતાં જ પોતાનો પરિચય જણાવી ન દેવાનું કહ્યું હતું. તેમણે મનમાં એવો નિશ્ચય કરી મૂક્યો હતો કે, પ્રથમ સુંદર ભૂમિકા કરી જાણે ભાષણ આપતા હોય તે પ્રમાણે તેઓનો પરિચય કરાવવો. એમ

લાગે છે કે, ભાષણ કેવી છટાથી કરવું તથા કેવા શબ્દોનો ઉપયોગ કરવો એ વિષે આખે રસ્તે પાદરી સાહેબે વિચાર કર્યો હશે. તેથી સઘળાં બેસી ગયાં એટલે ખિસ્સામાંથી રૂમાલ કાઢી મ્હોં લુછતાં તે ઉભા થયા. પરંતુ હજી તેમણે પોતાના ભાષણની શરૂઆત કરી નહોતી એટલામાં મેડેમ ડી થોકસે સઘળો તાલ બગાડી નાંખ્યો. જ્યૉર્જને જોતાં જ તે તેને ગળે બાઝી પડી અશ્રુપૂર્ણ નયને રોતાં રોતાં બોલી: " જ્યૉર્જ ! શું મને ઓળખી શકતો નથી ?–જ્યૉર્જ ! મને ઓળખતો નથી ?–હું તારી બ્હેન એમિલિન છું. "

કૅસી અત્યાર સૂધી ધૈર્ય ધારણ કરીને ઉભી રહી હતી. જો મેડેમ ડી થોકસે પ્રથમ તાલ બગાડી નાંખ્યો ન હોત, તો તે કદાચ કરેલી ગોઠવણ પ્રમાણે ચુપ રહી શકત. પરંતુ એટલામાં ઇલિઝાની કન્યા ત્યાં આવી પહોંચી. તેની આકૃતિ ઇલિઝાને આબેહુબ મળતી આવતી હતી. તેના જેટલી જ ઉંમરે ઇલિઝા કૅસીની ગોદમાંથી વિખુટી પડી હતી. કૅસી તેને જોતાં જ ગાંડાની માફક તેને તેડી લઇને હૃદય સરસી દબાવી રાખી કહેવા લાગી : " બેટા, હું તારી મા છું ! બેટા, તું મારી ખોવાઇ ગયેલી મિલકત છે! " કૅસી તેને જ પોતાની પુત્રી સમજી !

એ પ્રમાણે તેઓએ પોતાનો પરિચય આપ્યો તેથી ઇલિઝા તથા જ્યૉર્જ બન્ને જણને ઘણું આશ્ચર્ય થયું તથા ચમકી ગયાં. તેમને સઘળું સ્વપ્ન સમાન લાગ્યું. અંતે તેઓ હર્ષ મિશ્રિત રૂદન કરવા લાગ્યાં. પાદરી સાહેબે પુનઃ ઉભા થઇને સઘળો વૃત્તાંત વિસ્તારપૂર્વક કહી સંભળાવ્યો. તેમની વાતો સાંભળતી વખતે સઘળાંની આંખોમાંથી દડ દડ આંસુ પડતાં હતાં. વાસ્તવિક રીતે તે દિવસના પાદરી સાહેબના ભાષણથી ત્યાં બેઠેલાં શ્રોતાઓનાં મન જેટલાં પિગળી ગયાં હતાં, તેટલાં ભાગ્યે જ કોઇ બીજા વખતે પિગળવા પામ્યાં હશે.

એ પછી સઘળાં ઘુંટણ માંડીને બેઠાં અને એ દયાળુ પાદરી સાહેબ પરમેશ્વરનો પાડ માની તેની આગળ પ્રાર્થના કરવા લાગ્યા. પ્રાર્થના પૂર્ણ થઇ રહ્યા પછી સઘળાં ઉભાં થઇને એક બીજાને આલિંગન કરવા લાગ્યાં અને સજળનયને વિચારવા લાગ્યાં કે, ઇશ્વરનો કેવો અનંત મહિમા છે ! જ્યૉર્જ તથા ઇલિઝાએ આવા મેળાપની કદાપિ આશા રાખી નહોતી; તેમણે સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું; પરંતુ પરમેશ્વરે વિના માગે આજે તેમને સુખ આપ્યું.

કેનેડાના એક પાદરીની નોંધપોથીમાં નાસી આવેલાં દાસ–દાસીઓનાં એવાં અદ્ભુત મેળાપનાં સેંકડો ઉદાહરણ લખેલાં હતાં. એ પુસ્તક વાંચવાથી

માલૂમ પડી આવે છે કે ગુલામગીરી સંબંધી લખાયેલી નવલકથાઓની કાલ્પનિક ઘટનાઓના કરતાં પણ મનુષ્યના ખરા જીવનમાં અધિક આશ્ચર્ય પમાડે એવી ઘટનાઓ બને છે. છ વર્ષની અવસ્થામાં સંતાન માતાની ગોદમાંથી વિખુટું પડયું છે. પછી ત્રીસ વર્ષે આ કેનેડામાં તેની માતા સાથે તેનું મિલન થયું છે, પરંતુ કોઈ એક બીજાને ઓળખી શકતું નથી. કેટલાંયે ન્હાસી છૂટેલાં દાસ–દાસીઓના જીવનમાં અદ્‌ભુત વીરત્વ તથા ત્યાગ સ્વીકારનાં ઉદાહરણ જોવામાં આવે છે. પોતાની માતા અથવા બ્હેનને ગુલામગીરીના અત્યાચારમાંથી મુક્ત કરવા માટે તેમણે પોતાના પ્રાણની પણ પર્વાહ રાખી નથી. એક યુવક પહેલાં એકલો ન્હાસી આવ્યો હતો, પછી પોતાની બ્હેનનો ઉદ્ધાર કરવા જતાં વારાફરતી ત્રણવાર પકડાઈ ગયો હતો. તેણે કેટલી વિપત્તિઓ તથા કષ્ટ સહન કર્યાં હતાં. એક વખતના ચાબુકના સખ્ત મારથી લગભગ છ મહિના સુધી પથારીમાં પડી રહ્યો, પરંતુ તે જરા પણ નિરૂત્સાહી બન્યો નહિ. અંતે તેણે ચોથીવાર પ્રયત્ન કરીને પોતાની બ્હેનનો ઉદ્ધાર કર્યો.

પાઠક! એ યુવક શું ખરો વીર ન કહેવાય કે? પરંતુ અત્યાચારી અમેરિકાવાસીઓ તેને ચોર કહેતા હતા. જો ન્યાયની દૃષ્ટિથી જોવામાં આવે તો એ અર્થલોભી વણિકો જ ખરા ચોર કહેવાય. એ અત્યાચારથી પિડાયેલા યુવકે તો ખરેખર વીરત્વનો જ પરિચય કરાવ્યો હતો.

કૅસી, મેડેમ ડી થોકસ અને એમેલિન, એ ત્રણે જણ જ્યૉર્જ તથા ઈલિઝાની સાથે રહેવા લાગ્યાં. કૅસી પહેલાં કંઇક ગાંડા જેવી જણાતી હતી. તે કોઇ કોઇવાર પોતાને ભૂલી જઇને ઇલિઝાની કન્યાને એટલા જોરથી છાતી સરસી દબાવી રાખતી હતી કે એ જોઇ સઘળાંને ઘણું જ આશ્ચર્ય થતું, પરંતુ દિવસે દિવસે તેનું મન સુધરવા લાગ્યું. ઇલિઝા પોતાની માતાની એવી અવસ્થા જોઇને હમેશાં તેની આગળ બાઇબિલ વાંચી સંભળાવતી હતી અને ઇશ્વરની દયાની વાતો કહેતી હતી. કેટલાક સમય પછી કૅસીનું મન ધીમે ધીમે ધર્મ તરફ દોરાવા લાગ્યું. તેના હૃદયમાં ભક્તિ તથા પ્રેમનો પ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો, અને ટૂંક વખતમાં તે ઘણી જ પવિત્ર બની ગઇ.

એક દિવસ મેડેમ ડી થોકસે જ્યૉર્જની આગળ કહ્યું : " ભાઇ, મારા સ્વામીના મરણ પછી તેમની અતુલ્ય સંપત્તિની હું જ એકલી અધિકારીણી થઈ છું. તું તારી ઇચ્છામાં આવે તે પ્રમાણે એ ધનનો સદુપયોગ કર. હું તને મારી સઘળી સંપત્તિ આપી દેવા ઇચ્છું છું. " એ સાંભળીને જ્યૉર્જ

બોલ્યો : " એમિલિન ! મને આગળ અભ્યાસ કરવાની ઘણી જ ઇચ્છા થાય છે. તું મારા શિક્ષણ માટે કંઇ બંદોબસ્ત કરી આપ."

સૌ વિચાર કરવા લાગ્યાં કે, આટલી મ્હોટી ઉમરે જ્યૉર્જના શિક્ષણ માટે શું બંદોબસ્ત કરવો જોઇએ. અંતે સૌએ એવો વિચાર કર્યો કે, તેમણે બધાંએ ફ્રાંસમાં જવું અને ત્યાં રહીને જ્યૉર્જે કોઇ વિશ્વવિદ્યાલયમાં પ્રવેશ કરી વિદ્યાભ્યાસ કરવો.

એ પ્રમાણે નક્કી થયા પછી તેઓ સઘળાં એમેલિનને સાથે લઇને વહાણમાં બેસી ફ્રાંસ જવા માટે ઉપડયાં. વહાણનો કમાન ઘણો જ સારો માણસ હતો. તેણે એમેલિનનાં સદાચરણ, સૌંદર્ય, નમ્રસ્વભાવ, તથા બીજા ઘણા સદ્દગુણો જોઇને તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા જણાવી અને ફ્રાંસમાં જઇને તેની સાથે લગ્ન કર્યું. જ્યૉર્જે લગભગ ચાર પાંચ વર્ષ સુધી ફ્રાંસમાં રહીને અનેક શાસ્ત્રોનું અધ્યયન કર્યું. પરંતુ ત્યાર પછી કંઇ રાજનૈતિક બનાવને લીધે તેઓને ફ્રાંસ દેશનો ત્યાગ કરવો પડયો. તેઓ પાછા કેનેડામાં આવ્યા.

હવે જ્યૉર્જ એક સુશિક્ષિત યુવક હતો. જ્યૉર્જના હાથના લખેલો એક પત્ર અમે નીચે પ્રગટ કરીએ છીએ. એ પત્ર જ્યૉર્જે કાર્યક્ષેત્રમાં પ્રવેશ કર્યા પહેલાં થોડા દિવસ ઉપર પોતાના એક મિત્રને લખ્યો હતો. કેળવણીથી તેનું હૃદય કેટલું ઉન્નત થયું હતું, તે પાઠકો તેના પત્ર ઉપરથી સમજી શકશે.

" પ્રિય બન્ધુ !

હું ઘણો જ દુઃખી થયો છું કે તમે મને ગોરાઓની મંડળીમાં મળી જવા માટે આગ્રહ કરો છો. તમે લખો છો કે હું તથા મારાં સ્ત્રી–પુત્ર તેમ જ સગાં સંબંધીમાંથી કોઇ પણ કાળું નથી, તેથી તેમની મંડળીમાં હું સહેલાઇથી ભળી જઇ શકું તેમ છું. પરંતુ એ પ્રમાણે કરવાની મારી જરા પણ મરજી નથી. પૈસાદારો તેમ જ એવા લોકો પ્રત્યે મારી જરા પણ સહાનુભૂતિ નથી. મનુષ્યસમાજમાંના એક શ્રેણીના લોકો પશુની માફક પરિશ્રમ કરે અને બીજી શ્રેણીના લોકો યથેચ્છ વૈભવ વિલાસ ભોગવે તેથી જનસમાજને કદિ પણ લાભ થઇ શકે નહિ. સમસ્ત માનવમંડળીનું ભલું થવાની વાત તો એક તરફ રહી, પરંતુ ઉલટું તેને લીધે સમસ્ત માનવમંડળીનું ઘણું જ નુકસાન થાય છે. જે શ્રેણીના લોકો કેવળ ઢોરની માફક મજુરી કરીને પોતાના દિવસો વ્યતિત કરે છે તેઓ કાંઇ પણ જ્ઞાન મેળવી શકતા નથી. તેમનું જીવન અજ્ઞાન અવસ્થામાં જ ચાલ્યું જાય છે. તેથી તેઓમાં ધર્મ કે અધર્મનું જ્ઞાન હોતું નથી, તેઓ સદૈવ કુકર્મો કરવામાં પ્રવૃત્ત રહે છે; પરંતુ તેને

લીધે પરિણામ એ આવે છે કે તેમનાં એ કુકર્મોને લીધે નૈતિક વાયુ દુષિત થાય છે અને તેથી સમસ્ત માનવમંડળીનું અનિષ્ઠ થાય છે. તેઓ એવા દુષિત થયેલા વાયુમાં રહીને તેમના પોતાના અંતરાત્માને પણ કલંકિત કરે છે.

આ સંસાર આ પ્રમાણે પાપ, અત્યાચાર, દુઃખ તથા દારિદ્રથી શા માટે ભરપૂર છે તથા આ સંસારમાં કેમ શાંતિ નથી, એ સઘળા વિષયો ઉપર હું જેટલો વિચાર કરૂં છું, તેટલી જ આ લોકો તેમજ ધનાઢયો ઉપરથી મારી સહાનુભૂતિ ઓછી થતી જાય છે. ઉચ્ચ શ્રેણીના લોકો જ મને તેના કારણરૂપ જણાય છે.

અત્યાચારથી પિડાયેલા દુઃખી પ્રત્યે ઉપર–પાર્થિવ–પદ–પ્રભુત્વ–હીન માનવસમાજના અન્નદાતા ગરીબ ખેડુતો પ્રત્યે–દુર્બળ, અસહાય તથા નિરાધારો પ્રત્યે જ કેવળ મારી સહાનુભૂતિ છે.

તમે મને મ્હોટા લોકોના મંડળમાં ભળી જઇને ગૃહસ્થ તરિકે જીવન વ્યતિત કરવા કહો છો, પરંતુ એ મ્હોટા લોકોનું મંડળ શું છે? જરા તમે ધ્યાનપૂર્વક વિચાર કરી જુઓ. બીચારા અસહાય કંગાલો તનતોડીને મહેનત કરી પૈસા પેદા કરી આપે અને તે પૈસા આપણે આપણા ભોગવિલાસ માટે મનસ્વી રીતે ઉરાડી નાંખીએ તેનું જ નામ ખાનદાની અથવા મ્હોટાઇ કે બીજું કાંઇ? તેનેજ તમે મ્હોટાઇ કહો છો ને? ગરીબો રાત્રિ દિવસ સતત પરિશ્રમ કરીને જે કાંઇ કમાય તેમાંથી હું બળાત્કારે અથવા પ્રપંચથી ભાગ પડાવું અને હું પોતે જે કમાઉં તેમાંથી તેઓને એક પાઇ પણ ન આપું. મારામાં જ્ઞાન છે–હું હજી પણ દિવસે દિવસે વિશેષ જ્ઞાન મેળવતો જાઉં છું; પરંતુ એ જ્ઞાનમાંથી એક રતીભાર પણ હું એ ગરીબોની કમાણીના બદલામાં તેમને ન આપું. એવાં જ આચરણોને જૂદી જૂદી જાતિના લોકો સભ્ય વ્યવહાર કહે છે; પરંતુ શું એવી સભ્યતાથી મને સુખ મળી શકશે ખરૂં કે? એવી મ્હોટાઇ રાખીને શું કદાપિ આ સંસારમાંથી પાપ, અત્યાચાર તથા દરિદ્રતાને જડમૂળમાંથી ઉખેડી નંખાશે ખરી કે? કદાપિ નહિ. ઉલટું જે કોઇ એવા ભદ્રસમાજમાં દાખલ થશે, તેને સમાજ–પ્રચલિત પાપ, અત્યાચાર તથા નિર્દયતાને ઉત્તેજન આપવું પડશે.

હું કબૂલ કરૂં છું કે, આ વિશ્વ—સંસારમાં સઘળા લોકો કદિ પણ સમાન થઈ શકે નહિ અથવા સઘળાની સ્થિતિ સરખી થઇ શકે નહિ. સામાજિક ઉથલપાથલને લીધે લોકોની અવસ્થામાં હમેશાં વિલક્ષણતા રહેશે, પરંતુ એ પ્રકારે સ્વાભાવિક ભિન્નતા રહેશે, એથી કાંઇ આપણને

ઉચિત નથી કે બીજા કોઇનો હાથ કાપીને તેનામાં અને આપણામાં ભિન્નતા ઉત્પન્ન કરીએ. મારી સ્થિતિ કેવી હતી! હું ગુલામડીને પેટે જન્મેલો હતો. તેથી દેશ–પ્રચલિત કાયદા પ્રમાણે મનુષ્યના સ્વાભાવિક અધિકારથી પણ મને દૂર રાખવામાં આવતો હતો. આ પ્રમાણે દેશ–પ્રચલિત વ્યવહાર દ્વારા મનુષ્ય–સમાજમાં પરસ્પર ભિન્નતા ઉત્પન્ન કરવાના કરતાં બીજું કયું વિશેષ અન્યાયી આચરણ થઈ શકે?

મારા પિતૃકુળના લોકો પ્રત્યે મને જરા પણ સહાનુભૂતિ નથી. તેઓ મને એક ઘોડા અથવા કુતરાના જેવો ગણતા હતા. કેવળ મારી મમતામયી માતાની દૃષ્ટિમાં જ હું મનુષ્ય–સંતાન હતો. બાલ્યકાળમાં તે મમતામયી માતાની ગોદમાંથી વિખુટા પડયા પછી તેની સાથે પુનઃ મારૂં મિલન થયું નથી; પરંતુ તે મને પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ ચાહતી હતી. તેણે કેટલાં કષ્ટ તથા દુઃખ સહન કર્યાં હતાં–મેં બાલ્યકાળમાં કેવા કેવા અત્યાચાર સહન કર્યા તથા દુઃખ ભોગવ્યું—મારી સ્ત્રીએ સંતાનને કેડમાં લઇ પોતાના પ્રાણની પણ પર્વાહ રાખ્યા વિના તેનું રક્ષણ કરવા માટે નદી ઓળંગી તથા તેણે બહાદુરીથી કેવી કેવી વિપત્તિઓ સહન કરી, એ બધું જ્યારે મને યાદ આવે છે, ત્યારે મારૂં હૃદય અસ્વસ્થ થઇ જાય છે પરંતુ જે લોકોએ મારા ઉપર એવા જુલ્મ ગુજાર્યા છે તેઓના પ્રત્યે મારા હૃદયમાં હું કોઇપણ પ્રકારનો દ્વેષભાવ રાખતો નથી, ઉલટા પરમેશ્વરની આગળ તેમના કલ્યાણને માટે હું પ્રાર્થના કરૂં છું.

મારી માતા આફ્રિકાવાસીની હતી, તેથી આફ્રિકા જ મારી માતૃભૂમિ છે. તે પરતંત્ર–અત્યાચારથી પિડાતા આફ્રિકાવાસીઓની ઉન્નતિને માટે હું મારૂં આ જીવન અર્પણ કરીશ. દેશહિતનું વ્રત લઇને ધનવાનોના અત્યાચારમાંથી દુર્બળોનું રક્ષણ કરવા માટે હું પ્રાણાન્તે પ્રયત્ન કરીશ.

તમે મને ધર્મનો પ્રચાર કરવાનું વ્રત લેવાનું કહો છો. હું સારી પેઠે સમજું છું કે, જ્યાંસુધી મનુષ્ય ધાર્મિક ન થઈ શકે ત્યાંસુધી તે કદિ પણ પોતાની સાચી ઉન્નતિ કરી શકે નહિ. પરંતુ આ જ્ઞાનહીન અભણ લોકોને શું સહેજમાં ધર્મમાર્ગે લાવી શકાય તેમ છે કે? વિશેષતઃ અત્યાચારથી પિડાતી જાતિ કદાપિ ખરા ધર્મનો મર્મ ગ્રહણ કરી શકે નહિ. કેમકે તેમના અંતરાત્મા જડ સમાન થઈ ગયેલા હોય છે.

અત્યાચારથી પિડાયેલી પરતંત્ર જાતિની ઉન્નતિ કરવા માટે સૌથી પહેલાં દેશ–પ્રચલિત શાસન–પ્રણાલી સુધારવી પડશે, પરતંત્રતાની બેડીમાંથી

તેઓને મુક્ત કરવા પડશે. આફ્રિકાવાસીઓમાં જાતીય જીવન આવી શકે, તેઓ સ્વતંત્ર જાતિ તરીકે સભ્ય સમાજની શ્રેણીમાં ગણાઈ શકે તેને માટે હું તન તોડીને પ્રયત્ન કરીશ. હાલમાં આફ્રિકાના કિનારાપર આવેલા લાઈબિરિયામાં સાધારણ-તંત્ર સ્થાપવામાં આવ્યું છે. મેં ત્યાં જવાનો નિશ્ચય કર્યો છે.

તમે કદાચિત મનમાં એમ ધારતા હશો કે હું આ ભીષણ અત્યાચારથી પિડાતા અમેરિકાના ગુલામોને ભૂલી ગયો છું! કદાપિ નહિ. જો હું એક પળને માટે-એક ક્ષણને માટે પણ તેઓને ભૂલી જાઉં તો પરમેશ્વર પણ મને અવશ્ય ભૂલી જાય. પરંતુ અહિં રહીને હું તેમનું કંઇ પણ ભલું કરી શકીશ નહિ. શું હું એકલો તેમનું ગુલામગીરીનું સખ્ત બંધન તોડી શકીશ? હું એકલો કંઈ પણ કરી ન શકું. પરંતુ જો કદાપિ કોઈ જાતિમાં જઈને મળી જાઉં, કે જે જાતિની વાત ઉપર બીજી જાતિઓના પ્રતિનિધિ ધ્યાન આપે તો અમારે જે કાંઈ કહેવાનું છે તે અમે કહી શકીએ. કોઇ જાતિના કલ્યાણને માટે વ્યક્તિ-વિશેષને વાદવિવાદ, પ્રશ્ન અથવા ભલામણ કરવાનો અધિકાર નથી, પરંતુ તે સમગ્ર જાતિને જ કેવળ તેવો અધિકાર હોય છે.

જો કદાચ સમસ્ત યુરોપ કોઈ વખતે સ્વતંત્ર જાતિઓનું એક મહામંડળ બની જાય, કદાચિત અધીનતા, અન્યાય અને સામાજિક ભિન્નતાની મુસ્કેલી યુરોપમાંથી સમૂળગી નીકળી જાય, અને જો સમસ્ત યુરોપ, ઇંગ્લાંડ તથા ફ્રાંસની માફક અમને એક સ્વતંત્ર જાતિ તરિકે સ્વીકારે તો તે વખતે અમે વિભિન્ન જાતિ-સમુહની મહાપ્રતિનિધિ સભામાં અમે અમારી દરખાસ્ત રજુ કરીશું, અને બળપૂર્વક ગુલામગીરીમાં બંધાયેલા, ભીષણ અત્યાચારમાં રિબાયેલા દીન દરિદ્ર જ્ઞાતિબન્ધુઓની તરફથી યોગ્ય ન્યાય માટે પ્રાર્થના કરીશું. એ સમયે સ્વાતંત્ર તથા સુખરેશો અમેરિકા દેશ પણ પોતાના વક્ષ-સ્થળમાંથી ઘોર કલંકરૂપ, સર્વ જણે ધિક્કારેલી આ દાસત્વ-પ્રથાને કાઢી નાંખવા માટે રાજી થશે.

તમે કદાચ કહેશો કે, આયરિશ, જર્મન તથા સ્વીડન જાતિઓની માફક અમને અમેરિકામાં સાધારણ-તંત્રમાં મળી જવાનો અધિકાર છે. હું પણ એ કબૂલ કરૂં છું. સમાન ભાવથી અમને સવળાની સાથે મળવા દેવા ઉચિત છે; જાતિ કે વર્ણનો ભેદ રાખ્યા વિના અમારા લોકોમાંથી દરેકને તેની યોગ્યતા પ્રમાણે સમાજમાં ઉંચે સ્થાને પહોંચાડવો એ સર્વથા યોગ્ય છે. વિશેષતઃ આ દેશમાં જન સાધારણને જે અધિકાર મળેલા છે તેમના ઉપર જ

અમારો કેવળ દાવો છે એટલું જ નહિ પણ અમારી જાતિને તેમના અત્યાચારથી જે નુકસાન થયું છે તે ભરી આપવાને માટે પણ અમેરિકાના લોકો ઉપર અમારો એક વિશેષ દાવો છે. પરંતુ તેમ છતાં હું એ દાવો કરવા ઇચ્છતો નથી. હું મારો એક દેશ તથા એક જાતિ માગું છું. આફ્રિકન જાતિના સ્વભાવમાં કેટલીક વિશેષતા છે. આફ્રિકનોનો સ્વભાવ અંગ્રેજો કરતાં સર્વથા જૂદો હોવા છતાં પણ એ વિશેષ ગુણો સભ્યતા તથા જ્ઞાન વિસ્તારની સાથે સાથે આફ્રિકનોને નીતિ તથા ધર્મમાં આગળ વધારવામાં ઉચ્ચ તથા મહાન્ સાબિત થશે.

હું એક નવો યુગ આવવાની રાહ જોઉં છું. મને વિશ્વાસ છે કે અમે એ નવીન યુગની પૂર્વ સીમાપર ઉભા રહ્યા છીએ. હાલમાં જે જૂદી જૂદી જાતિઓ ભયંકર વેદનાઓથી દુઃખી થઇ રહી છે, તેથી મને આશા રહે છે કે તે જ વેદનાઓમાંથી સાર્વભૌમિક પ્રેમ તથા શાંતિનો જન્મ થશે.

મારો દૃઢવિશ્વાસ છે કે આફ્રિકા ધર્મના બળ વડે જ ઉન્નતિના શિખરે પહોંચી શકશે. આફ્રિકનો ભલે ક્ષમતાવાન્ તથા શક્તિવાન ન હોય, પણ તેઓ હૃદયવાન, મહાનુભવ અને ક્ષમાશીલ તો છે જ. જેઓને અત્યાચારીઓની ધગધગતી આગમાં બળવું પડ્યું છે, તેઓ સ્વર્ગીય પ્રેમ તથા ક્ષમાના ગુણથી હૃદયને ભરી ન લે, તો તેમના હૃદયના અગ્નિને શાંત પાડવા માટે બીજો ઉપાય પણ શો છે ? એ પ્રેમ તથા ક્ષમાગુણથી જ તેઓ જય મેળવશે. આફ્રિકા મહાખંડમાં પ્રેમ તથા ક્ષમાનો મહાન્ ધર્મ ફેલાવવો એ જ અમારા જીવનનું વ્રત થશે.

મારા પોતાનામાં એ વિષે દુર્બળતા છે, મારી નસોમાં અડધું ઉપરાંત અંગ્રેજ લોહી છે. પરંતુ મારી પાસે સદૈવ એક મધુર વચનો બોલનારી જે ધર્મશિક્ષિકા રહે છે, તે મારી પરમ લાવણ્યવતી સહધર્મિણી છે. હું માર્ગ ભૂલી જાઉં છું તો તે મને ધીમે ધીમે કર્તવ્યનો માર્ગ દેખાડે છે. અમારી જાતિનો ઉદ્દેશ, અમારા જીવનનો ઉદ્દેશ તે સદૈવ નેત્રોની આગળ જાગૃત રાખે છે. દેશહિતની તેમ જ ધર્મશિક્ષાની ઇચ્છાથી હું મારા પ્રિય દેશ આફ્રિકામાં જાઉં છું.

તમે મને કલ્પનાવિલાસી કહેશો, કદાચ તમે કહેશો કે મેં જે કામમાં હાથ નાંખ્યો છે તેના ઉપર સંપૂર્ણ વિચાર કર્યો નથી. પરંતુ મેં ઘણો વિચાર કર્યો છે તેમજ નુકસાનની પણ ગણત્રી કરી જોઈ છે. હું કાવ્ય વર્ણિત સ્વર્ગધામની કલ્પના કરીને લાઇબિરિયા જતો નથી. હું કર્મક્ષેત્રમાં ઉભો રહીને મહેનત કરવાનો સંકલ્પ કરીને જાઉં છું. મને આશા છે કે હું મારા દેશને માટે કદાપિ મહેનત કરવામાં પાછી પ્હાની નહિ કરૂં, અનેક

અડચણો આવશે છતાં મારા નિશ્ચયમાં અડગ રહીશ, જ્યાંસુધી દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી દેશને માટે તનતોડીને કામ કરીશ.

એ આશાથી જ હું જાઉં છું. મારો અચળ વિશ્વાસ છે કે, હું આ બાબતમાં નિરાશ થઇશ નહિ. મારા સંકલ્પના સંબંધમાં તમે ભલે ગમે તેવો વિચાર કરજો, પણ મારા પર અવિશ્વાસ ન લાવશો. સ્મરણમાં રાખજો કે હું ગમે તે કાર્ય કેમ ન કરૂં, પણ સ્વજાતિનું ભલું કરવાની ઇચ્છાને જ હૃદયમાં ધારણ કરી તે કાર્યમાં પ્રવૃત્ત થઇશ.

હું છું તમારો પ્રેમાકાંક્ષી,
જ્યૉર્જ હેરિસ."

કેટલાક અઠવાડિયા પછી જ્યૉર્જ પોતાના સ્ત્રી, પુત્ર, કન્યા; સાસુ, ભાણેજ વગેરેને સાથે લઇને આફ્રિકા તરફ ઉપડી ગયો.

મિસ ઑફેલિયા તથા ટૉપ્સી સિવાય આપણી નવલકથામાં આવેલા કોઇ પણ પાત્રના સંબંધમાં વિશેષ કંઇ પણ કહેવાનું હવે રહેતું નથી.

મિસ ઑફેલિયા ટૉપ્સીને વર્મન્ટમાં લઈ ગઈ. પહેલાં તો મિસ ઑફેલિયાના પિતાના ઘરમાં લોકો તેને જોઇને ઘણા વિસ્મિત તથા સહેજ ગુસ્સે થયા. પરંતુ મિસ ઑફેલિયા પોતાના કર્ત્તવ્યમાર્ગમાંથી વિમુખ થાય એવી સ્ત્રી નહોતી. તેના અપૂર્વ સ્નેહ તથા પ્રયત્નના ગુણોને લીધે દાસ-બાલિકા થોડા દિવસોમાં જ આડોસી પાડોસી સઘળાંની ઘણી માનીતી થઇ પડી. મ્હોટી થઇ ત્યારે ટૉપ્સીએ પોતાની ખુશીથી ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કર્યો. તેની તીક્ષ્ણ બુદ્ધિ, કર્મિષ્ઠતા અને ધર્મોત્સાહ જોઇને કેટલાક મિત્રોએ તેને આફ્રિકામાં જઇને ધર્મનો પ્રચાર કરવાની સલાહ આપી.

પાઠિકાઓ સાંભળીને સુખી થશે કે મેડમ ડી થોકસની શોધથી કૅસીનો પુત્ર પણ મળી આવ્યો હતો.

એ વીર યુવક માતાના નાશી આવ્યા પહેલાં ઘણા વખતથી કૅનેડામાં નાશી આવ્યો હતો. અહિંયા કેટલાક દાસત્વ-પ્રથા વિરોધી અનાથબન્ધુ સહૃદય મહાત્માઓની સહાયતાથી તેણે ઉત્તમ શિક્ષણ સંપાદન કર્યું હતું. તેને જ્યારે ખબર પડી કે તેની માતા તથા બ્હેન આફ્રિકા જાય છે, ત્યારે તેણે પણ આફ્રિકાનો રસ્તો લીધો.



# નવીન નૉવેલો તથા ઉપયોગી પુસ્તકો.

**ચક્રવર્તી અશોક**—અર્ધ ઐતિહાસિક તેમજ ધાર્મિક નવલકથા. મોટા કદનાં પૃષ્ઠ ૩૫૦ પાકું પુંઠું. કિંમત રૂ. સવા બે. બૌદ્ધ ધર્મના પ્રવર્તક સમ્રાટ્ અશોકના જીવનમાંના અનેક ધર્મયુદ્ધોમાંના એક કલિંગ યુદ્ધના મુખ્ય કથાભાગ ઉપર આ નવલકથા રચાઇ છે. અશોક એક સમયે ઘાતકી અને ક્રૂર સ્વભાવનો હતો તે જ કલિંગ યુદ્ધ પછી એકદમ કેવો બદલાઇ ગયો તેમજ તેનું જીવન-સૂત્ર કેવી રીતે ફરી ગયું તેના તાદૃશ ચિત્ર ઉપરાંત કપટી બુદ્ધિમતિ, સંપુષ્ટાચાર્ય, અને કાવત્રાંખોર કલાવતી, વગેરે દ્વારા રાજકીય ખટપટનો સુંદર દેખાવ પણ આમાં દૃશ્યમાન થાય છે. કલિંગ યુવરાજ જીતેન્દ્રનું ઉત્તમ ચારિત્ર, સુમેન્દ્રરાજની કન્યા શોભના તેમજ ઇન્દિરાનો નિર્મળ પ્રેમ, ચિદાનંદ, ઉપગુપ્ત, અને મોગલીપુત્ર તિષ્ય જેવા ધર્માચાર્યોની ધર્મપરાયણતા વગેરે વડે આ નવલકથા એટલી તો મોહક તથા બોધક થઇ છે કે પુરી કર્યા વગર હાથમાંથી મુકવી જ ગમે નહીં.

**સુશિક્ષિત સ્ત્રી**—અથવા બાળકોની ગૃહ કેળવણીનો ઉત્તમ આદર્શ. લેખક—સૌ. પ્રસન્નગૌરી મુકુન્દરામ મહેતા. ખાસ કરીને કેળવાએલી સન્નારીઓને વાંચવા સારૂ બાળ કેળવણીના તથા સુગૃહવ્યવસ્થાના ઉત્તમ નમુના રૂપ નવીન નવલકથા. ગ્લેઝડ કાગળ અને પાકું સુંદર પુંઠું. કિંમત રૂ. એક.

**રાજસ્થાનની વીરરમણી ચંદા**—ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. કિં. રૂ. દોઢ. આમાં ચારસો વર્ષ ઉપર થઇ ગયેલી રણથંભોરના દુર્ગરક્ષક સુરજનસિંહની પત્ની વીરક્ષત્રાણી ચંદાનો ચિતાર છે. સુજનસિંહે લોભ—સ્વાર્થને વશ થઇને શહેનશાહ અકબરની સામે યુદ્ધ ન કરતાં મેવાડના મહારાણાનો એ અજીત કીલ્લો તેને સોંપી દેવાનો વિચાર કર્યો, ને તેની જાણ થતાં તેની પત્ની ચંદાએ પોતાના પતિનું ખુન કરી પોતે સતી થઇ હતી. ઇતિહાસમાં આવો બનાવ ક્વચિત જ મળી આવે છે ને તેથી આ નવલકથા અદ્દભુત થઈ છે. વળી તેની સાથે ચંદાના ભાઇ ભારતસિંહની વીરતા અને સ્વદેશદાઝ તથા ક્ષત્રાણી પ્રભાવતીનો નિશ્ચલ પ્રેમઃ મહારાણા માનસિંહનું કપટકૌશલ્ય, અકબરની કુશળ રાજનીતિઃ હિન્દુ મુસલમાનની એકતાના પ્રયત્નઃ ઉર્દુમિશ્રિત ગઝલો ને શાયરો વગેરે અનેક ઐતિહાસિક પ્રસંગોવડે આ નવલકથા અત્યંત મોહક તેમજ સ્ત્રી પુરૂષો સર્વેને બોધક થઈ છે.

**ધર્મપાળ** અને દેવી કલ્યાણીનો આત્મોત્સર્ગ—બૌદ્ધ સમયની ઐતિહાસિક નવલકથા. કિં. રૂ. અઢી.

**વિપિન**—સામાજીક નવલકથાની બીજી આવૃત્તિ. કિં. રૂ. દોઢ. લેખક. રા. રા. રાજેન્દ્રરાવ સોમનારાયણ; બી. એ. વીસમી સદીના સમયની આ વાર્તામાં સંસાર સુધારાને અંગે ચર્ચાતા વિષયોનો ઉહાપોહ સરસ રીતે કર્યો છે. તીલસ્માતી કે પ્રેમના ખોટા ટાયલાનો આમાં અંશ પણ નથી; પરંતુ સ્ત્રી–પુરૂષ કે બાળક સર્વે સરખા જ રસથી વાંચે ને દરેક કાંઇને કાંઈ સારો પાઠ શીખે તેવી ઉત્તમ આ નવલકથા છે.

**માયાનો બજાર**—( ચાલુ જમાનાની સામાજીક નવલકથા બે ભાગમાં. ) કિંમત ૧ લા ભાગની રૂ. ૧॥; બીજા ભાગની રૂ. ૨–૦–૦ સર વોલ્ટર સ્કોટની બરોબરીના મરાઠીમાં પ્રસિદ્ધ વાર્તા લેખક **હરિ નારાયણ આપટે**ની એક નવલકથાનું આ ભાષાન્તર રા. રા. મુકુન્દરામ નિત્યારામ મહેતાએ કરેલું છે. આ આખી નવલકથાનાં એકંદર ૬૬ પ્રકરણો છે, તેમાં ચાલુ જમાનાનું તથા જનસ્વભાવનું તાદશ્ય ચિત્ર છે. આમાં સુશિક્ષિત અને બાપની મીલકતનો વારસો પામેલી પવિત્ર પદ્માવતીને તેની મીલકત કબજે કરી લેવા સારૂ દુર્વ્યસની ને દુષ્ટ સ્વભાવનો તેનો પતિ બાળા સાહેબ કેવી રીતે સતાવે છે. પદ્માની જીવજાન બહેનપણી માલતી તેને દુઃખમાં કેવી મદદરૂપ થઇ પડે છે અને તેનો ભાઇ વસંતરાવ જીવના જોખમે પણ પદ્માવતીને દુષ્ટ બાળા સાહેબના પંઝામાંથી છોડાવે છે; તથા પરમાર્થી ડાકટર ભગવંતરાવની ગરીબો પ્રત્યેની માયા–મમતા, પ્લેગમાં નિરાધાર થઇ પડેલી વિધવા મથુરાબાઇને તેની મદદ–દુષ્ટ દીગંબરની ચાલુ પજવણી: એજ્યુ. ઇન્સ્પેકટર રાવ સાહેબ તથા મહેતાજીના સ્વભાવ વર્તનના દ્રશ્ય વગેરે અનેક જનસ્વભાવના ચાલુ સમયનાં તાદસ્ય ને મજેદાર ચિત્રો આમાં છે.

**પ્રતાપસિંહ**—ઉદેપુરના વીર શ્રેષ્ટ મહારાણાની એતિહાસિક સ્વતંત્ર નવલકથા આ એકજ છે. લેખક રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા. આમાં રાણા પ્રતાપના જીવનના ઘણા પ્રસંગેનો ઉલ્લેખ છે. સાચી સ્વદેશભક્તિ, સાચી વીરતા અને માતૃભૂમિ પ્રત્યેનો સાચો પ્રેમ આ વાર્તામાં સ્થળે સ્થળે દેખાઈ આવે છે. દેશભક્તિની અને માતૃભૂમિ પ્રત્યેના પ્રેમની માત્ર વાતો કરવાથી કાંઇ વળતું નથી; પરંતુ જાતિભોગ આપવાથી જ સાધ્ય વસ્તુ મેળવાય છે, તે આ નવલકથામાં ઓતપ્રોત ભરેલું છે. કિ. રૂ. એક.

**ધર્મનો જય**—વડોદરાના મહારાજા મલ્હારરાવના સમયની નવલકથા. આમાં મહારાજા મલ્હારરાવના ભોળપણનો ગેરલાભ લઇને તેમના નામે કારભારીઓએ પ્રજાજનોનો કેવી રીતે છળ કરેલો, અને તેના પરિણામે રાજ્ય ઉપર ભયંકર પ્રસંગ આવતાં છેવટે

મ૦ મલ્હારરાવને નજરકેદ કરી, હાલના શ્રીમંત મહારાજા સયાજીરાવને ગાદીએ બેસારવાનો પ્રસંગ આવ્યો હતો. તેનું કલ્પનામિશ્રિત સાચું ચિત્ર છે. નાયક ધર્માજીરાવની ધર્મનિષ્ઠાની સાથે રાજ્યનિષ્ઠા, પંતનાં નિંદ્ય કાવતરાં, મલ્હારરાવ મહારાજનું ભોળપણુ, ટેકરાસ્વામીની તેમને સાચી સલાહ, નીતિ અને ભ્રમર તથા સદ્ગુણ અને વિમલદુર્ગાનો પ્રેમઃ મણીની મુંઝવણ વગેરે પ્રસંગો ઘણા મજેદાર અને બોધક છે. રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૨૨૫ પુઠું સોનેરી. કિ. રૂ. સવા.

**હાસ્યમંદિર**—લખનાર—રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. તદ્દન નવીજ જાતના આ પુસ્તકની શરૂઆતમાં ‘ હાસ્યરસ ’ વિશેનો લગભગ ૧૨૫ પૃષ્ઠનો એક નિબંધ તથા બીજા ૩૪ હાસ્યરસિક લેખો છે. તેમાં ભોમીયાને દીધેલી ભૂલથાપ; નવાબ સાહેબની મુલાકાત; પાટીઆં વાંચનારા; વગર ગુનાહની સજાઓ; અવેજી કારભારી; માનપત્ર વિશે પદાર્થ પાઠ; નવી ઇસપનીતિ; થોભીઆ, વગેરે લેખો તથા એ ખાસ તૈયાર કરાવેલાં ચિત્રો પેટ પકડીને હસાવે તેવાં છે. પૃષ્ઠ ડેમી આઠ પેજી મોટાં ૨૫૦ ઉપરાંત. કિંમત રૂ. ૧–૧૨–૦

**પાપ અને પશ્ચાત્તાપ**—ભાગ ૧ લો–પાપનું સ્વરૂપ. મૂલ્ય ૦–૮–૦ ભાગ ૨ જો પશ્ચાત્તાપનો માર્ગ. મૂલ્ય ૧–૦–૦. નવલકથાના આ પુસ્તકની ઉપયોગીતા અને ઉત્તમતા માટે સા. શ્રી રણછોડભાઈ ઉદયરામ, સા. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, ભાવનગરના દીવાન રા. રા. મુરારજી આણંદજી તન્ના વગેરે ગૃહસ્થોના ઉત્તમ અભિપ્રાયો છે. પહેલો ભાગ ખલાસ થવાથી બીજી આવૃત્તિ થઇ છે.

આ નવલકથામાં માણુસ પોતાની રહેણી કરણી ઉપર કાબુ ન રાખે તો તે અજાણતામાં પણ પાપના ખાડામાં કેવી રીતે ઉતરતો જાય છે, અને તેનું પરિણામ કેવું ભયંકર આવે છે તે, તેમજ તેનું ભાન તેને થતાં કેવો પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવે છે, અને અંતરના સાચા પશ્ચાત્તાપથી બગડેલી બાજી ઇશ્વર કેવી રીતે સુધારે છે, વગેરે બહુ સરસ રીતે દર્શાવેલું છે. ગ્રન્થરચના એવી ઉત્તમ થયેલી છે કે પહેલો ભાગ વાંચ્યા પછી બીજો ભાગ વાંચ્યા વગર મનને સંતોષ વળતો નથી, ને બીજા ભાગમાં પણ છેવટનો કેટલોક ભાગ એવો ઉત્તમ છે કે તે વાંચતાં “ સરસ્વતીચંદ્ર ” ના ચોથા ભાગમાં સરસ્વતીચંદ્રના સ્વપ્નદર્શનનો ખ્યાલ આવે છે.

**નીલનેની અને ઉષાનન્દિની**—પ્રો. બેઇનની વાર્તાઓના આ બન્ને ભાષાન્તર છે. “નીલનેની” રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે બી. એ. એ કરી છે, અને “ ઉષાનન્દિની ” સ્વ૦ ઉર્મિલાએ લખી છે. બન્ને ભાષાન્તરો

એવાં સુમધુર છે કે તે વાંચતાં તન્મય થઇ જવાય છે. છપાઇ બંધાઇ પણ તેવીજ ઉત્તમ છે. દરેકની કિંમત આઠ આના.

**ચોખેરેવાલી** એટલે **આંખનીકણી!** સર રવિન્દ્રનાથ ટાગોર કૃત સામાજીક નવલકથા. બે ખંડમાં સંપૂર્ણ. બેઉ ખંડની કિંમત રૂ. બે. આ નવલકથા આપણા ઘરસંસારમાં અકલ્પિત રીતે બનતા બનાવોનું સાચું ને સુંદર ચિત્ર બતાવનારી છે. યુવાન વિધવા-પ્રગલ્ભા **વિનોદિની** અને સરલ ભોળી નવયુવતિ **આશા,** તેમજ ચંચલવૃત્તિનો, ઉતાવળીઓ ને સ્વછંદી ગર્ભશ્રીમંત **મહેન્દ્ર** તથા તેનાથી ઉલટાજ સ્વભાવનો પણ તેનો સાચો બાળમિત્ર **બિહારી,** આ મુખ્ય ચાર પાત્રો અને તેમના સ્વભાવપરિવર્તન ઉપરથી કુદરતી જનસમાજનું બહુ ઉત્તમ પ્રતિનું શિક્ષણ વાંચનારને મળે છે.

**નૂરજહાન**—એક હિંદી રાણીની વાર્તા. કીં. બાર આના. સરદાર જોગેન્દ્રસિંહની અંગ્રેજી વાર્તાનું ભાષાન્તર કર્તા મ૦ નલીનકાન્ત નરસિંહરાવ. પુઠું સોનેરી.

**ભદ્રંભદ્ર**—કર્તા રા૦ બા૦ રમણભાઈ મહીપતરામ. હાસ્યરસિક નવલકથા. સચિત્ર બીજી આવૃત્તિ. કિં. રૂ. દોઢ.

**મુકુલમર્દન**--કર્તા કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆ બેરીસ્ટર એટ-લો. સામાજીક વાર્તા. મૂલ્ય ૦-૮-૦

**રત્નમાળા**—કવી દલપતરામ ડાહ્યાભાઈ કૃત. ગુજરાતની પ્રાચીન ઐતિહાસિક વાતો-કથાઓ તથા જગદેવ પરમારની હકીકત વગેરે. કિં. બાર આના.

**સુખશાન્તિ વિચારણા**—આ પુસ્તક જાણીતા અંગ્રેજ ગ્રંથકાર સર જૉહાન લબકના પુસ્તકના આધારે પણ ઘણા ફેરફાર સાથે તૈયાર કરેલું છે. તેમાં સામાજીક સુખની અભિવૃદ્ધિના નીચેના વિષયોનો વિચાર દાખલા દલીલો તથા આપણા ધર્મનાં પ્રમાણો સાથે કરવામાં આવ્યો છે:—

પ્ર૦ ૧ લું સુખ. ૨ જું મન. ૩ જું અભિલાષા. ૪ થું સંતોષ. ૫ મું વિપત્તિ. ૬ ઠું ઔદાર્ય. ૭ મું મિત્ર અને શત્રુ. ૮ મું ધન. ૯ મું વિવેકબુદ્ધિ. ૧૦ મું શાન્તિ. કિં. રૂ. દોઢ. ( પુંઠું પાકું ને રૂપેરી નામ સાથે. )

**મુક્તિમાલા**—અથવા જીવરાજજીજીવન્મુક્તિ આખ્યાન. કર્તા સ્વ. પ્રાણુલાલ શંભુલાલ દેસાઈ. કિં. રૂ. દોઢ. આ વૈદાન્ત શાસ્ત્રના ગહન તત્વો સમજાવનારો સરલ ને સંવાદરૂપે નવીનજ ગ્રન્થ છે. સાધારણ વાંચનારને પણ આ ગ્રન્થનો વિષય સમજવામાં

મુસ્કેલી ન પડે તે માટે જીવરાજ, મનરાજ, વિદ્યા, અવિદ્યા, કુમતી, સુમતી, પ્રવૃત્તિ. સરસ્વતી વગેરે પાત્રોનું રૂપક આપીને વેદાન્તનાં ગહન તત્વોને શંકા-સમાધાન વડે પરસ્પર સંવાદની પદ્ધતિથી સમજાવવામાં આવ્યાં છે. વચમાં વચમાં સરલ અને બોધક દૃષ્ટાન્તો આપીને સાધારણ અધિકારીને પણ સિદ્ધાન્ત સમજાય એવી રચના કરી છે. ભાષા છેકજ સાદી હોવાથી તેમાં વિશેષ સરલતા થઈ છે. આ પહેલા ભાગમાં ચાર અંક છે, ને તેના પેટામાં પ્રવેશની ગોઠવણ કરેલી છે. રોયલ ૧૬ પેજી લગભગ ૩૫૦ પૃષ્ઠનો આ મોક્ષનો માર્ગ-દર્શક અમૂલ્ય ગ્રન્થ દરેક ધર્મ જીજ્ઞાસુએ તથા પુસ્તકશાળાએ પોતાના સંગ્રહમાં જરૂર રાખવો ઘટે છે. કિ. રૂ. દોઢ.

**ઇસુનું અનુકરણ**—ઇસુખ્રિસ્તનાં નીતિસૂત્રો: પુસ્તક ૧-૨ સાથે. કિંમત આઠ આના.

પુસ્તકના નામ ઉપરથી આ પુસ્તક ખ્રિસ્તિ ધર્મને લગતું માની લેવાનું નથી; પરંતુ મનુષ્યના આધ્યાત્મિક જીવન માટે તથા આંતરજીવન માટે મહાત્મા ઇસુખ્રિસ્તે નીતિનાં જે સૂત્રો દર્શાવેલાં તેજ આમાં છે. **પહેલા પુસ્તકમાં** ૨૫ પ્રકરણો છે તેમાં પોતાવિશે, મોટી આશા અને મગરૂરી દૂર કરવા વિશે, દુઃખથી થતા લાભ વિશે, લાલચને રોકવા વિશે, સાહસિક વિચારથી દૂર રહેવા વિશે, એકાન્ત જીવન વિશે, હૃદયના અનુતાપ વિશે, મૃત્યુ વિશે ગંભીર મનન, પોતાના જીવનની સુધારણા વિશે છે. **બીજા પુસ્તકમાં** આંતર્જીવન વિશે, વિશુદ્ધ મન અને સાદા વિચાર વિશે, આત્મ-ચિંતન વિશે, પ્રભુની કૃપા માટે કૃતજ્ઞતા દર્શાવવા વિશે, વગેરે વગેરે મનન કરવા યોગ્ય ઘણા નીતિસૂત્રો છે. લાઇબ્રેરી માટે સરકારે મંજુર કર્યું છે.

**ભક્તિજ્ઞાનનો ભંડાર.**—પાકું સોનેરી નામનું પુંઠું કીં. રૂ. પોણો.

મર્હુમ કવિ ગોવર્ધનદાસનાં ભક્તિ જ્ઞાનનાં ભજનો, પ્રાર્થનાનાં પદો, પ્રભાતીઆં, ગીતાનું ભાષાન્તર, માયાનું સ્વરૂપ, પ્રકૃતિ માયા ત્રિગુણ પ્રકાર વગેરેનો ઉપદેશી સંગ્રહ છે. ઓ. મિ. ગોકળદાસ કહાનદાસ પારેખ વગેરે તેમના ટ્રસ્ટીઓએ તેના વીલ અન્વયે છપાવેલો છે.

**શ્રી કૃષ્ણજીવન.** સુપ્રસિદ્ધ લેખક બાબૂ નવીનચંદ્ર સેનના બંગાળીનું ગદ્યમાં ભાષાન્તર. આ પુસ્તકમાં નીચે પ્રમાણે પ્રકરણો છે. ( ૧ ) પૂર્વ સ્મૃતિ. ( ૨ ) સોહમ્. ( ૩ ) સ્ત્રીધર્મ. ( ૪ ) સુખતત્વ. ( ૫ ) સમ્મેલન. ( ૬ ) મહાભારત. ( ૭ ) છાયા. ( ૮ ) અભિશાપ. ( ૯ ) મહાપ્રસ્થાન ( ૧૦ ) પ્રાયશ્ચિત. ( ૧૧ ) ભવિષ્ય ( શ્રી કૃષ્ણ સ્વધામે ગયા પછીનું. ) નામદાર બ્રિટિશ સરકારે ઇનામ માટે મંજુર કર્યું છે. ત્રીજી આવૃત્તિ. કીંમત છ આના.

**પ્રવાસીના પત્રો.**—**દેશ–સમાજ—સાહિત્ય–કેળવણી રાજ્ય વગેરે વિશેની પત્રવ્યવહાર રૂપે ચર્ચા. કિં. રૂ. એક ને બે આના.** આ પુસ્તક વિશે રા. બ. રમણભાઈ મ. નીલકંઠ, રા. સા. ગણપતરામ અ. ત્રવાડી, રા. રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ, બેરીસ્ટર–એટ–લૉ; રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા ( કાદંબરીના ભાષાન્તરકાર ); રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા વગેરે ઘણા વિદ્વાનોનાં ઉત્તમ અભિપ્રાયો મળ્યા છે. ગુજરાતી ભાષામાં આ દિશામાં આ પ્રયાસ નવીન હોવા છતાં અત્યંત આકર્ષક થયો છે. નિબંધો વાંચતાં જે કંટાળો આવે છે, તેવો કંટાળો આ પત્રો વાંચતાં જરા પણ આવતો નથી; પરંતુ ઉલટો વાંચવામાં રસ પડે તેવું છે.

**સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ**—( સ્ત્રી ઉપયોગી ખંડ ૧–૨ ભેગા. કિં. રૂ. એક. ) આ પુસ્તકમાં કેળવાએલી સ્ત્રીએ પોતાનાં બાળકોને નાનપણથી જ ઘરમાં કેવી રીતે કેળવણી આપવી તથા તેમનું વર્તન દુષિત ન થાય તે માટે કેવી રીતે કાળજીથી વર્તવું જોઇએ, તે વિશે પતિ-પત્નીના પત્રવ્યવહાર રૂપે ચર્ચા કરેલી છે. પુસ્તકના બે ખંડમાં ૩૨ પત્રો આવ્યા છે. આ પત્રો બનાવટી નહીં પણ ખરેખરા લખાયેલા એટલે અનુભવેલા છે. ખાસ કરીને ભણેલી સ્ત્રીઓને આ પુસ્તક એક વખત વાંચવા જ નહીં પણ હમેશાં પોતાની પાસે રાખવા જેવું છે.

**વેપારોપયોગી પાઠમાળા**—**દી૦ બ૦ અંબાલાલભાઇના “ નાણા ભીડ ” વિશેના આખા ભાષણ સહીત. પાકું પુઠું–કીંમત દસ આના.** આ પુસ્તકમાં નાના મોટા સર્વે વેપારીઓને હમેશાં ઉપયોગી થઈ પડે તેવા નીચે પ્રમાણે ૨૮ પાઠ છે. ( ૧ ) વેપારનું મહત્વ. ( ૨ ) ધંધો. ( ૩ ) મુડી. ( ૪ ) નાણું. ( ૫ ) શાખ. ( ૬ ) પેઢીઓ, બેંકો અને શરાફો. ( ૭ ) વેપારમાં નામાનું મહત્વ અને તેની અગત્ય. ( ૮ ) ઘરાક અને વસ્યાત. ( ૯ ) જાહેરાત–પ્રસિદ્ધિ. ( ૧૦ ) પંત્યાળું–સહીયારો વેપાર. ( ૧૧ ) વેપારીના ગુણસ્વભાવ. વેપારમાં ફતેહ મેળવવાનાં સાધનો. ) ધંધામાં ખોટ આવવાનાં કારણો. ( ૧૪ ) ઉધારીઆ વ્યવહારથી થતી હાનિ. ( ૧૫ ) વેપારમાં વિશ્વાસનું મહત્વ. ( ૧૬ ) વીમો, તેની જરૂર ને તેના લાભ. ( ૧૭ ) વેપારી જ્ઞાનનાં સાધનો. ( ૧૮ ) તેજી મંદીનું જ્ઞાન. ( ૧૯ ) વેપારીને અર્થશાસ્ત્રના અભ્યાસની જરૂર ( ૨૦ ) જકાત અને વેપારનાં તત્વો. ( ૨૧ )

મુસાફરી. ( ૨૨ ) વેપારની સગવડો ( ૨૩ ) પત્રવ્યવહાર. ( ૨૪ ) અનુભવ, અભિપ્રાય અને સલાહના નિયમ. ( ૨૫ ) પ્રમાણિકપણું ( ૨૬ ) ઇશ્વર ઉપર આસ્થા. વેપારી નીતિ. ( ૨૮ ) નાણાં ભીડ કેમ થાય છે ?

**જર્મનીની ઉન્નતિ શાથી થઈ?**—આ પુસ્તકમાં જર્મનીમાં વિચારક્રાન્તિ; વેપાર; ઔદ્યોગિક મંડળોની યોજના; કારખાનાં અને મજુરો સંબંધી, સરકારે માથે લીધેલાં કાર્યો જેવાં કે રેલ્વે, નહેરો, ખેતીવાડી, હુન્નરઉદ્યોગો; પ્રજા સંવર્ધન અને બાળસંરક્ષણની યોજના વગેરે; રાષ્ટ્રનો વિસ્તાર તથા દરીઆઈ બળ અને જર્મનીનો પૂર્વ ઇતિહાસ તથા સામાન્ય માહિતી; વગેરે જર્મનીની ઉન્નતિનાં સાધનો વિશે પુરેપુરી માહિતી આપનારાં ૨૪ પ્રકરણો છે. મોટા માપનાં ૨૫૦ પૃષ્ઠ. પાકું સુંદર પુંઠું. કિં. રૂ. ૧–૧૪–૦

**બાળ ગંગાધર તિલકનું જીવનચરિત્ર**—

આ પુસ્તકમાં લો. મા. તિલક, તેમનાં પત્ની, મીસીસ એનીબીસાંટ, મ. ગોખલે, દાદાભાઈ, રાનાડે, આગરકર વગેરેની આઠ છબીઓ સાથે જીવનચરિત્ર તથા તેમના વિચારોનો સંક્ષેપઆપેલો છે. સર્વે સ્વદેશાભિમાનીઓએ પોતાના સંગ્રહમાં આ પુસ્તક રાખવું જોઇએ તેવું ઉપયોગી છે. રા. રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, એમ. એ. એલ એલ. બી. એ આ પુસ્તકમાં આદિ વચન–ઉપોદ્ઘાત–લખેલ છે. કિં. રૂ. સવા.

**સત્યભામા**—(પત્નીની પસંદગી–શુદ્ધ પ્રેમનો આદર્શ.) આપણી લગ્નપદ્ધતિ વિષેનું પાંચ અંકી નાટક. હાફટોન બ્લૉકનાં ૭ મનોહર ચિત્રો સાથે. અંક ૧ લો–પ્રેમાંકુર. અંક બીજો–પ્રેમવિકાસ. અંક ત્રીજો–પ્રેમપ્રકાશ. અંક ચોથો–પ્રેમપરીક્ષણ. અંક ૫ મો–પ્રેમની પરિસીમા. કિંમત રૂ. એક ને બે આના. ફેધરવેઇટ પેપરની ઉંચી આવૃત્તિનો રૂ. દોઢ.

જાતકમાણીવડે પૈસાદાર થવું હોય તો વાંચો—**પૈસાદાર કેમ થવાય ?**

મુળ લેખક ડૉ. સેમ્યુઅલ્સ. આ પુસ્તકમાં વ્યવહાર ઉપયોગ થઇ શકે તેવા વિવિધ વિષયોની ચર્ચા દાખલા દૃષ્ટાન્ત સાથે કરી છે. કિં. રૂ. એક.

મળવાનું ઠેકાણું:—

જીવનલાલ અમરશી મહેતા,

ઠે. પીરમશા રોડ—અમદાવાદ.

